# મરાઠી રિયાસત

## ઉત્તરાર્ધ.



ગુ. વ. સોસાઈટી.

# મરાઠી રિયાસત-

## ઉત્તરાર્ધ.

રા. રા. ગોવિંદ સખારામ સરદેસાઈ કૃત
મરાઠી પુસ્તકના આધારે

અનુવાદ કર્તા,

**જીવનલાલ અમરશી મહેતા,**

'અશોક', 'ગુ૦ શબ્દાર્થ ચિંતામણી', 'ધર્મનો જય', 'શ્રીકૃષ્ણ જીવન', 'સત્યભામા', વગેરેના કર્તા: અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી**
**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,**
આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૫૦૦
સંવત ૧૯૮૨. સને ૧૯૨૬

મૂલ્ય એક રૂપિયો.

# શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળાનો
# ઉપોદ્ઘાત.

વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેના ખાસ ખેલ સમશેર બહાદુર સન ૧૮૮૨માં અમદાવાદ પધાર્યા તે પ્રસંગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને રૂ. ૫૦૦ બક્ષીસ કર્યા. માટે સોસાઇટીએ તેમને પોતાના મુરબ્બી (પેટ્રન) ઠરાવ્યા છે; અને તે રકમ તેમના નામથી જૂદી રાખી તેનું વ્યાજ તેમને નામે ગ્રન્થો રચાવવામાં, ગ્રન્થો છપાવી પ્રસિદ્ધ કરવામાં અને ઉત્તેજન દાખલ ગ્રન્થો ખરીદ કરવામાં વાપરવાનો ઠરાવ કર્યો છે. તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો "શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળા" તરીકે પ્રસિધ્ધ કરવામાં આવ્યા છે:—

૧. ગ્રીસ દેશનો ઇતિહાસ.
૨. વિધવાવપન અનાચાર.
૩. હિંદનાં મહારાણી અને તેમનું કુટુંબ.
૪. ભાલણસુત ઉદ્ધવકૃત રામાયણ.
૫. કર્તવ્ય.
૬. બર્નિયરનો પ્રવાસ.
૭. ઔષધી કોષ, ભાગ ૧ લો.
૮. અકસ્માત વખતે મદદ અને ઇલાજ.
૯. હેન્રી ફૅાસેટનું જીવનચરિત્ર.
૧૦. હિંદની ઉદ્યોગસ્થિતિ.
૧૧. મરાઠી સત્તાનો ઉદય.
૧૨. હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ ભાગ ૩ જો. બ્રિટિશ
૧૩. ,, ,, ,, ભાગ ૧ લો. મુસલમાની [રિયાસત. (બે ભાગમાં.)
૧૪. મરાઠી રિયાસત—પૂર્વાર્ધ. ( ,, )

# મૂળ લેખકની પ્રસ્તાવના.

૧. આજ પર્યંતનું કામ—મરાઠી વાચકોની જિજ્ઞાસા તૃપ્ત કરનાર હિંદુસ્તાનના ઇતિહાસનું એક પણ પુસ્તક નથી એમ જોતાં પચ્ચિશ વર્ષ પહેલાં મેં એ બાબત યથાશક્તિ પ્રયત્ન કરવા માંડયો. અને સન ૧૮૯૯ માં મુસલમાની રિયાસત, સન ૧૯૦૧ માં મરાઠી રિયાસત પૂર્વાર્ધ, અને સન ૧૯૦૭ માં બ્રિટિશ રિયાસત પૂર્વાર્ધ એ પ્રમાણે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં. દરમિયાન દેશસ્થિતિ તથા લોકશિક્ષણમાં પુષ્કળ ફેર પડી ગયો. લેખકોને નવીન અનુભવ પ્રાપ્ત થયો, વાચકોની અપેક્ષા વધી, ઇતિહાસનું સાહિત્ય મેળવવા તરફ અનેક શોધકોનું લક્ષ લાગ્યું, નવીન માહિતી તથા પુસ્તકો બહાર આવ્યાં, વર્તમાનપત્રોમાં અને માસિકોમાં અનેક પ્રશ્નોની ચર્ચા થવા લાગી, પૂર્વની માન્યતા, સમજુત તથા સિદ્ધાન્ત છેક જ બદલાઈ ગયા. વાચન, પ્રવાસ અને અનુભવના પરિણામે મારા પણ વિચારમાં ઘણો ફેર પડયો, અને પરિસ્થિતિ પ્રમાણે લેખકોની તથા પ્રકાશકોની જવાબદારી વધી. આ બધું એટલી ત્વરાથી બન્યું કે વિશ વર્ષ પહેલાં લખેલાં પુસ્તકો આજ લગભગ નિરુપયોગી ઠર્યાં.

આવી સ્થિતિમાં પુસ્તકોની દ્વિતીયાવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવ્યો. પૂર્વનાં પુસ્તકો જેમનાં તેમ છાપવાં હવે શક્ય રહ્યું નહોતું એટલે મુસલમાની રિયાસત નવીન પાયા ઉપર ફરી સુધારી તથા સઘળાં ઉપલબ્ધ સાધનોનો ઉપયોગ કરી સન ૧૯૧૦ માં છાપી; અને મરાઠી રિયાસતનો ઉત્તરાર્ધ લખવા પ્રયત્ન કર્યો, પણ એના ઇતિહાસની પ્રચંડ અડચણોથી બહુ જ મુશ્કેલી આવી. કેવળ સાહિત્ય એકત્ર કરવાનું પણ મુશ્કેલ હતું, તો વિષયની એકવાક્યતા તો થાય જ કેમ? એ કામ મારાથી થઈ શકશે નહીં એમ માનીને કેટલોક વખત એ પ્રયત્ન મેં છોડી પણ દીધો. એ રિયાસતનો પૂર્વાર્ધ જ્યારે ભૂલભરેલો હોય

ત્યારે ઉત્તરાર્ધ તૈયાર જ કેમ થાય ? કેટલોક ઇતિહાસ સ્નેહીઓની મદદથી મળવાની આશા બંધાઈ, પણ તેથી તો મારી અડચણો દૂર થવાને બદલે મુશ્કેલી ઉલટી વધી પડી. કાવ્ય–ઇતિહાસ સંગ્રહ, ભારતવર્ષ, ઇતિહાસ સંગ્રહ, ઐતિહાસિક લેખ સંગ્રહ, ઇતિહાસ સંશાધક મંડળના ગ્રંથો, સત્કાર્યોત્તેજક સભાની માલા, મરાઠા કુળોની અને કાયસ્થ પ્રભુની કેફીઅતો અને બખરો, પેશવાની રાજનિશીઓ, રા. રાજવાડેના વિશ પ્રચંડ સાધન ગ્રંથો; અને તે ઉપરાંત સ્વતંત્ર લેખો, ચરિત્રો તથા સંસ્થાનોના ઇતિહાસો; સરસ્વતીમંદિર, ગ્રંથમાલા, વિવિધજ્ઞાન વિસ્તાર, મોડર્નરિવ્યુ, અને ટાઇમ્સ ઑફ ઇન્ડિયા, વગેરેમાં આવેલા લેખો તથા ચર્ચાઓ; અને પ્રોફેસર જદુનાથ સરકાર, મનૂચી, ફોરેસ્ટ વગેરેના અંગ્રેજી ગ્રંથો: ઇત્યાદિ વિસ્તૃત તથા બહુવિધ સાહિત્યનાં બસોક પુસ્તકો બહાર આવ્યાં, અને હજી પણ તેમાં ઝપાટાબંધ ઉમેરો થતો જાય છે. આ એકંદર સાહિત્યોનું યોગ્ય સંકલન કરી મરાઠી ઇતિહાસ લખાવો જોઈએ. આ નવીન માહિતીથી જો કે અનેક વાર વિવાદગ્રસ્ત પ્રશ્નો ઉપર પ્રકાશ પડેલો છે, તો પણ તે ઘણે અંશે અસંબદ્ધ, પરસ્પર વિરોધી અને અવ્યવસ્થિત હોવાથી તે પરથી ઇતિહાસ લખવાનું કામ પણ તેટલું જ વિકટ થયું છે. વાચકોની માગણી અને પ્રકાશકોનો આગ્રહ હોવાથી હાથમાં લીધેલું કામ છોડી દેવાય તેમ નહોતું એટલે તે યથાશક્તિ પાર પાડવા ફરી પ્રયત્ન શરૂ કર્યો. અને એ રીતે મરાઠી રિયાસત–પૂર્વાર્ધનું આખું પુસ્તક પુનરપિ નવીન તૈયાર કર્યું. આજ તે વાચકોની સમક્ષ ધરૂં છું. અને આ રીતે થોડું પણ પગલું આગળ વધાયું, તે બદલ સંતોષ માનું છું, માત્ર મરાઠી રિયાસતમાં શાહુ છત્રપતિ સુધી જ પહોંચાયું છે પણ હજી પેશવાઈની આખર સુધી જલદી પહોંચવા ઇચ્છા છે. બને તે ખરૂં.

૨. **ઉત્તરાર્ધની તૈયારી**—પેશવાઇનો ભાગ ક્યારે બહાર આવશે, એમ અનેક વાચકો ઉત્કંઠાથી પૂછે છે. તેમને કેટલોક વખત

હજી નિરાશ થવું પડશે. પણ એ નિરાશાનો બદલો એ પુસ્તકથી ઘણે અંશે વળી રહેશે. મરાઠાઓનું ખરું કર્તવ્ય અને તેમનું ઉદાત્ત સ્વરૂપ આ પહેલા ભાગમાં જ વિશેષે કરીને જણાય છે. સિવાય, પેશવાઇના પ્રમાણમાં આ પહેલા ભાગની ઘણી બાબતો હજી અપ્રસિદ્ધ છે. એ પુણ્ય પુરુષ શિવછત્રપતિની ઘણીખરી નવીન માહિતી બહાર આવવાથી તેના ચરિત્રનું પૂર્વ સ્વરૂપ ઘણે અંશે બદલાઈ ગયું છે. શાહજીનાં પ્રચંડ કારસ્થાનો, શિવાજીનું બાલપણ તથા પરિસ્થિતિ, માવળા દેશમુખોના સ્વભાવ અને પ્રવૃત્તિ, ઔરંગઝેબના કાવાદાવા, જયસિંગની સવારી અને શિવાજીનું આગ્રા જવું, ઇત્યાદિ બાબતો આ ભાગમાં વિશેષ સ્પષ્ટ થઈ છે. અને ઔરંગઝેબનો પત્રવ્યવહાર મળી આવવાથી પુષ્કળ નવીન વાતો બહાર આવી છે, તથા કવિ, મુત્સદી, યોદ્ધા, પ્રધાનો વગેરે અનેક રાષ્ટ્રીય પુરુષોનાં વૃત્તાન્તો પણ મળી આવ્યાં છે. આ મરાઠી ઇતિહાસમાં એવો વિપર્યાસ જણાય છે કે જે કુળોએ અથવા વ્યક્તિઓએ અપ્રતિમ રાષ્ટ્રસેવા કરી છે એવાં ઘણાંખરાંને આજે કોઇ ઓળખતું પણ નથી; અને આજે જે પ્રસિદ્ધ થયાં છે તે બધાંના હાથે તેવાં કાર્ય થયાં હશે એમ પણ જણાતું નથી. સબબ પૂર્વજોની લુપ્ત કામગિરી પ્રકાશમાં લાવી તેને યોગ્ય મહત્ત્વ આપવું એ ઇતિહાસનું કામ છે. અને તેટલા જ માટે આરંભના એ અજ્ઞાત ભાગનું ઇતિહાસમાં ઘણું મહત્ત્વ છે. તથાપિ એકંદર કામની રૂપરેખા ઘણા ભાગે તૈયાર થઈ ગઈ છે એટલે પેશવાઇનો ભાગ બહાર લાવવા હવે બહુ વખત લાગશે નહીં. એ સંબંધે વાચકોને બહુ વખત રોકી રાખવા નહીં એવી મારી ઇચ્છા છે. માથા પર લીધેલો બોજો જેમ જેમ ઓછો થાય, તેમ તેમ મારો પણ ભાર હલકો થાય. પરંતુ એનો નિકાલ લાવવાનું કેવળ મારી ઇચ્છા ઉપર નથી. કામ કરવા બેસતાં તેમાંથી અનેક ફાંટા ફૂટે છે, અને ઉપસ્થિત થતી બાબતોનું નિરાકરણ કર્યા સિવાય આગળ વધી શકાતું નથી. બ્રિટિશ રિયાસતનો ઉત્તરાર્ધ પણ આજ

રીતે બાકી રહેલો છે. ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે એ જગન્નિયંતા આ સ્વીકૃત જવાબદારીમાંથી મને જલદી છૂટો થવાની શક્તિ આપે.

૭. **આ પુસ્તકનું સ્વરૂપઃ**—પુષ્કળ વિદ્વાનોના પરિશ્રમથી મરાઠી ઇતિહાસ સર્વાંગ સુંદર બની શકે તેમ છે. એ સંબંધે જાગૃતિ ચાલુ છે અને સાહિત્ય પણ ઘણું બહાર પડેલું છે. પણ સામાન્ય વાચકોની સગવડ માટે આ પુસ્તક તૈયાર કરેલું છે. તેમાં ઉપલબ્ધ માહિતીનું ટૂંકામાં એકીકરણ કરેલું છે, અને લોકોનું લક્ષ ઇતિહાસ તરફ ખેંચવાનો હેતુ રાખેલો છે. દરેક મુદ્દા માટે જુદા જુદા ઠેકાણેથી મળી આવેલી માહિતી અને લાયક ગૃહસ્થોએ કરેલી ચર્ચા એકત્ર કરી આ પુસ્તકમાં આપેલી છે. અને અમુકજ મત કિંવા પક્ષ આગ્રહથી ખરો ખોટો ન ઠરાવતાં જે તે બાબતનો પોતાની બુદ્ધિ પ્રમાણે નિર્ણય કરવો એવું ધોરણ રાખેલું છે. માત્ર તે માટે જરૂરનું બધી બાજુનું સૂચક વિવેચન પુરતા પ્રમાણમાં આપેલું છે. એમ કરવામાં કેટલેક ઠેકાણે અનાવશ્યક પુનરાવૃત્તિ અથવા ક્વચિત પરસ્પરવિરોધી વિવરણ પણ થયું હશે. પણ મુખ્ય વાત ધ્યાનમાં રાખવાની તે એ કે આ ઇતિહાસ હજી પણ ચર્ચાની સ્થિતિમાં છે. અને તેના બધા મુદ્દાઓ અને પુરાવાઓનું એકીકરણ કરી પુષ્કળ ગુંચો ઉકેલવાની છે. સિવાય આપણો ઇતિહાસ પાશ્ચાત્ય પદ્ધતિથી તપાસાતો હોવાથી આપણા વાચકોને બધી રીતે અપરિચિત એવા પણ અનેક મુદ્દા અને તત્ત્વો સ્પષ્ટ કરી બતાવવાં પડયાં છે, બાકી સામાન્ય વાચકોને માટે એ લોકોમાં જે જૂદા જૂદા પ્રકારની માન્યતા અને ભ્રમ પ્રચલિત છે તેનું પણ નિરસન કરવાને કેટલોક વિસ્તાર અનિવાર્ય રીતે કરવો પડયો છે.

મરાઠી રિયાસતની પ્રથમાવૃત્તિ શરૂઆત દાખલ જ છે, એમ મેં તે જ વખતે ખુલ્લી રીતે જણાવ્યું હતું. તે પછી જે ઐતિહાસિક સામગ્રી બહાર આવી, અને ચર્ચાઓ થઇ, તેથી કરીને કેટલાક બનાવો નિશ્ચિત થયા અને કેટલાક ઘણા ભાગે અનિશ્ચિત પણ રહ્યા

જણાય છે. સંતોએ સમાજને બળ આપ્યું કે પંગુ બનાવ્યો, આવા વાદ તો કદાપિ મટવાના જ નથી. તે જેના તેના દષ્ટિભેદ ઉપર અવલંબી રહેશે. પણ એવા વાદો છોડી દઇએ, તો મરાઠી ઇતિહાસનું સામાન્ય સ્વરૂપ નિશ્ચિત કરવા જેટલી સામગ્રી તો હવે બહાર આવેલી છે એમ કહી શકાય. પુષ્કળ શ્રમના પરિણામે હજી પણ કોઇ મહત્વનો કાગળ મળી આવે, અને નવીન માહિતી મળી આવે તેટલી ઉપયોગી જ નીવડે. છતાં તેટલા માટે ઇતિહાસ લખવાનું કામ મુલતવી રાખવાની હવે જરૂર નથી. ઉપલબ્ધ માહિતી પૈકી ગ્રાહ્ય કઇ અને ત્યાજ્ય કઇ, તથા કોઇપણ બાબતમાં પ્રધાન મુદ્દા કયા અને ગૌણ મુદ્દા કયા, તે ઠરાવવાનું ઘણું કઠણ છે. કુશળ ન્યાયાધીશની પેઠે બધા પુરાવા છણીને માત્ર મુદ્દાની વાતો તારવી કાઢવાનું વિકટ કામ તો કૈ૦ રાનડે જેવો કોઇ સમર્થ પુરુષ જ કરી શકશે.

રાજકીય ઉથલપાથલોનાં કેવળ વર્ણનોથી ઇતિહાસ પરિપૂર્ણ થતો નથી. રાજ્યવ્યવસ્થા, ધર્મ, સમાજ, ભાષા, ગ્રંથસંગ્રહ, વેપાર વગેરે અનેક વિષયોનો વિચાર ઇતિહાસમાં થવો જોઇએ. આવી બધી બાબતોનું સંપૂર્ણ વિવેચન જો કે કરાયું નથી, તો પણ .ઇ. સ. ૧૦૦૦ ની આરંભ મર્યાદા ઠરાવી ઉપલબ્ધ માહિતી પ્રમાણે તેવો પ્રયત્ન શક્ય તેટલો કર્યો છે. દાખલા તરીકે મરાઠી વંશોની ઉત્પત્તિ, પ્રાચીન તથા અર્વાચીન કુળો, મરાઠી ભાષાનું મૂળ, લિપિ તથા ગ્રંથો, ધર્મ તથા પંથો, સંતકવિઓ અને તેમની કૃતિઓ, અને સંસ્કૃત વાઙ્મય: આવી અનેક બાબતોની સામાન્ય વાચકોને જરૂરની ઐતિહાસિક માહિતી એકત્ર કરી આપેલી છે, અને દરેક પ્રસંગ, સ્થળ, તથા વ્યક્તિ માટે બનતી શોધ કરીને તે નિશ્ચિત કરવા શક્ય તેટલી કાળજી લીધી છે.

× × × ×

મરાઠાશાહી ન્યાય પદ્ધતિ, સિક્કા, નાણાં, ટંકશાળ, વગેરે કેટલાક વિષય સંબંધે એક સ્વતંત્ર પ્રકરણ આપવા વિચાર હતો. પણ

તે બધા વિષયોનો સંબંધ પેશ્વાઇ કારભાર સાથે હોવાથી, અને આ પુસ્તકનું લંબાણ બહુ થઈ જવાથી, એવી બધી બાબતો હવે પછીના ભાગ માટે રાખવી પડી છે. કેટલાંક ચિત્ર વગેરે અંગભૂત સાધનોથી આ પુસ્તક પરિપૂર્ણ કરવા મનમાં ઘણી ઉમેદ હતી, પણ પરિસ્થિતિનો વિચાર કરીને આટલું પણ પુસ્તક બહાર આવ્યું એ ઘણું છે એમ માની સ્વસ્થ બેસવું પડ્યું.

૪. **આભાર પ્રદર્શન**—આ પુસ્તકમાં મુખ્ય આધાર બખરોનો તથા ગ્રાન્ટ ડફનોજ છે. તે બે વચ્ચેનો તફાવત નવીન માહિતી પ્રમાણે જે તે ઠેકાણે સુધારેલો છે, અને એ સિવાયનાં પણ પુસ્તકોનો આધાર લેવામાં આવેલો છે. ઐતિહાસિક સામગ્રીનો આ અમૂલ્ય ભંડાર જે ગૃહસ્થોએ અત્યંત પરિશ્રમ લઈ બહાર પાડેલો છે, તેનો કેટલો ઉપકાર ઇતિહાસ ઉપર છે તે સહજ સમજી શકાશે. એ ભંડારની ફાવે તેમ લૂટ કરીને મેં આ પુસ્તક બનાવ્યું તે માટે તેનો કેવી રીતે ઉપકાર માનવો એ મારાથી સમજાતું નથી. પણ એ ઉપકાર હું શું કામ માથે લઉં? મેં જે લૂટ કરી છે, તે વાચકોને મેં સોંપી દીધી છે, અર્થાત્ હું છૂટો થયો છું. એ ગ્રંથકારો ઉપરાંત અનેક ન્હાના મોટા જે જે વિદ્વાન્ ગૃહસ્થોને મેં ગમે તે વખતે ત્રાસ આપી માહિતી પૂછી છે, અને તેમણે પણ મારા ઉપર કૃપા કરી મારી જિજ્ઞાસા તૃપ્ત કરી છે, એ બધાનો વ્યક્તિવાર નિર્દેશ કરતાં તો ઘણાં પૃષ્ઠો ભરાય, માટે એ સર્વનો સમુદાય રૂપે જ અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

આજ સુધીમાં વાચકોએ પણ મારા ઉપર અત્યંત ભાવ રાખેલો છે. કેટલાકોએ આદર પૂર્વક સૂચના કરેલી છે. પુસ્તક ક્યારે બહાર આવે છે તે માટે ઘણાકે ઉત્કંઠા બતાવી છે, અને બધાએ મારી પૂર્વની કૃતિઓને અભિનંદન આપી હાથમાં લીધેલું કામ આગળ ચલાવવા મને પ્રોત્સાહન આપ્યું છે. એ બદલ તેમનો પણ ઉપકાર માનું તેટલો થોડો જ છે.

 

બધા વાચકોને મારી એટલીજ વિનંતિ છે કે આ પુસ્તકમાંના દોષો મને નિડરપણે જણાવવા, એટલે હવે પછીને માટે તેનો સારો ઉપયોગ થાય. આવા મોટા કામમાં અનેક ભૂલો થવી સંભવિત છે. મારી બે રિયાસતોનાં ગુજરાતી ભાષાંતરો થયાં છે, અને એકનું પણ થાય છે એમ મને જણાયું છે. બ્રિટિશ રિયાસતનું હિંદીમાં પણ ભાષાંતર થયું છે અને બીજીનું પણ તેમ થયાનું જણાયું છે. મારો પરિશ્રમ આ રીતે લોકોને ઉપયોગી થયો, એજ હું તેનો મો-બદલો સમજું છું. કેમકે શ્રીમંત ગાયકવાડ સરકારની નોકરીમાં મારો નિર્વાહ તો ચાલુ જ છે.

છેવટે, પ્રથમનાં પુસ્તકોમાં જણાવ્યા પ્રમાણે, વિદ્યાપ્રિય ભૂપતિ શ્રીમંત સયાજીરાવ મહારાજ ગાયકવાડ એમની સંતોષકારક સેવામાં આ પ્રયત્ન કરવાનું સામર્થ્ય મને પ્રાપ્ત થયું, એ તેમના જ કૃપાપ્રસાદનું ફળ છે, અને તે બદલ તેમનો ઉપકાર માની આ પુસ્તક વાચકોના હાથમાં આપું છું.

ખાનગી ખાતું, વડોદરા,<br>
તા: ૧૯ ડિસેમ્બર ૧૯૧૫.

ગોવિંદ સખારામ સરદેસાઈ.



# અનુક્રમણિકા.

પ્રકરણ ૯ મું:
રાજ્યાભિષેકનો ઉત્સવ અને તેનું રહસ્ય. પૃ૦ ૧ થી ૪૧

પ્રકરણ ૧૦ મું:
દક્ષિણ દિગ્વિજય અને આખર. ... ૪૨ થી ૭૧

પ્રકરણ ૧૧ મું:—
શિવાજીની યોગ્યતા. ... ... ૭૧ થી ૧૩૭

પ્રકરણ ૧૨ મું:—
છત્રપતિ શંભાજી ... ... ... ૧૩૮ થી ૧૮૩

પ્રકરણ ૧૩ મું:—
છત્રપતિ રાજારામ ... ... ... ૧૮૩ થી ૨૩૧

પ્રકરણ ૧૪ મું:—
છત્રપતિ નાનો શિવાજી ... ... ૨૩૨ થી ૩૦૨

२४०१७

# મરાઠી રિયાસત

## ભાગ બીજો—ઉત્તરાર્ધ.

### પ્રકરણ ૯ મું.

### રાજ્યાભિષેકનો ઉત્સવ અને તેનું રહસ્ય.

**(૧) રાજ્યાભિષેકની આવશ્યકતા**—સન ૧૬૭૨ ની આખરે મરાઠી રાજ્યનું વ્યવસ્થિત, સ્થાયી અને સાર્વભૌમ સ્વરૂપ પ્રાપ્ત થયું. મુસલમાન સુલતાનો ખંડીયા થઇ **શિવાજી** હિંદુ બાદશાહ થયો. રાજ્યની હદ પ્રથમ ઉત્તરમાં ફક્ત કલ્યાણ સુધી હતી તે હવે **ખાનદેશ, ઔરંગાબાદ** અને વરાડ સુધી પહોંચી. દક્ષિણમાં **હુબલી** અને બેદનુર સુધી અને પૂર્વમાં વિજાપુર તથા ગોવળકોંડા સુધીનો ભાગ તેના કબજામાં આવ્યો. એ ઉપરાંત મોગલ પ્રદેશમાંથી પણ ચોથાઈ અને સરદેશમુખી મળતાં હતાં. આ પ્રમાણે ત્રિશ વર્ષ સુધી એક સરખો પરિશ્રમ કરી મેળવેલા રાજ્યનું સ્મારક તેને શોભે તેવી ધામધૂમથી કરવું એવો વિચાર શિવાજી અને તેના મિત્રોને થયો, અને તે પ્રમાણે સન ૧૬૭૪ માં રાયગઢમાં ઘણા ઠાઠથી યથાવિધિ રાજ્યાભિષેક કરાવ્યો.

મરેઠાઓમાં નવીન જોમ ઉત્પન્ન થયું હતું. તેમનામાં એકરાષ્ટ્રતા દાખલ કરવાથી તેમનું સ્વરાજ્ય સ્થાપી શકાશે એવી ભાવના શિવાજીના મનમાં ત્રિશ વર્ષથી આવી હતી. એ ભાવના સફળ કરવાની યોગ્યતા એ પ્રજામાં છે એવું માત્ર શિવાજીએજ નહીં પણ તેને

સહાય કરનારા બધા સરદારોએ જગતને બતાવી આપ્યું હતું. અર્થાત્ સ્વરાજ્ય સ્થાપનાની આ ભાવનાને કાયમનું સ્વરૂપ આપવાની સૌને જરૂર લાગી. જે બાબત વિધિપૂર્વક થાય છે તેનું પરિણામ લોકોના મન ઉપર સ્થાયી થાય છે, અને તેને લીધે દેશને ઘણા લાભ પણ થાય છે. વાસ્તવિક રીતે તો આખા મહારાષ્ટ્રમાં ઘણા મરાઠા સરદારો જૂદે જૂદે ઠેકાણે સ્વરાજ્ય અને સ્વાતંત્ર્ય ભોગવતા હતા, પણ બધા એકમત નહોતા. તેમના કામની દિશા પણ જૂદી જૂદી હતી. એટલા માટે તેમનું સ્વાતંત્ર્ય તેમને કે લોકોને ઉપયોગી નહોતું. એ બધાને એકમતમાં લાવી, આદિલશાહી અને મોગલશાહીની સત્તા ફેંકી દઈ, મરાઠી રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય વિધિપૂર્વક સ્થાપવાનું શ્રેય શિવાજીને મળ્યું. આ રીતે વ્યવસ્થિત રાજ્યસ્થાપના કરવી એ આ રાજ્યાભિષેકનું પહેલું પ્રયોજન હતું.

બીજું શત્રુઓ તથા આસપાસનાં તટસ્થ રાજ્યો ઉપર પણ મરાઠી રાજ્યનું વજન પાડવાની જરૂર હતી. આજ સુધીમાં જે કાંઇ હક્ક લીધા, કર વસુલ કીધા, મોટી મોટી લડાઇઓ કરી, અને શત્રુઓનો પરાભવ કરવામાં અવ્યાહત પરિશ્રમ કર્યો તે બધું કેવળ સ્વરાજ્ય સ્થાપના માટે હતું, એમ પણ બધાને બતાવવાની જરૂર હતી. સ્વરાજ્ય અસ્તિત્વમાં નહોતું આવ્યું ત્યાં સુધી સૌ શિવાજીને બંડખોર, લૂટારો અને બીજાઓને હેરાન કરનારો ભાસ્યો હતો. કેમકે સ્વરાજ્યના અસ્તિત્વ વગર તે સ્વરાજ્ય માટે મથે છે એવું કોણ માની શકે? શિવાજી પછીના સેંકડો માણસોએ તેના કરતાં પણ વધારે ધમાલ અને લૂટો ચલાવેલી. સંતાજી ઘોરપડે, ધનાજી જાધવ, દાભાડે, બાજીરાવ, સિંધીઆ, હોલ્કર તથા ભોંસલેએ આખા હિંદુસ્થાનમાં એક છેડાથી બીજા છેડા સુધી શિવાજી કરતાં સોગણાં તોફાનો કર્યાં, છતાં તેને બંડખોર કે લૂટારા કહેવામાં આવ્યા નથી. શિવાજીએ કાંઇ તેમના કરતાં વિશેષ અન્યાયો કર્યા હતા, એમ પણ નહોતું. ઉલટું એવાં તોફાનોમાં શિવાજીએ જેવી દયાદષ્ટિ રાખેલી

તેવી એની પછીનાં માણસોમાં નહોતી. તેમજ શિવાજીને અંગ્રેજ જેવા પરકીય લેખકોએજ આવાં વિશેષણો આપ્યાં છે એમ પણ નથી. મરાઠી બખરોમાં પણ તેને તેવાંજ વિશેષણો ઘણા ભાગે મળેલાં છે. પણ તેનું કારણ ઉપર જણાવ્યા પ્રમાણે એજ છે કે તે વખતે સ્વરાજ્ય અસ્તિત્વમાં નહોતું. તે અસ્તિત્વમાં લાવવા માટે તેને તે વખતનાં રાજ્યો સામે ઝઘડવું પડયું, અને તેટલા માટે તે બંડખોર કહેવાયો; અને બધાના તરફથી તેને તેવાંજ વિશેષણો મળ્યાં. શિવાજી-નો રાજ્યાભિષેક થતાંજ સૌનાં મોઢાં બંધ થયાં. પછી તેનો પક્ષ ન્યાયનો ગણાવા લાગ્યો અને તેની સામે થનારાઓ બંડખોર ગણાવા લાગ્યા. આ વિચારો બદલાવવા માટે પણ રાજ્યાભિષેકના ઉત્સવની જરૂર હતી. ખરી રીતે તો એ પહેલું કરવાની જરૂર હતી; પણ કેટ-લીક અડચણો આવવાથી વહેલું બની શક્યું નહીં.

યથાવિધિ રાજ્યાભિષેક કરાવવામાં એક વિશેષ લાભ પણ હતો. શિવાજીને સહાય કરનારા જોકે ઘણા હતા, તો પણ તેના ભક્તો ઉપરાંત સામાન્ય જનસમૂહમાં હજી સ્વામીભક્તિ ઉત્પન્ન થઇ હતી. કેટલાક માણસો મનથી તેને અનુકૂળ હતા, પણ તેના કાર્યની શાશ્વતી સ્થાપિત ન હોવાથી ખુલ્લી રીતે તેને જઈ મળવા જેટલી તે લોકોમાં હિંમત નહોતી. નવીન રાજ્ય સ્થપાતી વખતે એવું હંમેશાં બને છે. કેટલાક સરદારો તથા સામાન્ય માણસો શિવાજીના આ પ્રયાસ તરફ ઉદાસીન હતા. તેમની એ ઉદાસીનતા દૂર કરવાની અને કોઈપણ એક પક્ષ ખુલ્લી રીતે સ્વીકારવાનો નિર્ણય થવાની જરૂર હતી. તે જરૂર રાજ્યાભિષેક જેવા સમારંભના પ્રસંગથી પૂરી પડી. દાખલા તરીકે ફલટણના નિંબાળકર શિવાજીના મિત્ર હતા, છતાં તે શિવાજી સાથે જોડાયા નહોતા. તેજ પ્રમાણે જેઓ ખુલ્લી રીતે વિરુદ્ધ હતા, તેમને પણ શિવાજીની શક્તિ જણાઇ આવતાં બળાબળની તુલના કરી શત્રુ થવું કે મિત્ર થવું તેનો નિર્ણય કરવાની જરૂર હતી. એ નિર્ણય માટે પણ રાજ્યાભિષેક જેવા સમારંભની જરૂર હતી.

રાજ્યાભિષેકમાં રાજ્યની વ્યવસ્થા બરાબર બાંધવાનો પણ સમાવેશ હતો. જીતેલા મુલકમાં દિવાની ફોજદારી વગેરેની બરાબર વ્યવસ્થા કરવી એ પહેલું કામ હતું. એકલા મુલક જીતવાથી કાંઇ બસ નથી હોતું. રાજ્યની જમાવટ કાયમ કરવા જૂદાં જૂદાં ખાતાં બાંધી તેની વ્યવસ્થા કરવી પડે છે, તેમ ન થાય તો રાજ્યમાં શાંતતા રહેતી નથી. આવાં ખાતાંથી કંઈ એકદમ શાંતિ થઇ જતી નથી, પણ લોકોના મનનું સમાધાન થાય છે અને રાજ્યને માથે દોષ રહેતો નથી. શિવાજી જાણતો હતો કે આવી લૌકિક વ્યવસ્થાનો પણ એકંદરે ઘણો ઉપયોગ છે.

શિવાજીને બંડખોર અથવા લૂટારો ગણવામાં આવ્યો એમાં કાંઈ આશ્ચર્ય પણ નથી. દરેક દેશમાં નવીન રાજ્ય સ્થાપન કરનારના ઉપર પ્રથમ તો એવોજ આરોપ આવેલો છે. સન ૧૭૭૬ માં અમેરિકામાં અંગ્રેજોએ જ્યારે ઇંગ્લાંડની સત્તા ફેંકી દીધી અને અમે સ્વતંત્ર છીએ એવું જાહેર કર્યું, ત્યારે તેમને પણ બંડખોર અને રાજદ્રોહી ગણવામાં આવેલા. અર્થાત્ એવા પ્રસંગે વપરાયલા બંડખોર, લૂટારા વગેરે શબ્દોનો કાંઇ અર્થ નથી. બંડ સફળ થતાં તેનું અન્યાયી સ્વરૂપ મરી જાય છે, ને તેનું નામ સ્વરાજ્ય સ્થાપનાની લડાઈ પડે છે. જો બંડ સફળ ન થાય, તો તેનો ઉત્પાદક રાજદ્રોહી ઠરે છે. અંગ્રેજી રાજ્યનો મૂળ પુરુષ—“ વિજેતા વિલિયમ ”—પણ આરંભમાં આવોજ બંડખોર ગણાયો હતો, અને ઇ. સન ૧૦૬૬ માં હેસ્ટિંગ્સની લડાઇ જીતતાં તે કાયદેસર રાજા ગણાયો.

આ રીતે આવાં અનેક કારણોથી યથાવિધિ રાજ્યાભિષેક કરવાની શિવાજીને આવશ્યક્તા જણાઇ. શાહુ હયાત હતો ત્યાં સુધી એમ કરવું યોગ્ય નહોતું. તે પછી મોગલો સાથે વ્યવહાર થતાં દિલ્લી જવું પડયું અને ત્યાંથી પાછા આવ્યા પછી મોગલો સાથે લડવું પડયું. એ લડાઇઓમાં સારો યશ મળ્યો અને સને ૧૬૭૨ માં તેનું ચિત્ત કંઇક સ્વસ્થ થયું. ત્યારથી રાજ્યારોહણનો વિચાર તેના મનમાં ઉદ્દભવ્યો. એમ કહેવાય છે કે એક વખત ભોજન નિમિત્તે પુષ્કળ

સરદારો રાયગઢ ઉપર એકઠા થયેલા. તે વખતે દરબારમાં શિવાજી માટે ઉચ્ચ આસન ગોઠવેલું, તે કેટલાકને ગમ્યું નહીં; ત્યારથી યથાવિધિ રાજ્યપદ સ્વીકારવાનો પ્રશ્ન વિશેષ જોરથી આગળ આવ્યો. આજસુધી જીતાયલા મુલકમાં રાજ્યપદ્ધતિ સ્થાપન કરવાના તેણે અનેક પ્રયત્ન કરેલા, નામના સિક્કા પાડેલા, અને રાજા એવો ખિતાબ ધારણ કરેલો; પણ ધાર્મિક અને લૌકિક દૃષ્ટિએ વિધિપૂર્વક સમારંભ થયેલો ન હોવાથી તેના રાજ્યને કાયદેસર નિશ્ચિત સ્વરૂપ મળેલું નહીં. કોઇપણ બાબતની જરૂર જણાતાં તે આપ્તમંડળની સલાહ સિવાય એકદમ કરી નાખવી એવો શિવાજીનો સ્વભાવ નહોતો. તેણે તેટલા માટે રામદાસસ્વામીની, પોતાનાં માતુશ્રીની, અને સ્નેહી મંડળની સલાહ લીધી અને રીત પ્રમાણે ભવાની માતાનું પણ અનુમોદન લીધું. એ રીતે સર્વાનુમતે રાજ્યાભિષેક કરવાનું ઠરતાં તે માટે તા. ૬ ઠ્ઠી જૂન સન ૧૬૭૪ (સંવત ૧૭૩૦ ના જેઠ સુદિ ૧૩) નો દિવસ મુકરર કરવામાં આવ્યો.

**(૨) સમારંભની સિદ્ધતા**—આ સમારંભ માટે શરૂઆતમાં એક અડચણ આવી. તે વખતના લોકોની સમજુતી પ્રમાણે રાજ્યાભિષેકનો અને રાજ્ય કરવાનો અધિકાર કેવળ ક્ષત્રિયોનેજ હતો. શિવાજીના આજ સુધીના સંસ્કારો ક્ષત્રિય વિધિ પ્રમાણે થયેલા ન હોવાથી તેને રાજ્યાધિકાર ન હોય એમ લોકોનું માનવું હતું. પરંતુ લોકોની ભક્તિ તેનાપર એટલી હતી કે કોઇપણ વાત તેના મોઢામાંથી નીકળી, કે તે પાર પડવી જ જોઇએ; પછી તે ખાતર પ્રાણ જાય તો પણ હરકત નહીં. પરન્તુ સામાન્યવર્ગ આવો નવીન ફેરફાર એકદમ સ્વીકારવા તૈયાર ન હોય તેથી કોઇ વિદ્વજ્જનમાન્ય અને નામાંકિત પંડિતની સલાહની આ બાબતમાં જરૂર હતી. શિવાજી અને તેના સલાહકારોએ ઠરાવ્યું કે લોકોને સંતુષ્ટ કરવા કાશીના પ્રસિદ્ધ ગાગાભટ્ટના હાથે આ વિધિ કરાવવી. તેટલા માટે રામચંદ્ર આવાને ખાસ કાશી મોકલી ગાગાભટ્ટને તેડાવ્યા. શિવાજીની ઉત્પત્તિ ઉદેપુરના રજપુત

કુળમાંથી છે એવી ખાત્રી થતાં ગાગાભટ્ટ રાયગઢ આવ્યા. આ રાજ્યાભિષેકનું સ્વરૂપ બે પ્રકારનું હતું: રાષ્ટ્રીય અને ધાર્મિક. પૈકી ધાર્મિક સ્વરૂપ ગાગાભટ્ટની સલાહ પ્રમાણે નિર્ણીત થયું અને તેમની દેખરેખ નીચે ચાલ્યું. આપણા સમાજમાં ધાર્મિક સ્વરૂપનું પ્રાધાન્ય હોય છે, અને શિવાજીના વખતમાં તે વિશેષપણે હતું. વળી શિવાજીનો આ પ્રયત્ન પણ ધર્મસંસ્થાપના માટે હતો. રાજ્યાભિષેકનો આવો સમારંભ તે વખતના લોકોને અશ્રુતપૂર્વજ હતો. યાદવોનું રાજ્ય ગયા પછી સમારંભ કેવો હોય, અને તે કેમ થાય તેની કોઇને ગમ જ નહોતી. ઉત્તરહિંદુસ્તાનમાં આવા સમારંભો થતા, પણ ત્યાંના અને મહારાષ્ટ્રના આચાર વિચારોમાં ઘણો તફાવત હતો. સિવાય શિવાજીની પહેલાંનાં ત્રણસો ચારસો વર્ષમાં ધાર્મિક ક્રિયાઓનું સ્વરૂપ પણ ઘણાભાગે બદલાઇ ગયું હતું. તે વખતમાં જે નવીન ગ્રંથકારો થયા, તેમણે પૂર્વનાં શાસ્ત્રો, રૂઢી તથા આચાર વિષે શોધ કરીને ધર્મશાસ્ત્ર સંબંધી નવીન ગ્રંથો લખેલા. એ ગ્રંથોની પરીક્ષા તથા યોગ્યતા પ્રત્યક્ષ વિધિસર કરવાથી જણાઇ આવેલી હતી. પણ રાજ્યાભિષેકની વિધિ પ્રત્યક્ષ કરવાનો પ્રસંગ ન આવવાથી એનું સ્વરૂપ કેવળ અનિશ્ચિત હતું. પંડિતો પણ એ બાબતમાં એકમત નહોતા. વળી શિવાજીએ જે નવીન રાષ્ટ્રીય સમાજ ઉત્પન્ન કર્યો, તેનાં અંગો ભિન્ન ભિન્ન જાતિનાં અને ભિન્ન ભિન્ન સમાજનાં હોવાથી તે સર્વને માન્ય હોય તેવી વિધિ કરાવવી દુર્ઘટ હતી. શિવાજી એ રાષ્ટ્રીય વ્યક્તિ હતી, અને તેને માટે જો કે લોકોને અત્યંત માન હતું, તથાપિ આવા રાજ્યાભિષેકથી ભોંસલે કુળનું અન્ય મરાઠા કુળો ઉપર વર્ચસ્વ થાય એ ઘણા મરાઠાઓને ગમતું નહોતું. દરેક કુળ પોતાનેજ શ્રેષ્ઠ માનતું. વળી શિવાજીને ઉપવિત પણ આપેલું નહોતું. ભોંસલે કુળના ક્ષત્રીયપણા માટે પણ ઘણાને શંકા હતી. આવી અનેક અડચણોનું યથાયોગ્ય અને સર્વાનુકૂળ નિરસન થયા સિવાય આ સમારંભ નિર્વિઘ્નપણે પાર પડે તેમ નહોતો. શિવાજીએ એ માટે

વરસ બે વરસ વાટાઘાટ ચલાવેલી, અને ઘણા વિદ્વાનો તથા પ્રવીણ પુરુષોના અભિપ્રાયો લીધેલા અને છેવટે ગાગાભટ્ટને બોલાવવાનું ઠરેલું. આ ગાગાભટ્ટ કોણ અને તેને આટલી બધી મહત્તા કેમ આપી, તે કંઇક વિસ્તારથી અહીં કહેવાની જરૂર છે.

**ગાગાભટ્ટ**—એમનું કુળ મૂળ પૈઠણનું રહીશ હતું. સન ૧૪૫૦ ના અરસામાં **ગોવિંદભટ્ટ** (વિશ્વામિત્ર ગોત્રી, ઋગવેદી બ્રાહ્મણ) પૈઠણમાં રહેતા હતા. તેના પુત્ર **રામેશ્વરભટ્ટ** પાસે ઘણા શિષ્યો શીખતા. તે વિજયનગરના કૃષ્ણરાયને મળીને દ્વારકાં જતા હતા ત્યારે રસ્તામાં **નારાયણભટ્ટ**નો જન્મ થયો. પછીથી તે કાશી જઇને રહ્યા અને ત્યાં આ કુટુંબે ઘણા ધર્મગ્રંથો લખ્યા. કાશીમાં વિશ્વેશ્વરનું મંદિર **નારાયણભટ્ટે** બંધાવ્યું. **ટોડરમલ્લે** તેને ઘણું માન આપેલું. તેના પુત્ર **રામકૃષ્ણભટ્ટ** અને **શંકરભટ્ટ** બહુ વિદ્વાન્ હતા. તેના ગ્રંથો સર્વમાન્ય છે. **રામકૃષ્ણભટ્ટ**ના ત્રણ પુત્રો મીમાંસક તરીકે પ્રસિદ્ધ થયા. પૈકી **દિનકરભટ્ટ**ના બાર ગ્રંથ ' ઉદ્યોત ' સંજ્ઞાના છે. કમલાકરે 'કમલાકર' સંજ્ઞાથી બાર ગ્રંથ લખ્યા. તેનો લખેલો ' નિર્ણય કમલાકર ' તેજ ' નિર્ણયસિંધુ '. આ **દિનકરભટ્ટ**ના પુત્ર **વિશ્વેશ્વરભટ્ટ** થયા. તેને પિતાએ લાડમાં 'ગાગા' નામ આપેલું અને પછીથી તેજ નામે તે પ્રસિદ્ધ થયા. તેણે ઉત્કૃષ્ટ વિદ્યા મેળવી એ કુળની કીર્તિ વધારી. કાશીમાં રહેવા છતાં આ કુળનો વહેવાર દક્ષિણ સાથે કાયમ હતો. મીમાંસા, ન્યાય, અલંકાર અને વેદાન્ત એ વિષયોમાં ગાગાભટ્ટ વિશેષ પ્રવીણ હતા. ' દિનકરોદ્યોત ' માં તેના પિતાએ કેટલીક બાબતો સહેલી ગણી છોડી દીધેલી, તે ગાગાભટ્ટે પૂર્ણ કરી. હેમાદ્રિના " ચતુર્વર્ગ ચિન્તામણિ "ના જેટલોજ આ " દિનકરોદ્યોત " કિમ્મતી ગ્રંથ ગણાય છે. જૈમિનીસૂત્ર ઉપર ગાગાભટ્ટે ટીકા લખી છે. તે સિવાય ન્યાયશાસ્ત્ર ઉપર "ભાટ્ટ-ચિન્તામણિ " તથા " કાયસ્થ પ્રદીપ " પણ તેણે લખ્યા છે. એમ કહેવાય છે કે તેણે સંસ્કૃતમાં શિવ છત્રપતિનું ચરિત્ર લખેલું છે, પણ તે મળી આવ્યું નથી. ગાગાભટ્ટની વિદ્વત્તા માટે દક્ષિણમાં ઘણું

માન હતું, અને બ્રાહ્મણો ઉપર તેની સારી છાપ હતી. સોળમા અને સત્તરમા શતકમાં હિંદુ રાજારજવાડા તથા મુસલમાન બાદશાહો ધર્મકર્મના પ્રસંગે આ કુળના માણસોને બહુ માન આપી બોલાવતા. કાશીમાં પણ તે અગ્રણી ગણાતા. ધર્મસભાઓમાં તેમનું સ્થાન પ્રથમ હતું. આજ પણ મહત્વના ધર્મકાર્ય પ્રસંગે રાજારજવાડા આ કુળને ખાસ બોલાવે છે. એના વંશજ કાંતાનાથભટ્ટ મિરઝાપુરની સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક હતા. "ભટ્ટવંશકાવ્ય" નામે સંસ્કૃત ગ્રંથ તેણે લખ્યો છે.

શિવાજીના વખતે આ કુળમાં ગાગાભટ્ટ પ્રમુખ હતા. તેમને મરાઠી રાજ્ય અને દક્ષિણી પંડિતો માટે માન હતું અને શિવાજીની કીર્તિ પણ વિદિત હતી. તેઓ દેશકાળ જાણનાર હોઇને હિંદુધર્મની અવનતિ પણ તેમને પ્રત્યક્ષ હતી. તેમણે દક્ષિણમાં આવી રાજ્યાભિષેક માટે પૈઠણ વગેરેના વિદ્વાનોની અનુમતિ મેળવી. તેઓ સુધારક મતના હતા એ તેમના ગ્રંથ પરથી પણ જણાઈ આવે છે. મનુષ્યની યોગ્યતા કેવળ જન્મ ઉપરથી ન ઠરાવતાં ચારિત્ર ઉપરથી ઠરાવવી એવો તેમનો મત હતો. રાજ્યાભિષેક માટે જે વિરુદ્ધ મતો હતા, તેનું તેમણે ખંડન કર્યું, અને પંડિતોની સભામાં વાદવિવાદ કરી જયપુર અને ઉદેપુરના રજપુત રાજાઓને જે વિધિથી રાજ્યાભિષેક થાય છે તેજ વિધિથી શિવાજીનો રાજ્યાભિષેક કરવા ઠરાવ્યું, અને એ વિધિની અગાઉ વ્રતબંધ પણ કરી લેવા ઠર્યું. પછી તે માટે મોટી મોટી નદીઓનાં પુણ્યોદક, સુલક્ષણા અશ્વો તથા હાથીઓ, વ્યાઘ્રચર્મો અને મૃગચર્મો, સિંહાસન, સુવર્ણકલશ વગેરે સાહિત્યો એકઠાં કરવામાં આવ્યાં. રાજારજવાડા, સગાં સંબંધી, નાના મોટા સરદારો, વિદ્વાન્ પંડિતો અને ઠેકઠેકાણાના સેવકોને આમંત્રણો મોકલવામાં આવ્યાં. એ બધા લોકોને રહેવા કરવાની જગા તૈયાર કરવામાં આવી, શાસ્ત્રોક્ત પદ્ધતિ પ્રમાણે સિંહાસન તૈયાર કરવામાં આવ્યું, હજારો માણસ જમવા બેસી શકે તેવો મોટો મંડપ કરાવ્યો, તંબુઓ, રાવટીઓ વગેરેથી કિલ્લાની બધી

ઉપરની અને નીચેની જગા પૂરાઇ ગઈ. ધાન્ય તથા ઇતર સામગ્રીના મોટા કોઠારો ભરી રાખવામાં આવ્યા. કોઇપણ જાતની ન્યૂનતા ન આવે એવી રીતે આ સઘળી તજવીજ શિવાજીએ ઘણી દક્ષતાથી કરાવી. એજ વખતે શિવાજીના વંશની ઉત્પત્તિ ઉદેપુરના કુળથી છે તે પણ નક્કી કરવામાં આવ્યું અને તેની વંશાવળી મળી આવી.

આવા ભારે અપૂર્વ સમારંભની વિગતવાર માહિતી આપણને મળેલી નથી એ ઘણુંજ શોચનીય છે. સન ૧૯૧૧ માં શહેનશાહ જ્યોર્જ પાંચમાનો રાજ્યાભિષેક થયો તેનો કાર્યક્રમ છ મહિના અગાઉ કર્યો હતો અને તેની તૈયારીમાં હજારો માણસો ગુંથાયા હતા. પરોણા, સ્થળ, વ્યવસ્થા, માનપાન, મીજબાનીઓ વગેરે અનેક વ્યવસ્થા તે માટે કરી હતી અને તેની વિગતો અગાઉથી છપાઇ પ્રસિદ્ધ થઇ હતી. શિવાજીનો આ સમારંભ જો કે એટલો વિસ્તૃત નહોતો, તો પણ તે વખતના પ્રમાણમાં તો તે ખરેખરજ અપૂર્વ અને સંસ્મરણીય હતો. મરાઠા સરદારો કંઈ ઓછા ભપકાબંધ નહોતા, તેમ શિવાજી માટે તેમનામાં માન પણ કંઇ ઓછું નહોતું. લોકોમાં પણ ઉત્સાહ અપ્રતિમ હતો. એટલે આ સમારંભની બારીક વિગતો મળી હોત તો આપણને આશ્ચર્યજનક લાગત. પણ તેના અભાવે હાલ તો આપણને બખરોની હકીકત ઉપરજ આધાર રાખવો પડે છે.

આ સમારંભ વ્યક્તિવિષયક નહોતો, પણ એક રાષ્ટ્રીય મહોત્સવ હતો; અને તેના મહત્ત્વ પ્રમાણેજ તેને પાર પાડવામાં આવ્યો હતો. મોટા મોટા વિદ્વાન્ શાસ્ત્રીઓ, પંડિતો, પ્રધાનો, તથા મંત્રીઓને બોલાવીને તેમની સલાહ પ્રમાણે આ સમારંભનું દરેક કાર્ય કેવી રીતે કરવું તેનો ઘણી સૂક્ષ્મ રીતે તથા અત્યંત કાળજીપૂર્વક વિચાર કરીને તદનુરૂપ વ્યવસ્થા કરવામાં આવી હતી. જૂદાં જૂદાં કામોની વ્યવસ્થા જૂદા જૂદા લાયક ઇસમોને સોંપી હતી. અને સિંહાસન, છત્રચામર વગેરે રાજચિહ્નો તથા અભિષેકવિધિમાં જોઇતાં સાહિત્યો શાસ્ત્રોક્ત રીતિએ તૈયાર કર્યાં હતાં. વળી આ મહોત્સવ માટે સઘળા સરદારો,

તથા વિદ્વાનોને ખાસ આમંત્રણ કરીને તેડાવ્યા હતા. અભિષેકનું મુહૂર્ત સંવત્ ૧૭૩૦ ના જ્યેષ્ઠ સુદિ ૧૩ ને શનિવાર (તા. ૬ઠ્ઠી જુન સન ૧૬૭૪) નું મુકરર કરવામાં આવ્યું હતું. તેની દસ દિવસ પહેલાં એટલે જ્યેષ્ટ સુદિ ૪ ને દિવસે વ્રતબંધ સમારંભ હતો અને ત્યારથી દરરોજ કંઈ કંઈ વિધિ અથવા પ્રસંગ ચાલુ હતા. આ એકંદર વ્યવસાયમાં દાન, બ્રાહ્મણભોજન, મીજબાનીઓ વગેરે ખાતે પુષ્કળ પૈસો વપરાયો હતો.

(૩) **સમારંભ**—અખિલ મહારાષ્ટ્રના ભાગ્યોદયના આ પવિત્ર સમારંભનું વિસ્તૃત વર્ણન કરવાની જરૂર નથી. બખરોમાં આપેલાં રસીલાં વર્ણનો વાંચતાં આ સમારંભનું સ્વરૂપ બરાબર સમજાશે. એકંદરે આ સમારંભ ઘણા દિવસ ચાલુ રહ્યો, પણ તેમાં દશ દિવસ ખાસ હતા. જ્યેષ્ઠ શુદિ ૪ થી વ્રતબંધ વિધિ શરૂ થઈ, તે બે દિવસમાં પૂરી થતાં લુપ્તવિધિ, આનુસંગિકવિધિ, પુણ્યાહવાચન, યજ્ઞ, શાન્તિ વગેરે કરવામાં આવ્યું. બ્રાહ્મણભોજન તો હંમેશાં ચાલુજ હતું. છેવટે જ્યેષ્ઠ શુદિ ૧૩ નો મંગળ દિવસ આવ્યો. મહારાષ્ટ્ર-જનસમૂહનાં અંતઃકરણો આનંદથી ઉછળી રહ્યાં. તે દિવસે પ્રાતઃકાળે બધા મંગળસ્નાન કરી, ઉંચાં વસ્ત્રાભૂષણો પહેરી, સભામંડપમાં દાખલ થયા. શિવાજી પણ પત્ની પુત્ર સહિત મંગળસ્નાન કરી અલંકારો ધારણ કરી, ભવાનીદેવી, માતુશ્રી જિજાબાઇ અને કુળગુરુ બાળંભટ્ટ વગેરેને નમસ્કાર કરી યોગ્ય મુહૂર્તે આસન ઉપર વિરાજમાન થયા. અષ્ટપ્રધાનો, પત્રલેખક તથા ગણકલેખક, અને દ્વાદશકોશ તથા અષ્ટાદશ શાળા વગેરેના અધિકારીઓ પણ મંગળસ્નાન કરી શુભ્ર વસ્ત્રો તથા અલંકારો ધારણ કરી મહારાજ સાથે આવ્યા. ક્ષીરવૃક્ષનું આસન સવા હાથ ઉંચું બનાવી સુવર્ણથી મઢાવ્યું હતું તેના ઉપર શિવાજી મહારાજ બેઠા. પાસે પટરાણી સોયરાબાઇ શંભાજી સહિત બેઠાં. સિંહાસનની આસપાસ હાથમાં પવિત્ર કલશો લઇ આઠે દિશાએ અષ્ટપ્રધાનો ઉભા રહ્યા. પૂર્વમાં મુખ્ય પ્રધાન મોરોપંત પિંગળે હાથમાં

ઘૃતપૂર્ણ સુવર્ણકલશ લઇને ઉભો રહ્યો. દક્ષિણમાં સેનાપતિ હુંબીરરાવ મોહિતે દુગ્ધપૂર્ણ રૂપાનો કલશ લઇને ઉભો રહ્યો. પશ્ચિમમાં અમાત્ય રામચંદ્ર નીલકંઠ પંડિત દધિપૂર્ણ તામ્રકલશ લઈ ઉભો રહ્યો, અને ઉત્તરે પ્રધાન રઘુનાથ પંડિતરાવ હાથમાં મધુપૂર્ણ સુવર્ણકલશ લઇ ઉભો રહ્યો. તે દરેક પાસે મૃતિકાના કુંભોમાં સમુદ્રજલ તથા મહા નદીઓનાં જળ ભરી મૂકયાં હતાં. ઉપદિશાઓમાં પણ અગ્નિખૂણે સચીવ અન્નાજી દત્તો પંડિત છત્ર લઇને ઉભો રહ્યો, નૈઋર્ત્ય ખૂણે સુમંત જનાર્દન પંડિત હનમંતે વ્યજન લઇને ઉભો રહ્યો, ઈશાનમાં ન્યાયાધીશ બાલાજી પંડિત ચામર લઇ ઉભો રહ્યો, સન્મુખે જમણે હાથે પત્રલેખક બાલાજી આવજી અને ડાબે હાથે ગણકલેખક ચિમનાજી લેખનપાત્ર લઇને ઉભા રહ્યા, અને વચમાં બધા કોશ અને શાળાઓના અધિકારીઓ ઊભા રહ્યા. મિત્રો તથા માંડલિક રાજાઓ ચોપાસ ઉભા રહ્યા. મુહૂર્ત થતાંજ બ્રાહ્મણોના વેદોચ્ચારની સાથે છત્રપતિ ઉપર મંગળ અક્ષતોની વૃષ્ટિ થઇ રહી, અને જૂદા જૂદા સ્થાનોનાં તીર્થોદક આણેલાં હતાં તેનું આમ્રપત્રોથી સિંચન થઇ રહ્યું. આ રીતે અભિષેક થયા પછી મહારાજની સવારી ઉત્તમ રીતે શણગારેલા સિંહાસન ઉપર વિરાજમાન થઇ. લોકોએ તે વખતે તેમના ઉપર સોનારૂપાનાં ફૂલોની વૃષ્ટિ કરી. બ્રાહ્મણોએ મંત્રો ભણી આશીર્વાદ આપ્યા, અને આખા રાજ્યમાં ૧૦૮ તોપો ફૂટી. પુત્રના ભાગ્યોદયનો આ અપ્રતિમ શુભ પ્રસંગ જોઇને જિજાબાઇને કેટલી ધન્યતા તથા કૃતાર્થતા લાગી હશે તેની તો કલ્પનાજ કરી લેવી. શિવાજીને નાનાથી મોટો કરી આ સ્થિતિએ આણવામાં તેણે પરાકાષ્ટા વેઠી હતી. આજ એ શ્રમનું ફળ મળતાં તેના જન્મનું સાર્થક થયું. તેની આંખોમાં હર્ષાશ્રુ ભરાઈ આવ્યાં. "વીરસૂ" (વીરમાતા) નામ તેણે સાર્થક કરી બતાવ્યું. આવું સુભાગ્ય પોતાની આંખે જોતાં તેને પોતાનું જીવિતકર્તવ્ય પૂરૂં થયું જણાયું.

આ રીતે અભિષેકની બધી વિધિઓ યથાયોગ્ય અને નિર્વિઘ્ન-

પણ પૂરી થઇ. પછી શિવાજીની સુવર્ણતુલા કરાવવામાં આવી.
વખતે તેનું વજન ૧૬૦૦૦ હોન*(૧૪૦ શેર) થયું. વિદ્વાન્ બ્રાહ્મણે
ની પૂજા કરી તેમને મુબલક દ્રવ્ય આપ્યું. ગાગાભટ્ટને એક લા
રૂપીયા દક્ષિણા તથા કિમતી વસ્ત્રાભૂષણો આપ્યાં. ઋત્વિજોને પાં
પાંચ હજાર અને પુરોહિતને ચોવિશ હજાર રૂપિયા દક્ષિણા આપ
ઇતર બ્રાહ્મણોને દરેકની યોગ્યતા પ્રમાણે હજાર, પાંચસો કે બ
રૂપીયા આપ્યા. ઓછામાં ઓછી ૨૫ રૂપિયાની દક્ષિણા હતી.
સિવાય સાધુસંત, તાપસીઓ તથા ગરીબગરબાંઓને પાંચ, ચાર,
એ પ્રમાણે રકમો બક્ષીસ આપી. દેવસ્થાનોને કાયમનાં વતનો ત
ઇનામો બાંધી આપ્યાં.

તે પછી અષ્ટ પ્રધાનો તથા બીજા અધિકારીઓને પોશા
આપવામાં આવ્યા. તે બધાએ મહારાજને નજરાણા ધરી મુજ
કર્યા. બાલાજી આવજીને ચિટનીસનો પોશાક આપ્યો અને બ
અધિકારીઓના મુતાલિક નીમી આપ્યા. અષ્ટ પ્રધાનો જ્યારે બહ
કામગિરી કે તપાસણી ઉપર હોય, ત્યારે આ મુતાલિક રાજધાની
રહી તેમના વતી કામો કરતા. શ્યામજી નાઇક પુંડેને લશ્કર
બક્ષીપણાનો પોશાક આપ્યો. બાકીના સુબેદાર, મહાલદાર, કારખા
દાર, લશ્કરના સરદારો અને માનકરીઓને પણ પોશાકો અપાય

આ પ્રમાણે અધિકારીઓને પોશાકો આપી દરબાર પુરો થ
પછી મહારાજની સવારી હાથી ઉપર સોનાની અંબાડીમાં બેસ
દેવદર્શને જવા નીકળી. એ વખતે બધા પ્રધાનો, સરદારો, દરકદા
અધિકારીઓ, વાજીંત્રો વગેરે સૌ પોતપોતાની મિસલ પ્રમાણે સવારી
સાથે હતાં. સવારી પાછી ફરતાં રસ્તામાં ઠેકાણે ઠેકાણે સૌભાગ્યવ
સ્ત્રીઓએ તેની આરતી ઉતારી અને લોકોએ પુષ્પવૃષ્ટિ કરી.
રીતે આ તેરથનો સમારંભ પૂરો થયો. એકંદર આ સમારંભ ખ
લગભગ ચાર કરોડ રૂપિયાનો ખર્ચ થયો. દેવદર્શન, રાજ્યવ્યવસ્થા
કામો વગેરે પછીથી પણ કેટલાક દિવસ સુધી ચાલ્યા કર્યું.

*એક હોનનું વજન આશરે $\frac{1}{2}$ તોલા જેટલું ગણવામાં આવે છે.

આ વખતે કાશીના સંન્યાસી શીતલપુરી, પોલાદપુરના ગોસાંઇ પરમાનંદ અને ત્ર્યંબકેશ્વરના વિદ્વાન્ બ્રાહ્મણ નારાયણ, એમનો શિવાજી મહારાજે ઘણો સત્કાર કરેલો, અને એ શીતલપુરી પાસેથી ઉપદેશ લીધેલો.

આ રાજ્યારોહણ અને તેના પરિણામે થયેલી સ્વરાજ્યસ્થાપના આખા દેશમાં ચિરસ્મરણીય રહે તે માટે શિવાજી મહારાજે નીચે જણાવેલી બાબતો કાયમ ઠરાવી:—

(૧) પોતે રાજચિહ્ન ધારણ કરી રામદાસસ્વામીના સ્મરણાર્થ ભગવા ઝુંડાનું નિશાન રાખ્યું.

(૨) અત્યારસુધી ચાલતો શક બંધ કરી 'રાજ્યાભિષેક' શક શરૂ કર્યો, અને " ક્ષત્રિય કુલાવતંસ શિવ છત્રપતિ મહારાજ સિંહાસનાધીશ્વર " એવો પોતાનો ખિતાબ ધારણ કર્યો. એ રીતે ' શક ચલાવનાર ' પુરુષ આ કુળમાં અવતરશે એવું દેવીનું વાક્ય સિદ્ધ કર્યું. પણ યુધિષ્ઠિર, વિક્રમ કે શાલિવાહનની પેઠે પોતાના નામથી શક ન ચલાવતાં રાજ્યાભિષેકના નામથી શિવાજીએ શક ચલાવ્યો. તેમ કરવામાં તેની ભાવના અને હિંદુ શહેનશાહત સ્થાપવાનો તેનો મનસુબો પણ જણાઇ આવે છે. આ રીતે શક ચલાવવા તથા ખિતાબ લખવા માટે તેમણે હુકમો કાઢેલા. શિવાજીનો આ રાજ્યાભિષેક શક ૧૦૪ વર્ષ ચાલ્યો. સન ૧૭૭૭ માં શાહુ બીજો ગાદીએ આવ્યો ત્યારે નાના ફડનવીસ તથા સખારામ બાપુએ આ શક બંધ કર્યો.

(૩) રાયગઢ કિલ્લા ઉપર રાજધાની કરી. બીજા પન્નાળા વગેરે ઘણા વિશાળ કિલ્લા હતા પણ તે બધા મેદાનમાં હતા. આ રાયગઢ એવો હતો કે આજુબાજુ શત્રુઓ રહી શકે નહીં. ઘોડા તથા માણસોને ચાલવાને પણ મહા ત્રાસ પડે. માટે આ કિલ્લો મહારાજે રાજધાની માટે પસંદ કર્યો; અને ગાગાભટ્ટ વગેરેએ પણ તે માટે સંમતિ આપી. રાજધાનીને આવશ્યક એવી હવેલીઓ,

પાયગાઓ, દેવસ્થાનો, સભામંડપ, ગંગાસાગર તળાવ વગેરે તમામ એ કિલ્લા ઉપર બંધાવવામાં આવ્યું.

(૪) રાજ્યપદ્ધતિ આજ સુધીમાં પ્રસંગને અનુસરતી રાખેલી, પણ હવે મહાભારત, સ્મૃતિઓ વગેરેને અનુસરીને બધી વ્યવસ્થા ગોઠવી. તેમજ કામદારો, અધિકારીઓ તથા વ્યવહારિક શબ્દોનાં મુસલમાની નામો બદલીને તેમણે સંસ્કૃત નામો ઠરાવ્યાં. દિલ્લીના બાદશાહનું દૃષ્ટાન્ત નજર આગળ હોવા છતાં તેનું અનુકરણ શિવાજીએ કર્યું નહીં. આ નવીન રાજ્યવ્યવસ્થાજ શિવાજીનું નામ ચિરસ્મરણીય રાખવાને માટે યોગ્ય નીવડી.

આ રાષ્ટ્રીય સમારંભ વખતે બીજા રાજારજવાડાઓના વકીલો પણ નજરાણા વગેરે લઇને આવ્યા હતા. ગોવળકોંડાના કુતુબશાહે હાથી, ઘોડા, જવાહીર વગેરે મોકલેલું. તેમજ અંગ્રેજ, પોર્ટુગીઝ વગેરે પરદેશી વેપારીઓએ તથા માંડલિક રાજાઓએ પણ નજરાણા મોકલાવ્યા હતા. એકંદરે ખરા ક્ષત્રિયને શોભે તેવાં મહાન્ પરાક્રમો કરી શિવાજીએ મરાઠી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને તેને ચિરસ્થાયી કરવા આ દિવ્ય સમારંભ કર્યો.

**(૪) સ્વરાજ્યનું સ્વરૂપ:**—મરેઠી પ્રજાનું ખરૂં ધોરણ ઔરંગજેબે પરખ્યું હતું. દક્ષિણ દેશ જીતવાનો તો તેનો ઇરાદો હતો, પણ મરેઠાઓની જો તેને વિશેષ દહેશત નહોત, તો પ્રચંડ લશ્કર સાથે પચિશ વર્ષ જેટલા લાંબા વખત સુધી તે દક્ષિણમાં પડી રહ્યો ન હોત. તેને ભીતિ હતી કે મરેઠાઓ મોગલ બાદશાહત ઉથલાવી પાડશે. અને તેટલા માટેજ તેણે પોતાનું સઘળું સામર્થ્ય એકલા મરેઠાઓ પાછળ વાપર્યું. શિવાજી હયાત હતો ત્યાં સુધી તેને મરેઠાઓનો ઉચ્છેદ થવો શક્ય જણાયો નહીં, પણ તેનું મરણ થતાં જ તે રજપુતો સાથેનો વિગ્રહ ગમે તેમ પતાવી એકદમ દક્ષિણમાં આવ્યો. આ ઉપરથી શિવાજીની પ્રબળ સત્તાની આપણને કલ્પના આવી શકે છે. ઔરંગજેબની આ ભાવના કેટલાક તેના સરદારોમાં પણ ઉતરી

હતી. નિઝામ-ઉલ-મુલ્ક એ એવોજ એક સરદાર હતો. તેને મરેઠાઓ સામે હાડવૈર તેટલા માટે જ હતું. ખરડીની લડાઇમાં સામ્રાજ્યની ભાવનાવાળા સઘળા મરાઠા સરદારો જ્યારે નાશ પામ્યા, ત્યારે જ મરાઠી રાજ્યની ઇમારત ડગી. તે પહેલાં શિવાજીને તો તે ભાવના હતી જ. તેના પોતાના વખતમાં તે પાર ન પડી; પણ તેનો ઉદ્દેશ તો તે હતો જ. અને તેટલા માટે જ તેણે એ ઇમારતનો પાયો એવો વિસ્તાર સહન કરી શકે એવો મજબુત નાંખ્યો. શિવાજીના અનુયાયીઓમાં એ ભાવના હતી, પણ તે તેમની પોતાની ઉઠાવેલી નહીં, શિવાજી પાસેથી તેમને મળેલી.

(૧) શિવાજીનો હેતુ જો વિશાળ ન હોત, તો તેણે આટલો પ્રયત્ન કર્યો ન હોત. આરંભથી જ તે ઘણી દીર્ઘદષ્ટિથી વર્તતો હતો. કેવળ બાહ્ય આડંબર કરી લોકોને ભમાવવા એ તેને ઇષ્ટ લાગતું નહોતું. બાપની નાની સરખી જાગીરથી શરૂઆત કરી તે પોતાની ઇમારત ઘણી જ દીર્ઘદષ્ટિથી વધારતો ચાલ્યો. રાજ્યાભિષેકને વખતે એ ઇમારતનો પાયો ઘણો મજબુત થયો એમ તેને લાગ્યું. તેથી તેણે અષ્ટ પ્રધાનોની, લશ્કરોની, અને કિલ્લાઓની વગેરે યથાયોગ્ય વ્યવસ્થા કરી તેને અનુરૂપ ખિતાબ ધારણ કર્યો, રાજ્યાભિષેક શક શરૂ કર્યો, અને એ પાયો એવો મજબુત બનાવ્યો, કે તેનાપર ગમે તેવડી ભવ્ય ઇમારત બાંધી શકાય. મહારાષ્ટ્ર પુરતીજ સંકુચિક દૃષ્ટિ જો તેની હોત, તો વ્યંકોજીની પેઠે તે તેટલા પુરતી જ વ્યવસ્થા કરી સ્વસ્થ બેઠો હોત.

(૨) મરાઠી રાજ્ય કેવળ મહારાષ્ટ્રમાં જ મર્યાદિત થઇ ન રહેતાં અનુકૂળતા પ્રમાણે આગળ વધી શકે તેટલા માટે તો તેણે પોતાના ભાઇ સાથે પણ ઝગડો ઉઠાવેલો. જે દક્ષિણનો પ્રદેશ તેના ભાઇના તાબામાં હતો, તે અથવા તેનો ભાગ ભાઇ પાસેથી ખૂંચવી લેવો, એવો તે ક્ષુદ્ર દૃષ્ટિનો કે અનુદાર નહોતો. પણ હિંદુ સામ્રાજ્ય એક થાય, તેનું મૂળ મહારાષ્ટ્રમાં હોય, અને તેના આશ્રયે રહીને સઘળા

મરાઠી સરદારો એ સામ્રાજ્યની વૃદ્ધિ કરે, એવો તેનો આશય હતો. વ્યંકોજી આદિલશાહીને આશરે જાય એ તેના આશયથી વિરુદ્ધ હતું. અને તેટલા માટેજ શિવાજીને તેના ઉપર ચડાઇ કરવી પડી. રાજ્યના વિભાગો ન પડવા દેવા માટે તેને ઘણી કાળજી હતી.

(૨) ચોથાઇ અને સરદેશમુખીનો હક્ક વસુલ કરવાનું હાથમાં લેવામાં પણ એજ વિશિષ્ટ હેતુ જણાય છે. એ હક્કના જોર ઉપર મરેઠાઓ ફાવે તેટલા અને ફાવે ત્યાં બહાર પ્રસરી શક્યા. મહારાષ્ટ્ર સુધી જ જો તેની દૃષ્ટિ હોત, તો તો ઘણોખરો મુલક તેના હાથમાં આવ્યો હતો, એટલે હક્ક લેવાનું કાંઇ પ્રયોજન નહોતું. અને એકલો હક્ક લઇને સંતુષ્ટ રહેવાની જો ધારણા હોત, તો અષ્ટ પ્રધાનાદિ વિસ્તૃત રાજ્યવ્યવસ્થા કરવાની જરૂર નહોતી. અર્થાત્ મહારાષ્ટ્ર દેશ તો માત્ર કાર્યક્રમનો એક પાયો હતો. એ પાયા ઉપર આ હક્કના જોરથી આખો હિંદુસ્તાન કે તેનો મોટો ભાગ કબજે કરવાની તેની ધારણા હતી.

(૪) વિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો તો ગમે ત્યારે લઇ શકાશે એમ શિવાજીને લાગતું, પણ મોગલ રાજ્યને માટે તેમ ન હોતું. દિલ્હી જવાનું સ્વીકારવામાં અને જયસિંગની મિત્રતા કરવામાં પણ દિલ્લી સુધી રાજ્યવિસ્તાર કરવાનો જ તેનો ઇરાદો હતો. બાદશાહની ખરી સત્તા તેને પ્રત્યક્ષ જોવી હતી, અને કેટલીક ઓળખાણો ત્યાં તેને કરી રાખવી હતી. લડાઇ કે રક્તપાત કર્યા સિવાય પોતાનો હેતુ પાર પાડવાનું તેનું હંમેશનું ધોરણ હોવાથી જે કામો સરળતાથી થઇ શકે તેને માટે તે વિનાકારણ લડતો નહીં. બુંદેલખંડના રાજા છત્રસાલની તેણે મુલાકાત લીધેલી તે રજપુત રાજાઓને મેળવી લેવા માટે. દિલ્લીની વખતોવખતની બાતમી તે મેળવતો હતો, અને તેને ખાત્રી થઇ હતી કે ઔરંગજેબ હિંદુઓને દુભવે છે, એટલે તેનું રાજ્ય પડવાનું જ છે. અર્થાત્ તેને માટે તૈયાર રહેવાની તેની સઘળી ગોઠવણ હતી. ઔરંગજેબના જેટલું જો તે જીવ્યો હોત, તો

પોતાનો હેતુ તેણે પોતાની હયાતીમાં જ પાર પાડયો હોત. તોપણ તેણે પોતાની પછીનાઓને માટે માર્ગ તો સુગમ કરી આપ્યો જ.

(૫) સમુદ્ર કિનારો તાબામાં રાખવા માટે સીદીને જીતવા તેણે અત્યંત પરિશ્રમ કર્યો હતો. એ કિનારો પણ કાંઇ મહારાષ્ટ્ર માટે જોઈતો નહોતો. તેની અને નૌકાસૈન્યની મદદથી અંગ્રેજ અને પોર્ટુગીઝ જેવા પરદેશી વેપારીઓ ઉપર અંકુશ રાખવાનો તેનો ઇરાદો હતો, ને તે પણ સામ્રાજ્યના આશયની ખાતર જ.

(૬) બખરોમાં અનેક ઠેકાણે એવા અસ્પષ્ટ ઉલ્લેખો છે કે "દિલ્લીમાં જઈ અધિકાર ભોગવવાનો યોગ આ કાળે જણાતો નથી; કારણ ઔરંગજેબ પાદશાહ અવતાર છે. તેનો દેહ હશે ત્યાં સુધી આપણો ઉપાય ચાલે એમ જણાતું નથી." આ ઉપરથી પણ દિલ્લી સુધી પહોંચવામાં તેનો આશય સામ્રાજ્યનોજ જણાઇ આવે છે.

(૭) ગૌ બ્રાહ્મણ પ્રતિપાલન, સ્વધર્મ સંરક્ષણ અને સ્વરાષ્ટ્ર સંવર્ધન એ તેણે પોતાના રાજ્યનાં બીરદ માનેલાં. આ બીરદની ખાતર જોઇએ તેટલો પ્રયત્ન કરવાનો સૌને અવકાશ હતો. શિવાજીએ બતાવી આપ્યું કે આટલું કરવું એ રાજ્યનું કર્તવ્ય છે અને તેથી દરેકને લાભ છે. વળી તેણે સૌનાં એવી પણ ખાત્રી કરાવેલી કે ભવાની માતાની આપણા ઉપર કૃપા છે, અને તેનીજ કૃપાથી આપણા પ્રયત્નો સફળ થાય છે. લોકોએ માન્યું કે ભોસલેના વંશમાં શક ચલાવનાર જે અવતાર થવાનો હતો તે આ હિંદુ ધર્મ સંસ્થાપક શિવાજી જ થયો. તેણે કિલ્લાઓ તૈયાર કરી આપ્યા, યુક્તીથી શત્રુને તાબામાં લેવાની ચતુરાઇ બતાવી, અને દ્રવ્ય તથા માણસોનું જોર જમાવી આપ્યું. તેના અનુયાયીઓને રાજ્યવૃદ્ધિ કરવા માટે આટલાં સાધનો તેણે તૈયાર કરી આપ્યાં.

(૮) લેખન પદ્ધતિ.–રાજ્યની બીજી વ્યવસ્થાની પેઠે લેખનપદ્ધતિ પણ શિવાજીએ બાલાજી આવજી વગેરે મુત્સદ્દીઓની સલાહથી ગોઠવી આપી. સાડાત્રણસો વર્ષથી મુસલમાની પદ્ધતિ ચાલતી.

મુસલમાનોએ તેનું મિશ્રણ કરી પોતાની પદ્ધતિ બનાવેલી. શિવાજી-એ રાજવ્યવહાર કોશ તૈયાર કરાવી નવીન લેખન પદ્ધતિ શરૂ કરી. તેમાં સરકારી તેમજ ખાનગી વ્યવહારમાં વાપરવાનાં વિશેષણો મુકરર કર્યાં, અને કાગળપત્ર તથા લેખોની રચના ઠરાવી. સરકારી કાગળો કેટલા પ્રકારના બનાવવા તે ઠરાવી તેની પણ પદ્ધતિ મુકરર કરી.

પોવાડા રચાવવાનો અને રાજકવિ નીમવાનો રિવાજ પણ શિવાજી અને જિજાબાઇએ શરૂ કર્યો. પુરુષોત્તમ કવિ તથા અજ્ઞાન-દાસ અને તુલસીદાસ શાહિરો તેના વખતમાં થયા.

શિવાજીને ફારસી ભાષા આવડતી નહોતી, પણ તે દરબારી ભાષા હોવાથી તેમાં પત્રવ્યવહાર કરવો પડતો તેથી તે ભાષા જાણ-નારા માણસો તેની પાસે રહેતા. સિવાય મુસલમાન લેખકો પણ તેણે રાખ્યા હતા. કાઝી હૈદર નામે એક ગૃહસ્થ તેનો ખબરપત્રી હતો. પછીથી તે ઔરંગઝેબની નોકરીએ ગયેલો.

આ સર્વ ઉપરથી હિંદુ સામ્રાજ્ય સ્થાપવાનો શિવાજીનો ખાસ ઇરાદો હતો એમાં તો કશી શંકા નથી. આ ઇરાદાને લીધેજ તેને વાસ્તવિક રીતે "મહાન્ પુરુષ" ગણી શકાય. તેની ખરી યોગ્યતા અને મહત્તા એ હતી કે તેણે સ્વપરનું બળાબળ પૂર્ણ રીતે જાણેલું, અને દેશકાળ જોઇને તદનુસાર જે ધોરણ શક્ય હતું તે ઠરાવી આપ્યું.

**(૫) અષ્ટ પ્રધાનોનાં કર્તવ્યો અને તેમનાં કુળો:**—આરંભ-માં સઘળો રાજ્યાધિકાર શિવાજી જાતે વાપરતા, પણ પછીથી જેમ જેમ જરૂર પડતી ગઈ, તેમ તેમ જુદા જુદા અધિકારીઓ નીમ્યા. પેશવા અને મુખ્ય પ્રધાનની નીમણૂક સૌથી પ્રથમ કરેલી. અને "છત્રપતિ" નામ પણ સન ૧૬૪૨ પહેલાં ધારણ કરેલું. અને સને ૧૬૪૦ થી ૧૬૪૫ સુધી માવળ પ્રાંતોની વ્યવસ્થા કરવા કેટલાક અધિકારીઓ નીમેલા.

અષ્ટ પ્રધાનોનાં કામો તથા નામો નીચે પ્રમાણે હતાંઃ—

| ફારસી નામ. | સંસ્કૃત નામ. | કર્તવ્ય. | વાર્ષિક વેતન. |
|---|---|---|---|
| ૧. પેશવા. | પંત પ્રધાન. | મુખ્ય દિવાનગિરી. | ૧૫૦૦૦ હોન |
| ૨. મજમુદાર | પંત અમાત્ય | મુલકી વસુ. તથા હિસાબ | ૧૨૦૦૦ હોન |
| ૩. સુરનીસ | પંત સચીવ | દફતરોની સંભાળ | ૧૦૦૦૦ હોન |
| ૪. વાંકનીસ | મંત્રી | ખાનગી કારભાર | ,, |
| ૫. ડબીર | સુમંત | પરરાજ્ય વ્યવહાર | ,, |
| ૬. સરનોબત | સેનાપતિ | લશ્કરની વ્યવસ્થા | ,, |
| ૭. ,, | ન્યાયાધીશ | ન્યાય કરવો | ,, |
| ૮. ,, | પંડિતરાવ | શાસ્ત્રાર્થ તથા દાનધર્મ | ,, |

'પ્રતિનિધિ' એવો હોદ્દો રાજારામના વખતમાં નવીન થયો. તેનું વાર્ષિક વેતન ૧૫ હજાર હોન હતું, અને બધા પ્રધાનો ઉપર તેની સત્તા હતી. હાલના ધોરણથી જોતાં પણ પગારની આ રકમો મુબલક જણાય છે. તે વખતે પૈસાની કિમ્મત વધારે હતી અને પગાર ઓછા આપવાનો વહીવટ સર્વત્ર હતો, છતાં શિવાજીએ પગાર મોટા રાખેલા, એ તેની મહત્તા અને નોકરને કોઇ જાતની અડચણ ન પડવા દેવાની ઇચ્છા સૂચવે છે. પગાર સિવાય બીજી કોઇ પણ પ્રકારની આવક એ લોકોને ન હોતી.

આ પ્રધાનોની ગેરહાજરીમાં તેમનાં કામો કરવાને દરેકના 'મુતાલિકો' નીમ્યા હતા. તેમજ દરેક ખાતામાં કારભારી, મજમુદાર, ફડનવીસ, સબનીસ (દફતરદાર), કારખાનનીસ, ચિટનીસ, જામદાર અને પોતનીસ એવા આઠ પેટા કામદારો હતા. માલોજીના શેઠ શેષો નાઇકનો પૌત્ર શ્યામજી નાઇક શિવાજીનો ખાનગી જામદાર હતો.

બધા પ્રધાનોમાં પેશવા મુખ્ય હતો અને તેની બીજા બધા પ્રધાનો ઉપર સત્તા હતી. તેની પાયરી રાજાની પછીની હતી અને તેને બેસવાની જગા સિંહાસનની નજીક જમણી બાજુએ પહેલીજ હતી. મુલકી અને લશ્કરી બંને કામો ઉપર તેની સંપૂર્ણ દેખરેખ હતી

અને રાજ્યનાં સઘળાં કૃત્યોની એકંદર જવાબદારી તેના ઉપર હતી. તે પછી સેનાપતિની સઘળા લશ્કર ઉપર સત્તા હતી અને તેને બેસવાની જગા રાજાની ડાબી બાજુએ પહેલી હતી. અમાત્ય, સચિવ અને મંત્રી અનુક્રમે પેશવાની નીચે બેસતા. તેજ પ્રમાણે સુમંત, પંડિતરાવ અને ન્યાયાધીશ અનુક્રમે સેનાપતિના નીચે બેસતા. એકંદર કામોની વહેંચણી થાય, અને દરેક પોતાની જવાબદારી સમજી પોતપોતાનું કામ પ્રવીણતા મેળવી ઉત્કૃષ્ટ રીતે કરે, તે માટે શિવાજીએ આ પ્રમાણે વ્યવસ્થા કરેલી.

(૧) પેશવા એટલે મુખ્ય પ્રધાન. એ રાજ્યનાં બધા પ્રકારનાં કામો કરે, સરકારી કાગળો ઉપર સિક્કા કરે, અને લશ્કર મોકલી લડાઇ કરે તથા સવારી કરે. તાબામાં જે મુલક આવે તેનું રક્ષણ કરે. શ્યામરાજપંતની પછી મોરોપંતને પેશવા બનાવેલા. તેના પિતા શાહજી પાસે કર્ણાટકમાં કારકુન હતા. તે પોતે લગભગ ઇ. સ. ૧૬૫૩ માં મહારાજ પાસે આવ્યો. એ લડાઇ અને રાજ્યવ્યવસ્થા બંનેમાં કુશળ અને સર્વને પ્રિય હોવાથી કેવળ જમણા હાથ જેવો હતો. કિલ્લા બાંધવા અને લશ્કર તૈયાર કરવું એ તેનાં મુખ્ય કામ હતાં. તેના ચરિત્રની વિગતવાર હકીકત મળી આવી નથી. શિવાજી બાદશાહ પાસે રહ્યા, તે વખતમાં સઘળી વ્યવસ્થા આ મોરોપંતે રાખેલી. સન ૧૬૬૮–૬૯ માં મુલક અને લશ્કર માટે જે નવીન કાયદા તથા નિયમો થયા તેમાં એનો મુખ્ય હાથ હતો. સન ૧૬૭૧ માં મોરોપંતે તથા પ્રતાપરાવે મોગલ લશ્કર ઉપર અનેક જીતો મેળવેલી અને તેનો સંપૂર્ણ પરાભવ કરેલો. શંભાજીએ મોરોપંતને કેદમાં રાખેલો. તેનું મરણ ૧૬૮૦–૮૨ માં થયું હશે.

(૨) મજમુદાર એટલે પંત અમાત્ય. એ ઉપજ ખર્ચની બરાબર વ્યવસ્થા કરે. દફતરદાર તથા ફડનીસ તેના તાબામાં હશે. મહેસુલનો આકાર ચોક્કસ કરે, ફડનીસી કાગળો પર નિશાન કરે, લડાઈના પ્રસંગે હાજર રહે, મુલકનું રક્ષણ આજ્ઞા પ્રમાણે કરે, બધા લશ્કરી

અને મુલકી ખાતાનો તથા કિલ્લાનો હિસાબ તપાસે, અને ખર્ચમાં કમી જાસ્તી કરવું હોય તો તેની મારફત થાય.

પ્રથમ બાલકૃષ્ણપંત મજમુદાર હતો. સન ૧૬૪૭ માં એ કામ સોનોપંત ડબીરના પુત્ર **નીલા** સોનદેવને સોંપ્યું. ઇતિહાસમાં આ કુટુંબનું મહત્વ વિશેષ છે. હાલમાંજ એ સંબંધી માહિતી બહાર આવેલી છે. તેઓ મૂળ કલ્યાણ નજીક રહેલા **નીલોપંત**ના દાદા **નારોપંત** તે માવળ પ્રાંતમાં ઠકારને આશરે વધેલા. પછી **માલોજી** ભોસલેના વખતમાં તેનું માન વધ્યું. **નારોપંત**ના પુત્ર **સોનાજી** તે **શાહજી** પાસે કારકુન હતા અને સવારીમાં સાથે રહેતા. નિજામ-શાહીમાં અને કર્ણાટકમાં તેણે સારી નોકરી બજાવી **શાહજી**ની પ્રીતિ મેળવેલી તેથી **શાહજી**એ તેને પુનામાં શિવાજી પાસે રાખ્યો. દાદોજી કોંડદેવની પેઠેજ આ **સોનાજી** તથા **બાલકૃષ્ણપંત** શિવાજીને તૈયાર કરવામાં સામેલ હતા. **સોનાજી** સન ૧૬૪૫ માં મરણ પામ્યો. તેને **નીલોપંત** અને **આબાજીપંત** એવા બે પુત્ર હતા. એ બંને નાનપણ-થી **શિવાજી**ના કુટુંબમાં રહી ઘણા પરિચિત થયા હતા. **શિવાજી**ના આરંભના પ્રયત્નોમાં **નીલોપંત**ની ઘણી મદદ હતી. વળી સમવયસ્ક હોવાથી ઉમંગ પણ ઘણો હતો. **શિવાજી**એ તેને સચિવનો હોદ્દો આપેલો. કોકણ તાબે લીધા પછી અને **તોરણા** કબજે થયા પછી તેની વ્યવસ્થા **નીલોપંતે** સારી કરેલી તેથી તેને મજમુદારનો હોદ્દો મળ્યો. તેનો નાનો ભાઇ **આબાજી** પણ તેની મદદમાં હતો. એ **આબાજી**ના વંશજો હાલ ગડનીસ નામે પ્રસિદ્ધ છે. કલ્યાણ પ્રાંત **આબાજી**એ જીત્યો. મુલ્લાં અહમદની સ્વરૂપવતી પુત્રવધૂને પકડીને તેણે **શિવાજી** તરફ મોકલેલી, પણ **શિવાજી**એ તે બદલ તેને ઠપકો આપી બાઇને વિજાપુર પાછી મોકલી આપી. **આબાજી**એ કલ્યાણથી ગોવા સુધીનો મુલક કબજે કરેલો. એ ભાગનો તે બહુ વર્ષ સુબેદાર રહ્યા. સન ૧૬૬૧ માં **શિવાજી**એ નવીન વ્યવસ્થા કરી તેમાં એવું ઠરાવ્યું કે **નીલોપંતે** લડાઈ ઉપર ન જતાં જીતાયલા મુલકની વ્યવસ્થા કરવી.

રાજ્યનો હિસાબ રાખવાની પદ્ધતિ નીલોપંતે ઠરાવી. શાહજીના મરણ પછી જિજાબાઇ સતી થતાં હતાં તેને નીલોપંતે અટકાવી યોગ્ય ઉપદેશ આપેલો. શિવાજીએ દિલ્લી જતી વખતે રાજ્યકારભાર મોરોપંતની સાથે આ નીલોપંત તથા આનાજી દત્તને સોંપેલો. આ રીતે મરેઠી રાજ્યની સારી સેવા કરી નીલોપંત સન ૧૬૭૨ માં મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર નારોપંત અમાત્ય થયો. પણ તે સાધુવૃત્તિનો હોવાથી તેનો ભાઇ રામચંદ્ર બધું કામ કરતો. સંભાજીનો વધ થયા પછી રાજ્યનું સંરક્ષણ આ રામચંદ્રે સારૂં કરેલું. શિવાજીએ તેને સિંધુદુર્ગની સબનીસી આપેલી હતી. તેણે તથા અનાજી દત્તે મળીને જમાબંદીનું ધોરણ ઠરાવેલું હતું. એ મોરોપંતનો જમાઇ હતો અને રામઉપાસક તથા રામદાસનો ભકત હતો.

(૩) ત્રીજો પ્રધાન સુરનીસ અથવા સચિવ. તે દફતરની વ્યવસ્થા રાખે, કાગળો તપાસી બરાબર કરાવે અને તેના પર નિશાન કરે. ઇનામપત્રો, સનંદો વગેરેની નોંધ રાખે, અને તાલુકાનાં બધાં દફતરો પણ તે તપાસે. વળી લડાઇના પ્રસંગે હાજર રહે અને આજ્ઞા પ્રમાણે મુલકનું રક્ષણ કરે. આ કામ ઉપર આનાજી દત્તની નીમણુક હતી. તે ઘણો અનુભવી હતો અને શિવાજીના વખતમાં તેનું વજન ઘણું વધ્યું. રત્નાગિરિ તાલુકાનો એ દેશપાંડે હતો તથા સામાનગઢનો સબનીસ હતો. સામાનગઢ તેણે જ બાંધેલો. શિવાજીના મરણ પછી તે સોયરાબાઈનો પક્ષમાં ભળ્યો, તેથી શંભાજીએ તેને ઠાર માર્યો. પનાળા તથા શૃંગણા કબજે કરી કોકણપટ્ટી તાબે લેવામાં તેણે બહુ મદદ કરેલી. દક્ષિણ કોકણનો કારભાર ઘણા ભાગે તેના હાથમાં હતો. હાલ જે ભોર સંસ્થાનના પંત સચિવ છે, તેની નીમણુક રાજારામના સમયમાં થઈ. તેનો મૂળ સ્થાપક શંકરાજી નારાયણ મોરોપંત પિંગળે તથા રામચંદ્રપંતના હાથ નીચે કામ કરી આગળ વધ્યો હતો.

(૪) ચોથો પ્રધાન વાંકનીસ અથવા મંત્રી તે ખાનગીની વ્યવસ્થા રાખે, તેના હસ્તક અઢાર કારખાનાં અને બાર મહાલ, હજુર પાગા તથા જીલબીનું પાયદળ એટલાંનો કારભાર રહે અને ખાનગીનું દફતર તથા પત્રવ્યવહાર તે સંભાળે. ભોજનની તજવીજ તથા આમંત્રણો કરવાં એ તેનું કામ હતું, અને સરકારી કાગળો ઉપર તેને નિશાન કરવાનાં હતાં. સન ૧૬૪૭માં ગંગુ મંગાજી વાંકનીસ હતો. તેના પર ઇતરાજી થતાં સન ૧૬૬૪ માં દત્તાજી ત્રિમલ થયો. રાજ્યાભિષેક વખતે વાંકનીસને બદલે મંત્રી નામ પાડ્યું. દત્તાજીએ આ કામ સન ૧૭૧૩ સુધી કર્યું. એ સાલમાં શાહુ મહારાજે એ જગાએ નારો રામ શેણવીને નીમ્યો, અને પછીથી તે વંશમાંજ તે અધિકાર ચાલુ રહ્યો. આ રીતે જમણી બાજુના ચાર પ્રધાનની હકીકત થઈ. હવે ડાબી બાજુના ચાર પ્રધાનની હકીકત નીચે પ્રમાણે—

(૫) પ્રથમ સેનાપતિ—તેનો અધિકાર બધાં લશ્કરો પર હતો અને તેને સરનોબત કહેતા. લશ્કરની એકંદર જવાબદારી તેના પર હતી. સન ૧૬૪૭ માં એ જગાએ માણકોજી દેશમુખ હતો. તે મરણ પામતાં નેતાજી પાલકર નીમાયો. અફઝુલખાનના લશ્કરનો નાશ નેતાજીએ કરેલો. સન ૧૬૬૨ માં પ્રતાપરાવ ગુજર સેનાપતિ થયો. એ ઘણો શૂરવીર, યશસ્વી અને બધામાં પ્રમુખ હતો. શિવાજીની સાથે તે આગ્રા ગયેલો. સન ૧૬૭૨ માં લઢાઇમાં તે મરણ પામ્યો, અને તેની જગાએ હંબીરરાવ મોહિતે આવ્યો. તેનું મૂળ નામ હંસાજી હતું, પણ શિવાજીએ તેને 'હંબીરરાવ' એવો ઇલકાબ આપેલો. એ શંભાજીના વખતમાં મરણ પામેલો.

(૬) ડબીર અથવા સુમંત પાસે પર રાજ્યો સાથેનો વ્યવહાર હતો. એ કામ ઉપર પ્રથમ સોનોપંત સન ૧૬૪૧ સુધી હતો. તે મરણ પામતાં સોમનાથ પંત નીમાયો. રાજ્યાભિષેક વખતે જનાર્દન નારાયણ હનમંતે એ જગા ઉપર હતો.

(૭) ન્યાયાધિશનું કામ ન્યાય કરવાનું હતું અને નિકાલ કરેલા

કાગળો ઉપર તેને સંમતિનાં નિશાનો કરવાનાં હતાં. પ્રથમ એ જગાએ **નીરાજી** રાવજી હતો અને રાજ્યાભિષેક સમયે **બાલાજી** પંડિત હતો. સન ૧૭૧૩ માં **હોનાજી અનંત** શાહુ મહારાજાના વખતમાં ન્યાયાધીશ થયો અને પછીથી તે વંશમાં તે અધિકાર ચાલુ રહ્યો. **નીરાજી**ના પુત્ર પ્રલ્હાદે રાજારામના વખતમાં જીંજીના સંરક્ષણનું સારૂં કામ કરવાથી તેને 'પ્રતિનિધિ' એવો નવો હોદ્દો આપ્યો.

(૮) આઠમો પ્રધાન પંડિતરાવ. પ્રથમ તે ન્યાયશાસ્ત્રી કહેવાતો. અભિષેક વખતે 'પંડિતરાવ' નામ આપ્યું. શાસ્ત્રાર્થ કહેવો, દેવસ્થાનો ખાતે આપેલી નીમણુકોની વ્યવસ્થા જોવી, અને દાનધર્મની તજવીજ રાખવી એ તેનું કામ હતું. રઘુનાથભટ્ટ ઉપાધ્યાય ચંદાવરકર સન ૧૬૬૧ માં દાનાધ્યક્ષ હતો તે અભિષેક વખતે 'પંડિતરાવ' કહેવાયો, એ બહુ વિદ્વાન્ હતો. તેની મદદથી દરબારમાં ફારસીને બદલે સંસ્કૃત ભાષાનો પ્રવેશ થયો. 'રાજવ્યવહાર કોશ' તેણે બનાવ્યો. તેના પછી તેનો પુત્ર મોરેશ્વર પંડિતરાવ થયો ને તે શંભાજીના વખત સુધી ચાલુ હતો.

દરબારમાં બેસવાની મિસલ એવી હતી કે મધ્યભાગે સિંહાસન ઉપર છત્રપતિ મહારાજ બિરાજતા અને તેની પાછળ હજુરીઆઓ ચામર, પંખા, પાનદાન વગેરે લઇને ઉભા રહેતા, તથા બાજુમાં દશ બાર વિશ્વાસુ આપ્તજનો ઉભા રહેતા.

જમણી બાજુએ (૧) પંત પ્રતિનિધિ (રાજારામના વખતથી), (૨) મુખ્ય પ્રધાન, (૩) પંત અમાત્ય, (૪) પંત સચિવ, (૫) મંત્રી, (૬) ચિટનીસ અને (૭) પર રાજ્યના વકીલો.

ડાબી બાજુએ—(૧) સેનાપતિ, (૨) સુમંત, (૩) ન્યાયાધીશ, (૪) પંડિતરાવ, (૫) ફડનીસ, (૬) સેનાધિકારીઓ, સરદારો વગેરે.

કારભારીઓ, મુત્સદ્દીઓ, તાલુકદારો, કિલ્લેદારો વગેરે યોગ્યતા પ્રમાણે.

જેના તેના મુતાલિકો તથા કારકુનો જેની તેની પછવાડે બેસતા. બંને બાજુની પછવાડે નાયક તથા હવાલદારો ઉભા રહેતા. કચેરીમાં મુજરો કરવો, જેને તેને યોગ્યતા પ્રમાણે બેસાડવા તથા બહારનું કોઇ આવે તો તેની વરધી આપવી, એ કામ બે ચોપદારો આગલા ભાગે ઉભા રહી કરતા.

(૬) **મરાઠી રાજ્યની વ્યાપ્તિ સંબંધી શિવાજીનું મત**—**શિવાજીનો** એક મહત્ત્વનો કાગળ હાલમાં મળી આવેલો છે. તે **શાહજીને** પકડનાર **બાજી** ઘોરપડેના પુત્ર **માલોજીને** તેણે લખેલો છે. તે પરથી તેનો એકંદર આશય જણાઇ આવે છે. વિજાપુરને તો તે લગભગ ડુબેલુંજ માને છે, અને કુતુબશાહી તો તેની ઇચ્છા પ્રમાણેજ ચાલતું હતું અર્થાત્ રાજ્યાભિષેક વખતે **શિવાજીજ** દક્ષિણ હિંદુસ્તાનમાં મુખ્ય સત્તાધીશ હતો, એવું તે પત્ર પરથી સમજી શકાય છે. એ પત્રનો જવાબ મળી આવ્યો નથી, પણ કર્ણાટકમાં તે પછી **શિવાજીની** સત્તા થઇ, એટલે બધા મરેઠાઓએ **શિવાજીનું** નેતૃત્વ સ્વીકાર્યું હતું એમ તે પરથી માની શકાય છે. એ પત્રમાં નીચે પ્રમાણે હકીકત હતી:—

"અમારા કૈ. પિતા નિજામશાહીમાંથી **ઇબ્રાહિમ આદિલશાહના** વખતમાં આ તરફ આવ્યા. તેમનું ઇબ્રાહિમ **આદિલશાહે** બહુ સન્માન કર્યું અને કારભાર તેમને સોંપ્યો. તે વખતે અમારા પિતાએ વિચાર કર્યો કે મારા કારભારમાં મારા જાતિભાઇઓને વધારવા તેઓ સિપાઇગિરી કરીને પેટ ભરે છે તેને બદલે મારે તેને ઉંચી પદવીઓ આપવી. આવા હેતુથી એમણે તમારા પિતા **બાજી ઘોરપડેને** સરદારમાંથી વજીર બનાવ્યા. તે વખતથી તમારા પિતા તથા તમે **આદિલશાહીની** સેવા કરો છો. અમારા પિતાનો એટલો ઉપકાર છતાં જ્યારે તેમને **મુસ્તફાખાન** પકડવા આવ્યો ત્યારે તમારા પિતાએ તેને મદદ કરી, અને તે દિવસથી તમારે અને અમારે વેર થયું. તે પછીથી તમે અમારાં માણસોને માર્યાં છે

અને અમે તમારાં માણુસોને માર્યાં છે. વળી તમારા પિતાને પણ અમે માર્યા છે. પરન્તુ વિચાર કરો કે હાલ સમય બદલાયો છે. આદિલશાહી બહિલોલખાન પઠાણે કબજે લીધી છે. ત્યાંના બાદશાહને તેણે કેદમાં રાખ્યો છે અને કિલ્લો કબજે કર્યો છે. આ રીતે આદિલશાહી એક પઠાણ લઇ જાય એ અમને ઠીક લાગતું નથી. એ બળવત્તર થશે એટલે આપણા સૌનાં રાજ્ય જશે, માટે અમે કુતુબશાહી સાથે મિત્રતા કરી છે. એ બાદશાહે અમારા તરફ બહુ માન દાખવ્યું છે અને આપણું રાજ્ય આપણામાંજ રહે એવી શરતો તેમણે માન્ય રાખી છે. આ ઉપરથી અમે વિચાર કર્યો કે જે કોઇ આપણા હોય તેમને આ હકીકત જણાવવી અને સૌને કુતુબશાહી સાથે જોડવા. એમ થવાથી સૌની જાગીરો સ્વતંત્ર રહેશે અને આપણું માન જળવાશે. આમ કરવામાં અમારો હેતુ આપણી સમગ્ર જાતિનું હિત સાધવાનો છે એ નિશ્ચય માનશો. પૂર્વનો વેરભાવ અમે છેક છોડી દીધો છે અને કેવળ નિષ્કપટપણે તમારૂં હિત કરવાની શુભ ઇચ્છાથી કુતુબશાહને ખાસ સમજાવીને તેનો કોલ લઇને આ ગોઠવણ અમે કરેલી છે. તો તમે ખાનદાન હોઇ અમારો વિશ્વાસ રાખી આ દેખત પત્રે તરત આ તરફ આવશો, અને અમારી મારફત કુતુબશાહને મળશો. તમારૂં કામ અમે એવું મજબુત કરી આપીશું કે પછીથી તમે ઉપકાર જ માનશો અને તમારા વંશવારસો પણ યાદ કરશે. તમને કદાચ એવો વિચાર થશે કે અમે બે પેઢીથી આદિલશાહીના વજીર તે તેનો ત્યાગ કેમ કરીએ? પણ હવે આદિલશાહી શાની? તેનો બાદશાહ તો છેક જ નાનો છે. પઠાણે તેને કેદ કરેલો છે અને છતાં આદિલશાહીને કેમ વળગી રહ્યા છો? કદાચ તમે પઠાણનો આશ્રય લેવાનું પસંદ કરો, પણ તે તમારી સત્તા રહેવા દેશે? અને એ પઠાણને તો કુતુબશાહ તથા અમે સઘળા મળી હઠાવીશું જ. અર્થાત્ તમે મરાઠા, અમારા જાતિભાઇ, માટે આટલું સ્પષ્ટ રીતે અમે તમને જણાવીએ છીએ.

પઠાણુ જે કાંઇ હાલ તમને આપી શકે, તેના કરતાં બમણું તો અમે તમને અપાવીશું જ, અથવા એથી વિશેષ પણ અપાવીશું. અને દરેક રીતે તમારૂં માન જળવાશે. આ વિષે હું તમને ખાત્રી આપું છું અને પૂર્વનો વૈરભાવ મનમાંથી કેવળ દૂર કરેલો છે તે શ્રીદેવીના સોગન લઇને જણાવું છું. માટે નિઃસંદેહ થઈને આવો."

આ પત્ર પરથી શિવાજીનો ઉદ્દેશ સ્પષ્ટ સમજાય છે. તેનો હેતુ સામ્રાજ્ય સ્થાપવાનો જ હતો. મહારાષ્ટ્રમાં તો તેણે સ્વરાજ્ય સ્થાપ્યું જ હતું, પણ તેની બહાર પણ તેને સ્વરાજ્યનો વિસ્તાર કરવો હતો. મુસલમાની રાજ્ય માટે તેને જરા પણ માન નહોતું. આપણા દેશ ઉપર આપણું જ રાજ્ય થાય, લશ્કરમાં પરાક્રમો કરીને તથા મુત્સદ્દીપણાનાં કામો કરીને આપણી કીર્તિ વધે, આપણી પ્રજા દીન ગણાઇને બીજાના મુખ તરફ તાકી રહેલી મટે, અને આપણા ધર્મનું તથા દેશનું યથાયોગ્ય સંવર્ધન થાય એવો તેનો આશય હતો. એ આશય તેના શબ્દોમાં તેમજ કૃત્યોમાં પદે પદે વ્યક્ત થાય છે. આપણો દેશ, આપણું રાજ્ય, એવા ઉલ્લેખ તે વખતો વખત કરે છે. બખરકારો પણ આ બાબતમાં સંમત છે, અને તેના દરેક કાગળમાં તેવો ભાવ જણાઇ આવે છે. ભાઇ વ્યંકોજીને લખેલા પત્રમાં પણ તેજ ભાવ જણાય છે. પશ્ચિમ કિનારો તાબામાં લેવા તેણે બહુ પ્રયત્નો કર્યા, અને રાજધાની તેની નજીક રાખી તથા સુરત ભરૂચ ઉપર વારંવાર સવારીઓ કરી પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું, તેમાં પણ તેવોજ તેનો ઇરાદો જણાય છે. દક્ષિણમાં કારવાર સુધી અને કર્ણાટકમાં જીંજી વેલોર વગેરે સ્થળો કબજે લઇ આખો તંજાવર પ્રાંત તેણે સ્વરાજ્ય નીચે આણ્યો. ત્યાંથી વિજાપુર તથા ગોવળકોંડાની દક્ષિણ, પશ્ચિમ, અને ઉત્તર બાજુનો પણ ઘણો ખરો મુલક લઇ લીધો. મોગલરાજ્યને પણ તેની પૂરી ધાસ્તી લાગી હતી. તેનો વરાડ તથા ઔરંગાબાદ સુધીનો મુલક પણ તેણે લઇ લીધો હતો. આ રીતે સામ્રાજ્યની

શરૂઆત થઈ હતી. આગ્રાથી પાછા આવતાં તેણે આખા હિંદુ-સ્તાનની યાત્રા કરી અને ઠેક ઠેકાણાની સ્થિતિ જોઈ લીધી. જયસિંગ, જશવંતસિંગ તથા બુંદેલખંડના રાજા છત્રસાલ જે સ્વરાજ્યને વીસરી ગયા હતા, તે સ્વરાજ્ય શિવાજીએ આ રીતે હસ્તગત કર્યું. પંદર વર્ષની ઉમરે તેણે આદિલશાહને સલામ કરેલી નહીં, આગ્રામાં પણ એવોજ કંઈ પ્રકાર બનેલો છે. અમે મરેઠાઓ સ્વતંત્ર, કોઇના તાબામાં રહેવાવાળા નહીં, આવી સ્વાતંત્ર્ય ભાવના તેનામાં અવલ-થી આખર સુધી હતી. દિવસે દિવસે તે ભાવના વધતી ગઇ અને મહારાષ્ટ્રીયોને આકર્ષતી ગઇ. વ્યંકોજી મુસલમાનોની તાબેદારી કરે, એ પણ તેજ કારણથી શિવાજીથી સહન થયું નહીં. વ્યંકોજી-ની દુર્દશા કરવી એ તેનો હેતુજ નહોતો. સ્વરાજ્યની અને સ્વતંત્ર્ય-ની આ ભાવના પછીથી બધા મરેઠાઓમાં પ્રસરી અને બાલાજી વિશ્વનાથ તથા બાજીરાવથી છેક મહાદજી તથા નાના ફડનવિસ સુધી એ ભાવનાનું જોર રહ્યું. એટલા બળથી શિવાજીએ એ ભાવનાનું બીજ વાવ્યું કે પછીનાં સો વર્ષ સુધી એ પ્રજા તે માટે ઝૂઝતી રહી.

કોઈ પણ કાર્યનો આરંભ કઠિન હોય છે. પહેલી મુશ્કેલી-ઓમાંથી પાર ઉતરવું ઘણું વિકટ હોય છે. પછીના વિસ્તારમાં તેટલો વિલંબ લાગતો નથી. રાજ્યને પણ એજ નિયમ લાગુ પડે છે. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય પણ એજ નિયમે વધી શક્યું છે. રાજ્યાભિષેકનો ઉત્સવ કરીને શિવાજીએ એ પ્રથમ આરંભ જગ-જાહેર કર્યો અને લોકોના મનમાંથી મુસલમાની સત્તાનો 'બાઉ' ત્રણસો વર્ષથી જે ઘુસી પડેલો તે નસાડી મૂક્યો. એ પ્રયોગ એટલો મક્કમ, એટલો હેતુસર અને એટલો વિસારસૂચક હતો કે શિવાજી-નું આયુષ્ય જો લાંબું હોત, તો તેણે કેવો ચમત્કાર કરી બતાવ્યો હોત તે કહી શકાતું નથી. પણ શિવાજી અલ્પાયુષી નીવડવા છતાં, પછીનાં ત્રિશ વર્ષમાં મરેઠી રાજ્ય ઉપર અનેક ભયંકર સંકટો આવ્યાં છતાં તેનું વાવેલું બીજ ફોગટ ગયું નહીં, એ તેની

મજબુતી સૂચવે છે. તેનો હેતુ કાલાંતરે પણ સફળ થયો. તેના નિકટ સહવાસમાં આવેલા અનેક વીરો, અનેક મુત્સદીઓ અને અનેક વિદ્વાનોએ ત્રિશ વર્ષમાં પણ સ્વરાજ્યનું વાતાવરણ ટકાવી રાખ્યું. એ બધાનું જીવન શિવાજીના વિચારોથી ભરપુર હતું. એ નવજીવનનો પ્રચાર મહારાષ્ટ્રીયોના અંતઃકરણમાં થયો હતો. સમાજ જીવંત થયો હતો. યોગ્ય સાંધ મળતાંજ શિવાજીની ધારણા પાર પાડવાના પ્રયત્નો થયા.

**(૭) સીદી સાથે વિગ્રહ**—કોકણ પ્રાંત શિવાજીને બહુ પસંદ હતો. એ પ્રાંતની મુશ્કેલ જગાઓમાંથી પોતાનો બચાવ કરી લેવાનું તેને ઘણું સુગમ હતું. ત્યાંના લોકો કુશળ, સહનશીલ અને વફાદાર હોઇ તેને બહુ ઉપયોગી નીવડયા હતા. તેનાં રાજાપુર, દાભોલ, ચોલ તથા બીજાં કેટલાંક બંદરોમાં મોટો વેપાર ચાલતો. સરહદનું રક્ષણ એ રાજ્યનું મુખ્ય સંરક્ષણ હોવાથી કારવારથી સુરત સુધીમાં આપણો કોઇ શત્રુ ન રહે તેમ કરવાની શિવાજીની ખાસ ધારણા હતી. એ ધારણામાં એક સીદીનીજ આડખીલી હતી. માટે તેનો પરાભવ કરવો એ જરૂરનું હતું, અને એ જરૂર માટે શિવાજીને દરિયાઇ કાફલો રાખવો પડયો. સન ૧૬૬૧ માં રાજાપુર બંદર કબજે લઇ શિવાજીએ ત્યાં કાયમનું લશ્કર તથા કાફલો રાખ્યાં હતાં. અને તળે, ઘોસાળા તથા રાયરી કબજે લઈ ત્યાં પણ રાયગઢ નામે મજબુત કિલ્લો બાંધ્યો હતો. આ સ્થળો સીદીને દબાવવાને ઉપયોગી હતાં. જયસિંગની સાથે તહની વાટાઘાટ ચાલતાં શિવાજીએ જંજીરા તથા બીજા કિલ્લાઓ પોતાને મળે એવી માગણી કરેલી, પણ સીદીએ તે ખુદ બાદશાહની પરવાનગી વગર આપવા ના પાડી, અને સીદીએ બાદશાહ પાસે જઇ એટલી ખટપટ કરી કે બાદશાહે પણ શિવાજી દિલ્લી આવીને પોતાને રૂબરૂ મળી જાય નહિ ત્યાં સુધી જંજીરાની તથા શિવાજીની બીજી માગણીનો અસ્વીકાર કરવા જણાવ્યું.

પછીથી સન ૧૬૬૭ સુધીમાં શિવાજીએ દક્ષિણમાં રાજાપુર અને વિજયદુર્ગથી ઉત્તરમાં દમણ સુધીનો આખો સમુદ્રકિનારો કબજે કર્યો. માત્ર મુંબઇ બેટ તેમાં નહોતો. સીદીને વિજાપુર તરફ-ની મદદ મળેલી નહીં તો પણ તે જંજીરાને સંભાળી રહ્યો હતો. તે પછી સન ૧૬૭૦ સુધી જંજીરા મેળવવા દર વર્ષે શિવાજીએ પ્રયત્ન કર્યો, પણ તેમાં તે સફળ થયો નહીં. એ કિલ્લો એટલો મજબુત હતો કે મુંબઇના અંગ્રેજ વેપારીઓને પણ મુંબઈ છોડીને જંજીરા-માં થાણું નાખવા વિચાર થયેલો. સન ૧૬૭૦ માં શિવાજીથી કાયર થઇને સીદી (ફત્તેખાન) જંજીરા સોંપી દેવા તૈયાર થયો. પણ તેના હાથ નીચે સંબૂળ, કાસમ અને ખેરીયત કરીને સીદી સરદારો હતા તે શિવાજીના કટ્ટા દુશ્મન હતા, તેમને ફત્તેખાનનો વિચાર ન ગમતાં તેમણે તેને કેદ કર્યો અને સંબૂળ અધિકારી બન્યો. તેણે મોગલાઇનો આશરો લીધો અને સુરતનો સુબો તેને મદદ આપવા લાગ્યો. ઔરંગ-જેબે સંબૂળને મોગલાઇ દરિયાઇ સૈન્યનો ઉપરી બનાવ્યો અને કાસમને જંજીરાના તથા ખેરીયતને રાજાપુરના રક્ષણ માટે નીમ્યો. સન ૧૬૭૭ માં સંબૂળ મરણ પામતાં કાસમ ઉપરી થયો અને ખેરીયત જંજીરા ખાતે આવ્યો.

સંબૂળની હયાતીમાં શિવાજી સાથે ભારે લડાઇઓ થયેલી. એક વખતે સંબૂળે શિવાજીના બસો ખલાસીઓને પકડી લીધેલા અને તે બધાને સમુદ્રમાં ડુબાડી દીધેલા. શિવાજીને એથી બહુજ ચીડ ચડી. તેણે પચાસ નવાં મોટાં વહાણ બંધાવ્યાં અને લડાઇ ચાલુ રાખી. પણ લડાઇ ચાલતી હતી તેવામાં સંબૂળ મરણ પામ્યો અને કાસમ અધિ-થયો. કાસમે પણ પુષ્કળ મરેઠાઓને પકડી ઠાર કર્યા અને કેટલાકને કેદ કરી સુરત મોકલી આપ્યા. મોગલોની મદદ હોવાથી સીદી વિશેષ જોરમાં હતા. શિવાજીએ પણ ખૂબ જોરમાં લડાઇઓ કરી. અનેક પ્રસંગો બન્યા અને તેમાં સીદીને યશ મળ્યો, એમ મુસલમાન લેખકો જણાવે છે. સન ૧૬૭૧ માં હોળીના દિવસોમાં સીદી કાસમ તથા

બેરીયતે દંડરાજપુરીના શિવાજીના થાણા ઉપર રાત્રે ગુપ્ત રીતે હલ્લો કર્યો અને દારૂગોળાના કોઠારને આગ લગાવી. એ વખતે જે સામટા ધડાકા થયા, તે ચાળિસ મૈલ ઉપર રાયગઢમાં શિવાજીને સંભળાયા, અને તે એકદમ ઊંઘમાંથી ચમકી ઉઠ્યો. તેને લાગ્યું કે રાજાપુરમાં કંઇપણ આફત હોવી જોઇએ. સવાર થતાં બાતમી આવી કે રાજાપુર તથા બીજો કેટલોક ભાગ શીદીએ લઇ લીધો અને સ્ત્રીઓ તથા બાળકોને તેણે ગુલામ કર્યાં અને પુરુષોને ઠાર માર્યા. ઔરંગજેબે આ કૃત્ય બદલ શીદીને સાબાશી આપી. પણ શિવાજી તો તેથી વિશેષ જોરમાં આવ્યો. શીદીએ અંગ્રેજોની મદદ લેવાનો વિચાર કર્યો, પણ શિવાજીથી ડરીને અંગ્રેજોએ મદદ કરી નહીં.

મુંબાઈની પૂર્વે આવેલા કુરલા પ્રદેશમાંથી અંગ્રેજોને ઘણો માલ મળતો. એ પ્રદેશ શિવાજીને તાબે હતો; પણ દર વર્ષે શીદી તેના પર હલ્લો કરી તેને ઉજડ કરતો. એટલે શીદીનો પરાભવ કરવા અંગ્રેજો પણ શિવાજીની સાથે સંમત થયા. સન ૧૬૭૪ માં શિવાજીએ મોટું લશ્કર લાવીને ગુપ્ત હલ્લો કર્યો અને શીદીનાં ઘણાં માણસોને કાપી નાખ્યાં અને જંજીરાથી ગોવા સુધીનો આખો કિનારો કબજે લઇ શીદીને છેક સુરત સુધી હાંકી કાઢ્યો. ઔરંગજેબે તેથી શીદીને વિશેષ મદદ આપી અને તે ચડી આવ્યો. પણ શિવાજીના લશ્કરે તેને હરાવ્યો. મોરોપંતે જંજીરા ઉપર ચડાઇ કરી પણ શીદીને વિશેષ મદદ આવી પહોંચતાં તે કિલ્લો હાથ આવ્યો નહીં. ઈ. સ. ૧૬૭૭ માં શીદી સંબૂળે કેટલાક બ્રાહ્મણોને પકડી અટકમાં રાખ્યા, તેથી શિવાજી બહુજ ચીડાયો.

**ખાંદેરી અને કુલાબા**—ફિરંગીઓનું જોર મટાડવા શિવાજીએ સારી મજબુત જગા જોઇ ત્યાં કિલ્લો બાંધી તેને ખાંદેરી નામ આપ્યું અને તેનાપર તથા બેસગઢ, માંડવગઢ અને સાંગરગઢ ઉપર લશ્કર રાખ્યું. શીદીએ તેની નજીકમાં એક ખડક ઉપર ઉંદેરી નામે કિલ્લો બાંધ્યો અને તેના ઉપર પોતાનું લશ્કર ગોઠવ્યું. ત્યાં

રહી તે કુલાબા પ્રાંતમાં રાત્રે ઉતરતો, ગામો ભાંગતો, ઘરો લૂટતો અને માણસોને જીવતાં પકડી જતો. ફિરંગીઓ પણ લોકોને પકડી જતા અને દેવળો તથા મસીદો તોડતા. લોકોને તેથી બહુ ઉપદ્રવ થવા લાગ્યો. શિવાજીએ તેની સાથે તહ કરવા પ્રયત્ન કર્યો. પણ તહ થયો નહીં, તેથી શિવાજીએ અલીબાગ પાસે ખડક ઉપર એક કિલ્લો બંધાવ્યો અને તેનું નામ કુલાબા રાખ્યું.

સન ૧૬૭૮ માં શીદીએ મુંબાઇના મજગામ બંદરે પડાવ નાખ્યો અને કુરલા પ્રાંતને વિશેષ અડચણ કરવા માંડી. છતાં અંગ્રેજોએ તેને ત્યાં રહેવાની પરવાનગી આપી. શિવાજીએ શીદીનાં વહાણો બાળી નાખવાનો વિચાર કરી દરીઆ સારંગ તથા દોલતખાનને ૪૦૦૦ માણસો સાથે મોકલ્યા. પણ ચોમાસું નડવાથી તે નિરુપાય બન્યા. ઉત્તર તરફથી ચડાઈ લાવવાનો વિચાર કરી દોલતખાન કલ્યાણ તરફ ગયો, પણ અંગ્રેજો અને ફીરંગીઓને ધાસ્તી બતાવવાથી તેમણે તેને આવવા દીધો નહીં. દોલતખાન તેથી રાયગઢ પાછો આવ્યો. જંજીરા ઉપર ચડાઈ કરી પણ શીદી મુંબઈ છોડીને આવ્યો જ નહી. આ વખતે શિવાજીએ લશ્કરમાં પુષ્કળ ભરતી કરી અને એક મોટી લડાઇ લડવાની સઘળી તૈયારી કરી. પણ તેટલામાંજ તેનું મરણ થયું. મરણ વખતે શીદી અને જંજીરા તેની જિન્દાગ્રે હતાં.

(૮) શિવાજીનું નૌકાસૈન્ય—શીદીનો પરાભવ કરવા માટે દરિયાઈ લશ્કરની જરૂર સને ૧૬૬૧ માં શિવાજીને લાગી. કોકણ પ્રાંત સને ૧૬૪૮ માં તાબામાં આવ્યો. તે વખતે વિજાપુરના સુલતાન, જવ્હારના કોળી, જંજીરાના શીદી, વાડીના સાવંત, તથા પોર્ટુગીઝ, ડચ વગેરે પરદેશીઓ પણ કિનારા ઉપર હક્ક ધરાવતા હતા. ધીમે ધીમે તે સૌને શિવાજીએ કબજામાં લીધા. માત્ર એક જંજીરા બાકી રહ્યો. તેને તાબે કરવા માટે નૌકાસૈન્યની ખાસ જરૂર જણાઇ. સુરત વગેરેની લૂટમાંથી જે દ્રવ્ય મળ્યું હતું તે તેણે જહાજો બાંધવા પાછળ ખર્ચ્યું, અને પાંચ સાત વર્ષમાં એક બળવાન

દરીયાઈ કાફલો તૈયાર કર્યો. એ કાફલામાં કોળી તથા ભંડારી લોકો ઉત્કૃષ્ટ ખલાસીઓ હતા. અને મોટાં વહાણો બાંધવાનાં કારખાનાં પણ વિજયદુર્ગ, કુલાબા, સિંધુદુર્ગ, રત્નાગિરી, વગેરે ઠેકાણે સ્થાપ્યાં હતાં. પાંચ દશ લાખ રૂપિયા તેમાં ખર્ચ્યાં અને ચારસો પાંચસો વહાણો તૈયાર કરાવ્યાં. એ કાફલા ઉપર દરીઆ સારંગ અને આયનાક ભંડારીને સુબેદાર બનાવી તોપો વગેરે ગોઠવ્યું, અને લડાયક માણસો પણ તેના ઉપર ગોઠવ્યા. આ કાફલો દરિયા ઉપર તથા ફરતા કિનારા ઉપર પણ લૂટ કરતો અને સત્તા બેસાડતો. સીદીને જમીન માર્ગે તો કંઇ માલ મળે તેમ નહોતો, અને હવે દરિયાઈ માર્ગનો પણ બંદોબસ્ત થયો.

કાફલો તૈયાર થયા પછી ધીમે ધીમે બંદરો લેવા માંડયાં. સન ૧૬૬૨ માં વાડીના સાવંત ઉપર હલ્લો કરી ત્યાંના બહાદુર લડવૈયાઓને શિવાજીએ પોતાના કાફલામાં જોડી દીધા. માલવણમાં સને ૧૬૬૫ માં સિંધુદુર્ગ કિલ્લો બાંધીને ત્યાં કાફલાનું મુખ્ય મથક કર્યું. કુલાબામાં પણ એક થાણું રાખ્યું. વિજયદુર્ગ નામનો એક મજબુત કિલ્લો બાંધી ત્યાં સને ૧૬૭૫ માં કાફલો રાખ્યો. આ વ્યવસ્થા શિવાજીએ ઠરાવેલા ધોરણ પ્રમાણે પછી પણ ચાલુ રહી. પોર્ટુગીઝ લોકોએ પશ્ચિમ કિનારા ઉપર વેપાર કરવાને શિવાજી પાસે તોપો તથા જવાહીરો ભેટ મોકલીને પરવાનગી મેળવેલી. સન ૧૬૬૫ માં ખુદ શિવાજીએ દરિયાઈ સવારી કરેલી, તે વખતે કારવારના અંગ્રેજ વેપારીઓએ ૧૧૨૦ રૂપિયા દંડ ભરીને ત્યાંની વખાર બંધ કરેલી. એ વખતે કાફલામાં દોઢસો ટન વજનનાં ૮૫ વહાણો અને ૩ મોટાં વહાણો હતાં. ગોવાની નીચે ૧૩૦ માઇલ દૂર બાર્સિલોર નામના બંદર ઉપર પછી હલ્લો કર્યો, અને ત્યાંથી પુષ્કળ લૂટ મેળવી. તેથી આગળ પછી ગયેલા નહીં. સને ૧૬૭૦ માં કાફલામાં ૧૬૦ વહાણો હતાં. એ વર્ષમાં પોર્ટુગીઝો સાથે લડાઇ થઇ અને તેમાં ૧૨ મોટાં વહાણો પોર્ટુગીઝો લઇ ગયા. પણ બાકીથી તરત જ

ફમણુ આગળ બીજી લડાઇ થઇ અને તેમનું એક મોટું વહાણુ પકડી લીધું. રાજ્યાભિષેક વખતે આ કાફલો ઘણો વધ્યો હતો અને તેના પર યુદ્ધસામગ્રી પણ પુષ્કળ હતી. આ કાફલાનો ઉપયોગ શિવાજીને તો હતો જ, પણ તેના પછી સંભાજીને તેની મદદથી ઘણો વિજય મળ્યો. મોટાં વહાણો ત્રણુને બદલે છેવટે સાઠ ઉપર થયેલાં અને એકંદરે માણસો પાંચ હજાર ઉપર થયેલાં. શિવાજીના વખતમાં કાફલા ખાતાનો જૂદો સેનાપતિ ન હોતો. નજીકના કિલ્લાના અધિકારીને જે તે કાફલો સોંપાતો અને લશ્કરના અધિકારીઓને પણ પ્રસંગોપાત્ત દરિયાઈ કાફલા ઉપર મોકલાતા. પેશવાના વખતમાં સ્વતંત્ર અધિકારી નીમાયો.

**( ૯ ) અંગ્રેજોને શિવાજીની ભીતિઃ**—સને ૧૬૧૨ માં અંગ્રેજોએ સુરતમાં કોઠી સ્થાપી, પછીથી તેના પર અનેક આફતો આવી. તેમાંથી છૂટતાં છૂટતાં શિવાજી સાથે પ્રસંગ પડ્યો. સન ૧૬૬૧ માં શિવાજીએ રાજાપુર ઉપર ચઢાઇ કરી. ત્યાં અંગ્રેજોની એક નાની કોઠી હતી. શિવાજીને બાતમી મળેલી કે વિજાપુરના લશ્કરને અંગ્રેજો દારૂ ગોળો આપે છે. તેથી શિવાજીએ રાજાપુર લૂટી અંગ્રેજોની કોઠી પણ લૂટી, અને તેના વેપારીઓને બે વર્ષ સુધી એક ડુંગરી કિલ્લા ઉપર પૂરી રાખ્યા. દંડ મળ્યા પછી તેનો છૂટકો કર્યો. એ લૂટમાં દશ હજાર હોનનું અંગ્રેજોને નુકસાન થયેલું.

અંગ્રેજ લેખકો આ લૂટની હકીકત જણાવે છે, પણ શિવાજીએ એ પ્રમાણે જણાવેલું નથી એટલે ખરૂં કયું હશે તે સમજવા સાધન નથી. સુરતના અંગ્રેજ વેપારીઓને શિવાજીની ધાસ્તી ઘણી હતી. તે હંમેશાં તેનાથી ડરતા રહેતા અને તેની હીલચાલ તરફ બારીક લક્ષ રાખતા. સન ૧૬૬૪ માં સુરત ઉપર હુમલો થયો તે વખતે ત્યાંનો મોગલ સુબેદાર તો કિલ્લાનાં બારણાં બંધ કરી અંદર બેસી રહ્યો, અને શિવાજીએ મરજીમાં આવે તેમ શહેર લૂટ્યું. એ લૂટ વખતે સ્મિથ નામનો એક અંગ્રેજ પકડાઇને શિવાજી પાસે

ગયેલો, તે જણાવે છે કે શિવાજી તંબુમાં બેસીને જે વેપારીઓ ગુપ્ત રાખેલું ધન ન બતાવે તેને શિક્ષા કરવાના હુકમો કરતો હતો. અને અંગ્રેજ તથા વલંદાઓએ ઘણા વેપારીઓને તેના હાથમાંથી છોડવ્યા. ખુદ અંગ્રેજો સામે તેણે કંઈ હલ્લો કર્યો નહીં. તે વખતની અંગ્રેજી કોઠીના પ્રમુખને બાદશાહ ઔરંગઝેબ તરફથી બીજા વેપારીઓને બચાવવા માટે બહુ માનનો પોશાક મળેલો.

સન ૧૬૬૫ માં શિવાજીએ કારવાડ ઉપર હલ્લો કર્યો. ત્યાં પણ અંગ્રેજોની એક નાની વખાર હતી. કારવાડનો કિલ્લો બહુ મજબુત હોવાથી શિવાજી ત્યાંથી માત્ર કહેલી ખંડણી લઇ પાછો ફર્યો. એ ખંડણીમાં અંગ્રેજ વેપારીઓએ ૧૧૨૦ રૂપિયા આપેલા.

સન ૧૬૭૦ માં શિવાજી ૧૫૦૦૦ માણસો સાથે ફરી સુરત ઉપર આવ્યો. તે વખતે અંગ્રેજ વખારો (કોઠીઓ) છૂટક છૂટક હતી તે તેના સપાટામાં આવી. કેટલાક માણસો મરાયા અને પુષ્કળ માલ લૂટાયો. અંગ્રેજોએ પોતાની કોઠીનો બંદોબસ્ત સારો રાખેલો, અને ખાસ તેનાપર હલ્લો થયેલો પણ નહીં. સુંવાળીથી ઘણાં માણસોએ આવીને અંગ્રેજી વખારોનું સંરક્ષણ કરેલું. ડચ લોકોની વખારો તો એક ખુણામાં હતી. તેના તરફ શિવાજીનું લક્ષ પણ ગયું નહીં. ફ્રેંચ વખારો હતી અને તેના પર હલ્લો થયેલો. પણ ફ્રેંચોએ નમ્રતાથી વર્તી પોતાનો બચાવ કર્યો. કારસ્કારનો એક તાર્તાર સુલતાન તેના દીકરાએ ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાથી ઔરંગઝેબને આશરે સુરતમાં આવી રહ્યો હતો. તેની પાસે પુષ્કળ દ્રવ્ય હોવાનું જાણી શિવાજીએ તેના ઉપર હલ્લો કર્યો, અને તેમાં તેને ઘણો લાભ મળ્યો. એકંદરે આ વખતે ઘણું સોનું, રૂપું અને જવાહીર મળ્યું.

હુબલીમાં અંગ્રેજોની વખાર હતી. સન ૧૬૭૩ માં શિવાજીએ એ શહેર લૂટયું. તે વખતે એ વખાર પણ લૂટી. તેમાં ૭૮૯૪ હોનનું અંગ્રેજોને નુકસાન થયું. આ નુકસાન ભરી આપવા અંગ્રેજોએ પાછળથી માગણી કરી, પણ શિવાજીએ સાફ જવાબ આપ્યો

કે મારાં માણસોએ તમારી વખારને બિલકુલ ઇજા કરી નથી એટલે નુકસાની આપવાનું કાંઇ કારણ નથી. કંઇ થોડો માલ તેમણે લીધો હશે, પણ તેની કિમ્મત બસો રૂપિયાથી વધારે નહીં હોય.

અંગ્રેજોએ પછી મુંબઇમાં થાણું કરી સુરત ધીમે ધીમે છોડી દીધું. મુંબઇમાં તેઓ સ્વતંત્ર વ્યવસ્થા કરી શકયા. ત્યાં તેમને મરેઠાઓની ધાસ્તી પડી નહીં. મહારાષ્ટ્ર અને કોકણના કિનારા ઉપર શિવાજીની સત્તા હતી તેથી તેને માન આપી ખુશ રાખવાની અંગ્રેજોને પણ જરૂર હતી. કેમકે અંગ્રેજોને જોઇતો માલ તે પ્રદેશમાંથી આવતો. સન ૧૬૭૨ માં પોર્ટુગીઝો ઉપર જ્યારે શિવાજીએ હલ્લો કર્યો, ત્યારે અંગ્રેજો બહુજ ગભરાયલા અને તેની સાથે તહ કરવાને એક વકીલ મોકલેલો. આ વકીલ મારફત અંગ્રેજોએ ૩૨૦૦૦ ની નુકસાની માગેલી, પણ શિવાજીએ જણાવ્યું કે ફરીથી તમે રાજાપુરમાં વખાર નાખો અને જંજીરાના સીદીને હરાવવામાં મને મદદ કરો તો હવે પછી તમને ઇજા નહીં થાય. અંગ્રેજો સાથે આ પ્રમાણે મિત્રતા રાખવાની શિવાજીને જરૂર લાગેલી, કેમકે તેના પ્રદેશમાં વેપાર વધવાથી શિવાજીનું ઉત્પન્ન વધ્યું હતું અને મોગલ લશ્કરને અંગ્રેજો આવવા દેતા ન હતા. પણ ઉપરની શરતો અંગ્રેજોને કબુલ ન થઇ. તેમણે ફરી વકીલ મોકલ્યો અને તેણે શંભાજી મારફત શિવાજીની ભેટ લીધી, પણ તેનું પણ કંઇ જાણવા જોગ પરિણામ આવ્યું નહીં.

રાજ્યાભિષેક વખતે સુરતની વખારના પ્રમુખનો પુત્ર તથા મુંબઇનો ડેપ્યુટી કમિશ્નર હાજર થતો. કંપની તરફથી પણ બીજા બે અંગ્રેજ વેપારીઓ આવેલા હતા. શિવાજી સાથે તહ કરી કેટલીક સરતો ઠરાવી લેવાનો અંગ્રેજોનો વિચાર હતો. તેમણે સન ૧૬૭૪ માં તેટલા માટે એક ખાસ વકીલ મોકલ્યો હતો. પણ શિવાજી બહુ વ્યવસાયમાં હોવાથી એ વકીલને ઘણું રોકાઇ રહેવું પડેલું, અને તેની પ્રથમ મુલાકાત નારાયણજી પંડિતે લીધેલી. આ વકીલની માગણી એવી હતી કે (૧) જંજીરાના સીદી સાથે

શિવાજીએ સંધિ કરવી; તેને નસાડવા પ્રયત્ન કરવો નહીં અને (૨) અંગ્રેજોને વેપાર માટે સવલતો આપવી. એ માગણી માટે નારાયણજીએ ઘણા વિસ્તારથી શિવાજીનો ઉદ્દેશ તેને સમજાવ્યો અને સલાહ આપી કે શીદી માટે કંઇ પણ કહેવા જશો તો તે મહારાજ સ્વીકારશે નહીં અને તમારો ઘાટ બગડશે. માટે એકલા વેપારની વાત કરશો, તે માટે મહારાજની ઇચ્છા છે અને તેમાં તમે ફાવશો. નારાયણજીની સલાહ તેને યોગ્ય લાગી અને તેને તેણે એક વીંટી બક્ષિસ આપી. પછીથી એ વકીલની મહારાજ સાથે મુલાકાત થઇ. નારાયણજીની સલાહ પ્રમાણે તેણે મહારાજને નજરાણો કર્યો તથા સઘળા મોટા અધિકારીઓને પોશાક વગેરે બક્ષિસો આપી. વેપાર સંબંધી તેની માગણી શિવાજીને ઘણીજ ગમી અને યોગ્ય સરતો ઠરાવવાનું કામ તેણે પેશવા મોરોપંતને સોંપ્યું. સમારંભ વખતે એ વકીલ દરબારમાં પણ હાજર હતો. તેણે દરબારનું વર્ણન લખેલું છે. સમારંભ પછી કેટલેક દિવસે સરતો ઉપર સહીઓ થઇ અને વકીલ મુંબઈ પરત ગયો. એ સરતોમાં વિશેષ કલમો હતી. રાજાપુરની લૂટ બદલ દશ હજાર હોન આપવાની તેમાં કબુલાત હતી, પણ તે રકમ એક સાથે કે રોકડ આપવાની ન હોતી. ત્રણ વર્ષ સુધી કંપનીએ દરવર્ષે પાંચ હજાર હોનનો માલ શિવાજી પાસેથી વેચાણ લેવો અને તે પૈકી અઢી હજાર રોકડા આપી બાકીના અઢી હજાર એનુકસાની પેટે વાળવા એમ ઠરાવેલું હતું. એટલું થયા પછી જે અઢી હજાર બાકી રહે તે રાજાપુરની વખારની જકાતમાંથી વાળી આપવા સ્વીકાર્યું હતું. અર્થાત્ આ નુકશાની વસુલ કરવા રાજાપુરની વખાર ફરી ચાલુ કરવાની અંગ્રેજોને ફરજ પડી. વળી દાભોળ, ચૌળ તથા કલ્યાણમાં પણ વખારો નાખવા ઠરાવ્યું. મરાઠી રાજ્યમાં કોઇપણ ઠેકાણે અંગ્રેજો વેપાર કરી શકે અને તેના માલની વેચાણ કિંમત તેને ઠીક લાગે તેવી રાખી શકે એવી છૂટ પણ તેમાં હતી. એના માલ ઉપર શિવાજીએ અઢી ટકાથી વધારે જકાત લેવી નહીં,

એમ પણ તેમાં ઠરાવેલું હતું. વળી એવી માગણી હતી કે કંપનીનાં જે વહાણો કિનારે તૂટતાં માલ હસ્તગત થાય તે માલ કંપનીને પરત આપવો, પણ તે માગણી શિવાજીએ કબુલ રાખી નહીં; કેમકે તેથી તેના સાર્વભૌમ હક્કને વાંધો આવતો હતો. એટલું સ્વીકાર્યું કે વહાણ તૂટવાથી જે માણસો મળી આવે તેનું સંરક્ષણ કરવું.

એકંદરે આ સરતોમાં ચાર મુખ્ય માગણી હતી:–(૧) મહારાજના પ્રદેશમાં અંગ્રેજોને વેપાર કરવા દેવો. (૨) અંગ્રેજોના માલ ઉપર વિશેષ જકાત લેવી નહીં. (૩) અંગ્રેજી નાણું–મહોરો, રૂપીઆ અને પૈસા ચાલવા દેવા અને (૪) વહાણો તૂટવાથી મળી આવેલો માલ કંપનીને પાછો આપવો. આ પૈકી પહેલી બે કલમ શિવાજીએ કબુલ રાખી અને બીજી બે નાકબુલ કરી.

શીદી મુંબઇ બંદરમાં પોતાનું થાણું જમાવવા અંગ્રેજો પાસે વારંવાર માગણી કરતો, પણ શિવાજીની ધાસ્તીથી અંગ્રેજો તે માગણી સ્વીકારતા નહીં. બીજી બાજુ ઔરંગઝેબની પણ તેને ધાસ્તી હતી અને તેનો શીદીને ટેકો હતો. સન ૧૬૭૭ માં શીદીએ બળજોરીથી મુંબઇમાં પડાવ નાખ્યો. અને ત્યાં રહી શિવાજીના પ્રદેશને હેરાન કરવા લાગ્યો. વળી તેણે ત્યાં રહીને એક બ્રાહ્મણને વશ કરીને તેની મારફત શિવાજીના રાજ્યના કેટલાક સારા બ્રાહ્મણોને ફોસલાવી બોલાવ્યા, અને તેને ખૂબ હેરાન કર્યા. શિવાજીને આ હકીકત મળતાં તેણે કંપનીને સખત તાકીદ કરી, તેથી એકદમ કંપનીએ શિવાજીના મુલકને ઉપદ્રવ કરનારા ૧૧ માણસોને પકડી તેનો દેહાંત દંડ કર્યો અને બીજા કેટલાકને પકડી સેન્ટ હેલિના મોકલી આપ્યા. ફરી બીજે વર્ષે પણ શીદીએ એવોજ પ્રકાર કર્યો અને બ્રાહ્મણોને હેરાન કર્યા. શિવાજીએ તેથી ચીડાઇને શીદી ઉપર લશ્કર રવાના કર્યું, પણ તેથી કંઇ શીદી તાબે થયો નહીં. સન ૧૬૮૦ માં શિવાજીના મુલકમાંથી કેટલાંક માણસોને પકડીને શીદી મુંબઇમાં વેચવા લાગ્યો. અંગ્રેજોને તેની ખબર પડતાં તેમાંથી ૨૧ માણસોને છોડાવી

તેમણે સ્વદેશ મોકલાવ્યા. છતાં અંગ્રેજો શીદીને પોતાના પ્રદેશમાં રહેવા દેતા એ શિવાજીને ગમતું નહીં. તેણે તેટલા માટે ખાંદેરી બેટ કબજે લીધો, અને ત્યાં એક મજબૂત કિલ્લો કરી તેને દરિયાઇ મથક બનાવ્યું. અંગ્રેજોને એ ગમ્યું નહીં. તેમણે દાવો કર્યો કે પોર્ટુગીઝોએ એ બેટ મુંબઇની સાથે જ અમને આપેલો છે. પણ પોર્ટુગીઝોએ તેમની એ માગણી નાપાયાદાર કહી પોતાનો હક્ક જણાવ્યો. પછીથી અંગ્રેજોએ શીદી સાથે મિત્રતા કરી ખાંદેરી ઉપર હલ્લો કર્યો. મરેઠાઓએ પ્રથમ અંગ્રેજોને બેટ ઉપર આવવા દીધા અને પછીથી સઘળાઓને એકદમ કાપી નાખ્યા. ફરી ૧૫ વહાણો તથા બસો માણસો સાથે બીજો હલ્લો થયો. એ વખતે ઘણી આકરી લડાઈ થઈ અને બંને બાજુની બહુજ ખરાબી થઇ. પણ ખાંદેરી બેટ અંગ્રેજોને મળ્યો નહીં.

ખાંદેરી અને ઉંદેરી એ બંને બેટો ઉપર રહીને મુંબઇ જતાં આવતાં વહાણો ઉપર દેખરેખ રાખી શકાય છે તેથી તે બંને કબજે લેવા અંગ્રેજોની બહુ જ ઉત્કંઠા હતી. લડાઇ કરી તે કબજે લેવા અહીંના અંગ્રેજો વારંવાર વિલાયત લખતા, પણ ત્યાંથી સ્પષ્ટ જવાબ મળતો કે, ‘ એ માટે લડાઇ કરવી ઠીક નથી. વળી એવી લડાઇઓ કરવાને આપણી પાસે પુરતું બળ નથી, અને તેથી આપણને લાભ પણ નથી. ’ મુંબઇના અંગ્રેજોને આવા જવાબથી બહુ લાગી આવતું, અને તેથી ફરી ફરીને તેમણે લખેલું કે, ‘ આ દેશના લોકો કહે છે કે તમે અંગ્રેજો બડાઇ શું મારો છો ? તમે કઇ ધાડ મારેલી છે ? તલવારના બળે તમે કયો મુલક લીધેલો છે ? તમારો હુકમ કોણ માને છે ? અને તમારી પાસે છે પણ શું ? ડચ લોકોએ તો તમને હરાવ્યા જ. પોર્ટુગીઝોએ કંઈ બહાદુરી બતાવેલી છે, પણ તમારી તો સૌ મશ્કરી કરે છે ! મુંબઈ પણ તમે જીતીને ક્યાં મેળવ્યું છે ? અને તેને પણ સંભાળી રાખવાની તમારામાં ક્યાં સત્તા છે ? ખાલી તમે ડોળ કરો છો અને અમારા રાજાની બરોબરી દાખવો છો ! ’

શિવાજી તે પછી લાંબી મુદ્દત જીવ્યો નહીં. છતાં તેણે તેટલા ટૂંકા વખતમાં પણ અંગ્રેજો ઉપર એટલો દાબ બેસાર્યો કે ખાંદેરી લેવાનો નાદ તેમણે છોડી જ દીધો, અને શીદીની મદદમાં મોકલેલું લશ્કર પરત બોલાવી લીધું. સન ૧૬૮૦ માં શિવાજી સાથે ફરી સંધી થઇ તેમાં સ્પષ્ટ ઠર્યું કે શીદીને મુંબઇના બંદરમાં બિલકુલ આશરો આપવો નહીં. વળી ૧૬૭૪ માં કરેલી સરતો પણ એ વખતે ફરી કાયમ કરી.

શિવાજીની ધાસ્તી અંગ્રેજોને ઘણી હતી. એ સંબંધી ઉલ્લેખ કંપનીના ઇતિહાસમાં ડગલે ડગલે મળી આવે છે. કોઇ પણ મરાઠા સરદાર આવે કે તે શિવાજી જ આવ્યો એમ અંગ્રેજોને લાગતું. તેમને શિવાજી એ નામ સામાન્ય થઇ પડ્યું હતું. સન ૧૭૦૩ માં સુરતના અંગ્રેજ વેપારીઓએ ડાયરીમાં લખેલું છે કે, "શિવાજી ફરી સુરત ઉપર આવે છે. તેનું લશ્કર તો અગાઉથી જ સુરતની આસપાસ ગોળીબાર કરી રહ્યું છે." આ ભીતિથી તેમણે સુરતના થાણાની મજબુતી કરાવી. એ વખતે કેટલાક અંગ્રેજ કારકુનોએ લશ્કરી કામ કરવાની ના પાડી તેથી તેમને શિક્ષા પણ કરી. આ બધો પ્રભાવ શિવાજીના નામનો. બંગાળાના અંગ્રેજ વેપારીઓને તો શિવાજી અમર લાગેલો. સન ૧૬૮૦ માં શિવાજીના મરણની બાતમી જ્યારે મુંબઇથી કલકત્તા પહોંચી, ત્યારે ત્યાંથી એવો જવાબ આવ્યો કે, "શિવાજી એટલી વખત મર્યો છે કે તે અમર છે એમ લાગ્યા કરે છે." તેના મરણની હકીકત ખરી ન લાગવાનું કારણ એ કે તેને જ્યાં ત્યાં વિજય જ મળ્યા કર્યો હતો, અને તેના પછી પણ ઘણા વખત સુધી મરાઠાઓનો વિજય જ ચાલુ રહ્યો. શિવાજીએ બનતાં સુધી અંગ્રેજોને દુભવ્યા નથી. બીજાઓને વિના કારણ દુઃખ દેવું અથવા તેમનું દ્રવ્ય હરી લેવું એ તેનો ઇરાદો જ નહોતો. તેનો મુખ્ય ઇરાદો સ્વરાજ્ય સ્થાપવાનો હતો. તે કામમાં તેની આડે આવનારા જે મોગલ, વિજાપુરકર, તથા શીદી વગેરે

હતા તેને તેણે શત્રુ તરીકે ગણેલા અને તેનો પરાભવ કરવા બનતો પ્રયત્ન કર્યો. અંગ્રેજોની એ બાબતમાં આડખીલી નહોતી. સ્વરાજ્ય સ્થાપનામાં બીજી જરૂર પૈસાની હતી. લશ્કરો રાખવામાં, કિલ્લાઓ બાંધવામાં અને સાધનો મેળવવા તેમાં, પૈસાનો પુષ્કળ ઉપયોગ હતો, એટલે પૈસો મેળવવા તેણે પ્રયત્નો કરેલા. પરંતુ તે પણ બને ત્યાં સુધી ન્યાયપૂર્વક અને સબુરાઇથી મેળવવાનો જ તેનો નિર્ણય હતો. કોઈ પણ ધનસંપન્ન શહેર ઉપર સવારી કરી તે તેના ગજા પ્રમાણે ચોક્કસ રકમ માગતો અને તે તેને મળી જાય તો કોઇને પણ કશો ઉપદ્રવ કરતો નહીં. બનતાં સુધી લડાઈ નો પ્રસંગ આવવા દેવો નહીં, થોડું નુકસાન પણ વેઠી લેવું એવો તેનો નિયમ હતો. આમ હોવાથી અંગ્રેજો સાથે તેને લડાઈ કરવાનો પ્રસંગ જ આવ્યો નહીં, એથી ઉલટું અંગ્રેજો સાથે તેણે મિત્રતા બાંધી. અઢારમા શતકમાં હિંદમાં રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરનારાં જે બળો હતાં, તેમાં અંગ્રેજોની જે ગણના હતી, તેવી સત્તરમા શતકમાં–શિવાજીના વખતમાં– ન હોતી. એટલે શિવાજીને તેની ભીતિ ન હોતી. ઉલટું, અંગ્રેજો સારા વેપારીઓ છે અને દૂર દેશથી આપણા દેશમાં વેપાર કરવા આવી આપણને સારો લાભ આપે છે, એમ વિચારી શિવાજીએ તેનું સ્વાગત કરેલું. એ પ્રદેશમાં તે વખતે બીજા કોઈ એવા વેપારી ન હોતા અને રૈયત કંગાલ હતી. અંગ્રેજોના આવવા પછી તેમની દોલતમાં વધારો થયો તથા રાજ્યની શાંતિ થવાથી ખેતી વગેરે પાકમાં પણ સુધારો થયો.

## પ્રકરણ ૧૦ મું.

### દક્ષિણ દિગ્‌વિજય અને આખર.

(૧) **આદિલશાહી સાથે અણબનાવ.**—(૧૬૭૨-૧૬૭૯) વિજાપુર સાથે શિવાજીએ સલાહ કરી તે પિતૃવચન ગણીને છેવટ સુધી તેણે પાળી. વચમાં મોગલોની ખટપટથી બંને વચ્ચે કંઈક બગડેલું, પણ તે વધારે વખત ચાલેલું નહીં. સન ૧૬૭૨ માં અલી આદિલશાહ મરણ પામ્યો, ત્યાં સુધી શિવાજીને તેમના તરફથી કંઈ અડચણ પણ થઇ નહીં. એના મરણ પછી બહુ ગોટાળો થયો. નવીન બાદશાહ સગીર વયનો હતો અને તેનો સેનાપતિ બહિલોલખાન પઠાણ શિવાજીનો વિરોધી હતો. તેણે દિલ્લીના બાદશાહની મદદ લઇ શિવાજીને દબાવવા તજવીજ આદરી, આ વખતે મોગલો સાથે શિવાજીને લડાઇ ચાલતી હતી. તેણે વિશાળગઢ ઉપર મોટું લશ્કર એકઠું કરી પન્નાળા કબજે કર્યો.

( क ) **હુગલીની લૂટ**—વિજાપુરના લશ્કરને બીજી બાજુ રોકવા આન્નાજી દત્તે હુબલી ઉપર ચડાઇ કરી અને તે લૂટયું. એ શહેરનો વેપાર ઘણો હતો અને તે સધન હતું. સુરત કરતાં પણ ત્યાંથી વિશેષ દ્રવ્ય મળ્યું. અંગ્રેજ, ફ્રેંચ અને ડચ વગેરે યુરોપીયન લોકોની ત્યાં વખારો હતી. તે દરેક પાસેથી તેણે ખંડણી લીધી અને વાઇથી તુંગભદ્રા સુધી તથા સમુદ્ર કિનારાથી વિજાપુરની હદ સુધી મરાઠી સત્તાનો ફેલાવો કર્યો.

( ख ) **ઉંબરાણી તથા જેસરીની લડાઇઓ:**—શિવાજીને હરાવવા બહિલોલખાન મોટા લશ્કર સાથે નીકળ્યો. તેના તરફ શિવાજીએ પ્રતાપરાવને મોકલ્યો. તે બહિલોલખાન ઉપર સીધો ન જતાં મુલક લૂટતો લૂટતો ઠેઠ વિજાપુર પહોંચી ગયો. બહિલોલખાન તો પન્નાળાને ઘેરો ઘાલી પડયો હતો. તે હવે ઘેરો ઉઠાવી વિજાપુર બચાવવા આવ્યો. પ્રતાપરાવ તે વખતે તેનો રસ્તો અટકાવી બેઠો.

બંનેની મુલાકાત ઉંબરાણી આગળ થઈ અને બે પહોર સુધી કટો-કટીની લડાઇ ચાલી. બહિલોલખાનને પાણી પણ મળી શક્યું નહીં તેથી તેણે આજીજી કરી પ્રતાપરાવનું શરણ માગ્યું અને મરાઠાઓની આડે ન આવવા કબુલ કર્યું. પ્રતાપરાવે ઘણી ઉદારતા દર્શાવી તેને જવા દીધો. મોગલો સાથે લડાઇ ચાલુ હતી તેથી વિજાપુરની લડાઈ એટલેથી જ સમેટવી પ્રતાપરાવને ઠીક લાગી. પણ એમ કરવામાં તેણે બહિલોલખાનને ઓળખ્યો નહીં. વિજાપુર દરબારમાં શિવાજી સાથે ખાસ ખટપટ કરનાર એજ હતો અને શિવાજી તેને બરાબર જાણતો હતો. તેણે પ્રતાપરાવને ઠપકો આપી જણાવ્યું કે તેની સંપૂર્ણ ખોડ ભુલાવ્યા સિવાય મને મોઢું બતાવવું નહીં. પ્રતાપરાવને પણ પછી ખાત્રી થઇ. બહિલોલખાને પોતાનું વચન બિલકુલ પાળ્યું નહીં. તેણે તરતજ મરાઠી મુલકનો ઉપદ્રવ કરવા માંડયો. પ્રતાપરાવ તે સાંભળતાં જ તેના ઉપર જોસભેર ચઢી આવ્યો અને ગુસ્સામાં ને ગુસ્સામાં વ્યવસ્થા પણ બરાબર ન કરી અને એકદમ હલ્લો કર્યો. એ હલ્લો નિષ્ફળ ગયો અને તેમાં તે પોતે તથા તેના કેટલાક વીરો મરાયા. બહિલોલખાનના લશ્કરે આ વખતે મરાઠી લશ્કરને ઘણું જ હેરાન કર્યું. સુભાગ્યે તે જ વખતે હંસાજી મોહિતે નામનો એક મરાઠા સરદાર તે ભાગમાં કંઈ સામે નીકળ્યો. તેને પ્રતાપરાવના મરણ-ની ખબર પડતાં જ તે એકદમ ચડી આવ્યો. મરેઠી લશ્કર તેથી હિમ્મતમાં આવ્યું અને ઘણા જ જોરથી તેણે વિજાપુરના લશ્કર ઉપર હલ્લો કર્યો. પરિણામે એ લશ્કર હારીને વિજાપુર તરફ નાસી ગયું. આ લડાઇ ૧૬૭૪માં જેસરી આગળ થઈ. સંતાજી ઘોરપડેએ તથા ધનાજી જાદવે એ વખત ઘણી બહાદુરી બતાવી.

આ રીતે વિજાપુરના લશ્કરનો નાશ થયો, અને શિવાજીને બધી બાતમી મળી. પ્રતાપરાવ માટે તેને ઘણું જ લાગ્યું. રાજ્ય-સ્થાપનામાં પ્રતાપરાવ અને તાનાજી માલુસરે એ બંનેએ ઘણી મદદ કરેલી હોવાથી એ બંને થોડી જ મુદ્દતમાં મરણ પામતાં તેને બહુ

દુઃખ થયું. પ્રતાપરાવની દીકરી જાનકીબાઇ સાથે પોતાના પુત્ર રાજારામનું લગ્ન કર્યું અને હંસાજીના પરાક્રમ માટે તેને હંબીરરાવનો ઇલકાબ તથા સેનાપતિપદ આપ્યું.

( ग ) **વિજાપુરનું સંરક્ષણ**—બહિલોલખાને વિજાપુર જઇ વજીર ખવાસખાનને ઠાર માર્યો, પણ દરબારમાં તેનું વજન પડ્યું નહીં. રૈયત પણ તેને ચાહતી નહોતી. બીજી બાજુ મરાઠી સરદારો વારંવાર ચડી આવતા અને મુલકને ઉપદ્રવ કર્યા કરતા. બહિલોલખાનને મોગલ સુબા દિલીરખાનની મદદ હતી અને તેનો ઈરાદો શિવાજીનો પરાભવ કરવાનો હતો. પણ તે પાર પડ્યો જ નહીં. દરમિયાન શિવાજી રાજ્યવ્યવસ્થામાં તથા અભિષેકની તજવીજમાં રોકાયો એટલે વિજાપુર જીતવાનું લંબાયું.

સન ૧૬૭૭ માં શિવાજીએ કર્ણાટક ઉપર ચડાઈ કરી. તેને દૂર ગયેલો જાણી વિજાપુર અને મોગલે એકસંપી કરી. શિવાજીએ રાજ્ય સ્થાપ્યું, જ્યાં ત્યાં યશ જ મેળવ્યો, અને થોડા સમયમાં રાજ્યનો વિસ્તાર ઘણો કર્યો, એ તેમનાથી સહન થયું નહીં. અને સઘળા મુસલમાનો તેમની સાથે આ વખતે ઊઠ્યા. પણ શિવાજી ચતુર હતો. તેણે બધાની સામે એકી વખતે લડાઇ કરી નહીં. દરેકને માટે જૂદો જૂદો પ્રસંગ લીધો. વિજાપુરમાં પઠાણ અને શીદીના બે પક્ષ હતા, પઠાણનો મુખી બહિલોલખાન અને શીદીનો મુખી મસ–ઉદ–ખાન હતો. ગોવળકોંડાના કુતુબશાહ પાસેથી ખંડણી લીધેલી હોવાથી તે પણ આ સંપમાં સામેલ થયો. પરન્તુ કંઈ કંઇ અડચણોથી તેઓ ફાવી શક્યા નહીં. મોગલ સેનાપતિ ઈસલામખાન સન ૧૬૭૬ માં વિજાપુરની લડાઇમાં મરાયો, અને સન ૧૬૭૭ માં બહિલોલખાન પણ મરણ પામ્યો. એજ સાલમાં મોગલ સુબા તરીકે શાહજાદો મોઆજીમ આવ્યો. તેણે બધી ગોઠવણ બદલી નાખી. ઔરંગઝેબનો ઇરાદો અંતઃકરણથી વિજાપુરને પણ તોડવાનો હતો. શિવાજીને હરાવવા પૂરતી જ તેણે તેની સાથે મિત્રતા કરી હતી.

તેથી તે વધારે વખત ચાલી નહીં. શિવાજીએ તંજાવર ઉપર ચડાઈ કરતાં કુતુબશાહની મુલાકાત લીધી અને યુક્તિથી તેને પોતાના પક્ષમાં વાળી લીધો. મસ-ઉદ-ખાનને મોગલો તરફથી જોઈએ તેવી મદદ મળી નહીં અને શિવાજીએ એટલી હેરાનગતી કરી મૂકી કે કાયર થઇને તેણે પણ શિવાજી સાથે મિત્રતા બાંધી. વિજાપુરની રૈયત એ વખતે ઘણી જ હેરાન હતી. ચીમનાજીએ શહેર લૂટયું હતું. અને મસ-ઉદ-ખાને આજીજી પૂરતું વિજાપુરનો બચાવ કરવા શિવાજીને જણાવ્યું. શિવાજીએ તેને પૂરતી મદદ કરી. મોગલો એથી ચીડાયા, અને ઘણા જોરથી તેણે વિજાપુર અને તેના મુલકને હેરાન કરવા માંડયું. તેમનો ઇરાદો શિવાજી, કુતુબશાહ અને વિજાપુર ત્રણેને તોડવાનો હતો. પણ શિવાજીએ વિજાપુરને ઘણી જ મદદ કરી. માણસો, સાધનો વગેરે મુબલક આપ્યું. આથી તેમને બહુ સગવડ થઈ. એથી ઉલટું, મોગલ લશ્કરને સાધન સામગ્રીની ઘણી જ મુશ્કેલી પાડી. પરિણામે કાયર થઇ મોગલોએ પણ તહની માગણી કરી. બીજી બાજુ શિવાજીના લશ્કરે છેક ઔરંગાબાદ સુધીનો મોગલ મુલક લૂટયો, અને ચારે બાજુ મોગલ પ્રદેશમાં લૂંટફાટ ચલાવી મૂકી. પુષ્કળ લૂટ મેળવી અને વરાડ, ખાનદેશ તથા બાગલાણ પ્રાંત લગભગ ઉજડ કરી મૂકયા. ૧૨૦૦૦ ઘોડા તથા લાખો રૂપિયા એ વખતે મળ્યા. વિજાપુરનો બચાવ કરવા માટે મસ-ઉદ-ખાને શિવાજીનો ઘણોજ ઉપકાર માન્યો અને વસ્ત્રો, જવાહીરો, હાથી, ઘોડા વગેરેનો નજરાણો મોકલ્યો. બાદ બંને વચ્ચે તહ થયો, તેમાં કેટલાક મુલક ઉપરનો પણ હક્ક આદિલશાહે છોડી દીધો. મોગલ લશ્કરે ગોવળકોંડા ઉપર પણ ચડાઇ કરી. પણ તેમાં યશ મળ્યો નહીં. શિવાજી તે સાંભળી કર્ણાટકમાં બહુ ન રોકાતાં બહુ ઉતાવળે મહારાષ્ટ્રમાં આવ્યો અને કર્ણાટકની કામગિરી રઘુનાથપંત, સંભાજી ભોંસલે, હંબીરરાવ તથા ધનાજી જાધવને સોંપી. વ્યંકોજીની તકરાર પછીથી કાગળપત્રથી પતાવી.

( ઘ ) **સાવનૂરની લડાઈ.** ( ૧૬૭૮–૭૯ )—કૃષ્ણા અને તુંગભદ્રાની વચ્ચેના ભાગમાં યુસુફખાન માયણા નામે એક વિજાપુરનો સરદાર બંદોબસ્ત રાખતો હતો. શિવાજીએ તે ભાગના લોકોની ફરિયાદ સાંભળી ત્યાં નવીન કિલ્લા બંધાવ્યાં અને કેટલાંક થાણાં મૂક્યાં. માયણાને તે ગમ્યું નહીં. તેની રૈયત તેને ચાહતી નહોતી, તેના જૂલમથી કંટાળી ગઈ હતી. સ્વરાજ્યસ્થાપન થયા પછી તે લોકોએ શિવાજીને જણાવ્યું કે તમે આવીને અમને આ મારામાંથી છોડવો. શિવાજીએ તે ઉપરથી થોડાં માણસો સાથે હુંબીરરાવને મોકલ્યો. માયણા તેના ઉપર મોટા લશ્કર સાથે ચઢી આવ્યો. પણ હુંબીરરાવે એટલી બહાદુરી બતાવી કે માયણાના માણસો છક જ થયા. હુંબીરરાવની તલવાર આગળ તેમનું કાંઈ જ ચાલ્યું નહીં, અને ઘણાં માણસોનો નાશ થતાં તેઓ નાસી છૂટયા, તથા માયણા પકડાયો. આ વર્તમાન વિજાપુર પહોંચતાં તેમણે માયણાને છોડવવા ત્યાંથી મોટું લશ્કર મોકલ્યું. હુંબીરરાવ તે જાણતો જ હતો. સાવનૂર આગળ એ બંને વચ્ચે લડાઇ ચાલી. ચાર ઘડી સુધી તલવારો ખૂબ જોસથી ઉછળી, પણ છેવટે વિજાપુરનું લશ્કર હાર્યું અને તેમણે શરણ માગ્યું, પણ હુંબીરરાવે તે સ્વીકાર્યું નહીં. તેણે કાપાકાપ કરી મૂકી. તેટલામાં હુંબીરરાવની મદદે ધનાજી જાધવ આવી પહોંચ્યો. બંનેએ મળી વિજાપુરના લશ્કરને પુષ્કળ હેરાન કર્યું. માણસે માણસ છૂટાં થઇ ગયાં અને ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યાં. એટલી તોબા પોકરાવી કે ફરી મરાઠા લશ્કરની સામે ન જુએ. શિવાજીને આ બધી હકીકતની વિગતવાર માહિતી મળતાં તેણે ઘણી જ શાબાશી આપી અને સરદારોની ઘટતી કદર કરી.

( ૨ ) **સાવિત્રીબાઈ તથા દાદાજી રઘુનાથ**—શિવાજીએ કર્ણાટકના બંદોબસ્ત માટે જે માણસો રોકેલા, તેમાં એક દાદાજી રઘુનાથ નામનો પ્રભુ સરદાર પણ હતો. તેણે કેટલાક થાણદારોને જીતીને તાબે કરેલા. તેમાં બેલવાડી ( બલ્લાહી ) ની હકી-

કત ખાસ જાણવા જેવી છે. ત્યાંના કિલ્લા ઉપર યેસ પ્રભુ નામે એક થાણદાર હતો, અને તેને જીતવા દાદાજીએ તેના ઉપર ઘેરો ઘાલ્યો. ત્રણ મહિના ઘેરો ચાલ્યો, પણ કિલ્લો હાથ આવ્યો નહીં. દાદાજીએ છેવટ દગો કરી કિલ્લાની અંદરનાં મકાનોને આગ લગાડી અને એ આગ બુઝવવા અંદરનાં માણસો ગુંથાયાં તે વખતે અચાનક તેના પર છાપો માર્યો. એ વખતે બેઉ પક્ષ તરફથી ઘણી જ જુસ્સાભેર લડાઈ થઈ. પણ તેમાં યેસ પ્રભુ માર્યો ગયો. દાદાજીને લાગ્યું કે હું ફાવ્યો, પણ તેટલામાં જ યેસ પ્રભુની સ્ત્રી સાવિત્રીબાઇ તેના પતિની તલવાર હાથમાં લઈ ઘોડા ઉપર સવાર થઈ તેનાં માણસોને ઉશ્કેરતી બહાર આવી. બે પહોર સુધી ઘણી જ બહાદુરીથી તેણે લડાઈ ચલાવી અને એ સ્ત્રીની બહાદુરી જોઇ માણસોમાં પણ ઘણુંજ શૌર્ય આવ્યું. તેના હલ્લાથી દાદાજીને પાછા હઠવું પડ્યું. પણ ફરી તેણે હલ્લો કર્યો અને બાઈના ઘોડાનો પગ ભાંગી નાખ્યો. બાઇનો પણ ડાબો હાથ તૂટતાં તે બેજાર થઇ નીચે પડી ગઇ એટલે દાદજીએ તેને ઘેરી લઇ પકડાવી લીધી. એ રીતે એ કિલ્લો કબજે થયો અને સઘળી ધનસંપત્તિ સાથે તે બાઇને શિવાજીની પાસે આણી. શિવાજીએ સાવિત્રીબાઇને બહાદુરી માટે બહુ જ માન આપ્યું અને આ મરાઠી રાજ્યનું અભીષ્ટ ચિન્તન કરવા સલાહ આપી. તેની નીમણૂક બાંધી આપી અને તેને બેલવાડી પાછી પહોંચાડી.

(૩) **હનમંતેનું કારસ્થાન** (૧૬૭૬-૭૮)—આગળ જણાવવામાં આવ્યું છે કે દાદોજી કોંડદેવ અને નારોપંત હનમંતે એ બે કારકુનો શાહજીના તરફે પુનાની જાગીર સંભાળતા હતા. શાહજી કર્ણાટકમાં આવ્યા, તે વખતે દાદોજીને પુનામાં રાખી હનુમંતેને પોતાની સાથે લીધો. એ હનમંતે અત્યંત રાજનિષ્ઠ અને મુત્સદ્દી હતો. નિજામશાહીમાં મલિકંબરના હાથ નીચે તે કેળવાયો હતો. મલિકંબરની કારકિર્દી એટલે લોકોને રાજ્યકારભાર શીખવાની એક શાળા જ હતી. શાહજી, સાબાજી અનંત, દાદોજી કોંડદેવ

વગેરે અનેક પુરુષો એ શાળામાં શિક્ષણ લઇ તૈયાર થયા હતા. એ હનમંતે ઇ.સ૦ ૧૬૩૮ માં શાહજી સાથે કર્ણાટકમાં આવ્યો ત્યાં કામ કરતાં તે ૧૬૫૩ માં મરણ પામ્યો. તેને બે પુત્ર હતાઃ રઘુનાથ અને જનાર્દન. મોટો રઘુનાથ તેના પિતાની કામગિરી બજાવવા લાગ્યો. તંજાવરનો પ્રદેશ જીતાયા પછી તેની વ્યવસ્થા એ રઘુનાથે જ કરી. મરાઠી રાજ્ય છેક દક્ષિણ ખૂણા સુધી વધારી જવાની તેની ખાસ ખાએશ હતી અને શાહજી તથા વ્યંકોજીના છત્ર નીચે તેણે તે માટે બનતો પ્રયત્ન કર્યા કર્યો. પણ શિવાજીનો રાજ્યાભિષેક થયો તે અરસામાં વ્યંકોજી સાથે તેને કેટલોક મતભેદ થયો. વ્યંકોજી બીજાઓને નાદે ચાલવા લાગ્યો તે રઘુનાથને ગમ્યું નહીં. અને રઘુનાથ ઘણો જુનો અનુભવી હોવાથી વ્યંકોજીને ભારે પડવા માંડયો. છેવટે ઇ. સ. ૧૬૭૫ માં વિરોધ વધી પડ્યો અને રઘુનાથને ત્યાંથી છૂટવું પડયું. તે ત્યાંથી છૂટીને શિવાજી પાસે આવ્યો અને તેણે કેટલાંક કામો એવાં કરી આપ્યાં કે શિવાજીની તેના ઉપર પ્રીતિ થઇ. તેણે શિવાજીને કર્ણાટક ઉપર ચડાઇ કરવા પ્રેરણા કરી. શિવાજીને તે પ્રદેશ લેવા ઇચ્છા હતી, પણ વ્યંકોજી ઉપર ચડાઇ લઇ જવાને કાંઈ કારણ જોઈતું હતું, તે રઘુનાથે પૂરૂં પાડયું. શાહજીની કર્ણાટકની જાગીરમાં વ્યંકોજી પાસે ભાગ માગવો એવી સલાહ રઘુનાથે આપી; અને તે નિમિત્તે કર્ણાટક ઉપર સવારી કરવાનું શિવાજીએ જાહેર કર્યું. બતાવવામાં આવેલું આ કારણ જો કે યોગ્ય નહોતું, કેમકે કર્ણાટકની જાગીરમાંથી વ્યંકોજી પાસે ભાગ માગવામાં આવે, તો પુનાની જાગીરમાંથી તેને ભાગ કેમ ન મળે ? શાહજીએ આવી તકરાર ન થાય તેવી તજવીજ પ્રથમથી જ રાખેલી હતી. પુનાની જાગીર સ્વતંત્રપણે શિવાજીને આપી હતી અને વ્યંકોજીને માટે તેનાથી દૂર અંતરે કર્ણાટકમાં બીજી જાગીર મેળવી આપી હતી. વ્યંકોજીને શિવાજી ને જિજાબાઇ ભવિષ્યમાં કડઆણુ ન કરે તેટલા માટે જ

શાહજીએ આ ગોઠવણ કરેલી હતી. અર્થાત્ શિવાજીએ દર્શાવેલું કારણ વ્યાજબી નહોતું, અને તે તેને પણ તેમ લાગેલું નહીં હોય. માત્ર લોકોને બતાવવા સારૂ તે કારણ તેણે આગળ ધર્યું હશે શિવાજીનો વાસ્તવિક ઉદ્દેશ એ હતો કે કર્ણાટક જેવો મોટો પ્રાંત સ્વરાજ્યમાં મેળવી દેવો, વિજાપુરને નબળું પાડવું અને મરેઠી રાજ્યની હદ વધારવી. એટલે તેણે ૧૬૭૭ માં રઘુનાથને સાથે લઈ લાખ પોણો લાખ લશ્કરથી કર્ણાટક ઉપર ચડાઈ કરી.

રઘુનાથે શિવાજી પાસે આવતાં પહેલાં વિચાર કરેલો કે હાલ વિજાપુર અને મોગલો સાથે લડાઈ ચાલી રહી છે તેથી કદાચ શિવાજી કર્ણાટક ઉપર ચડવા તૈયાર થશે નહીં. તેટલા માટે તેણે એક બીજી પણ યુક્તિ કરી. તેણે ધાર્યું કે જો ગોવળકોંડાના કુતુબશાહ અને શિવાજીની મૈત્રી થાય તો શિવાજીને આ ચાલતી લડાઈમાં કેટલીક મદદ મળે. ગોવળકોંડાના કારભારી મદનપંત મારફત તેણે આ બેત સાધવા ધાર્યું. તેણે સમજાવ્યું કે મોગલો ગોવળકોંડા ઉપર ચઢી આવવાના છે, અને વિજાપુર તેને મળેલું છે. આવે વખતે જો શિવાજી સાથે મિત્રતા હશે તો તમારો બચાવ ઠીક થશે. આ હકીકત તેમને ખરી લાગી અને તેમણે હા પાડી.

**(૪) કુતુબશાહની મિત્રતા:**—મોગલોની ધાસ્તીથી મદનપંત શિવાજી સાથે મિત્રતા કરવા ઇચ્છતોજ હતો એટલે તેને રઘુનાથ દ્વારા ઇપ્સિત મળ્યું. રઘુનાથને તેણે ઘણું માન આપ્યું, કુતુબશાહની મુલાકાત કરાવી અને કુતુબશાહ પણ રઘુનાથની વાતચીતથી અત્યંત પ્રસન્ન થયો. પરિણામે કુતુબશાહે સંધિ કરવાનું તથા શિવાજીની મુલાકાત લેવાનું સ્વીકાર્યું. રઘુનાથ તે પછી શિવાજીને મળ્યો અને સઘળી હકીકત નિવેદન કરી. શિવાજીને એ બહુ જ ગમ્યું. મોગલોને ઘુસવા ન દેવાનો પોતાનો ઇરાદો આ રીતે પાર પડતો હોવાથી તેને બહુ સંતોષ થયો. પણ તે વાત ગુપ્ત રાખી સૌને જણાવ્યું કે વ્યંકાજી પાસે ભાગ લેવા કર્ણાટક જવાનું છે.

પછી રાયગઢ જઇ તેણે આપ્ત મંડળીની સલાહ લીધી અને કર્ણાટક જવાનો નિશ્ચય કાયમ કર્યો. ગોવળકોંડાની સ્થિતિ આ વખતે ઘણી ખરાબ હતી. રાજાના હાથમાં કંઇજ સત્તા ન હોતી. લોકો જુલમથી કંટાળી ગયા હતા. પરરાજ્યનો કોઇ પણ માણુસ આવે કે રાજા તેને ખુશી કરીને જ રસ્તે પાડતો. પોર્ટુગીઝો અને વલંદાઓ પણ તેને ડરાવતા. શિવાજીએ પ્રથમ ગોવળકોંડાને હાથમાં લેવા સારૂ હૈદરાબાદ જવાનું ધાર્યું. રઘુનાથપંત અગાઉ ગયો. તેની સાથે નિરાજી રાવજી તથા પ્રલ્હાદ નિરાજી વકીલ તરીકે ગયા. શિવાજીની સાથે લશ્કર વગેરે પુષ્કળ સરંજામ હતો. રસ્તામાં ખંડણી વગેરે ઉઘરાવતા આવી તેણે પાંચ છ ગાઉ ઉપર મુકામ નાખ્યો. ત્યાં કુતુબશાહની આજ્ઞાથી અમીર ઉમરાવોની સાથે મદનપંત તેમની મુલાકાતે આવ્યો. લશ્કર સાથે મહારાજ આવવાથી લોકોમાં ભીતિ પ્રસરી કે એ રાજ્ય જીતવા આવે છે. પણ મદનપંતે સૌને તે માટે ખાત્રી આપી.

મદનપંતે વિશેષમાં સૌને એમ પણ જણાવ્યું કે આ વખતમાં શિવાજીની મદદ હશે તો જ આપણું રાજ્ય ટકી શકશે. શિવાજીએ પણ પોતાના લશ્કરને સખત તાકીદ કરી કે રૈયતને કોઇએ જરા પણ ત્રાસ આપવો નહીં. તે માટે તેણે કેટલાકને કડક શિક્ષા પણ કરી. લોકોનાં મન તેથી શાંત થયાં. પછી ઘણા ઠાઠમાઠથી શિવાજીની ગોવળકોંડામાં પધરામણી થઈ. કુતુબશાહ તેની સાથે બરોબરીઆ તરીકે ભેટયો; અને ઘણા માનપાનથી તેને તથા તેનાં માણસોને બહુ દિવસ સુધી રાખ્યાં. શિવાજીએ પણ શાહ અને તેનાં માણસોનું ઘણું માન સાચવ્યું અને બંને બાજુ ઘટતી ભેટો પણ અપાઈ. આ રીતે બંને પક્ષ વચ્ચે સારો સ્નેહ જામ્યો અને તહ થયો. તેમાં એવું ઠર્યું કે કર્ણાટક ઉપરની શિવાજીની ચડાઈમાં તોપો વગેરેની બધી મદદ આપવી, અને જીતેલા મુલકમાંથી અર્ધો ભાગ કુતુબશાહને આપવો. વળી હવે પછીના પ્રસંગે એકમેકને મદદ કરવી

એમ પણ ઠર્યું. મોગલો દક્ષિણ પ્રદેશ જીતવા ચઢી આવેલા છે તેને દૂર કરવા એકમેકે પૂર્ણ સહાય્ય આપવી એમ પણ ઠર્યું.

(૫) **કર્ણાટકની ચડાઇ અને વ્યંકોજી:**—હૈદરાબાદથી પછી કર્ણાટક તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં પ્રેમળ મુકામે આનંદરાવ દેશમુખની મુલાકાત થઇ અને તેણે પાંચ લાખ હોનની ખંડણી આપવા સ્વીકાર્યું. ત્યાંથી શ્રી શૈલમલ્લિકાર્જુન અને નિવૃત્તિ સંગમની તીર્થયાત્રા કરી. તુંગભદ્રાને તીરે ઘાટ, મઠ, ધર્મશાળા વગેરે બાંધી ધર્મદાન કરી સવારી મદ્રાસ ઉપર થઇને જીંજી પ્રાંતમાં આવી. (૧૬૭૭). તે પહેલાં વેલોરનું થાણું કબજે લેવા લશ્કર મોકલ્યું હતું અને તેણે તે કિલ્લો હસ્તગત કર્યો હતો. જીંજી કિલ્લા ઉપર એ વખતે વિજાપુરનો અંબરખાન કરીને અમલદાર હતો. તેના આઠ પુત્રોએ શિવાજી સામે ટકી શકાશે નહીં એવું સમજી તે કિલ્લો રઘુનાથપંતને ખાલી કરી આપ્યો. શિવાજીએ તેની હવાલદારી રામજી નલગેને સોંપી અને વિઠ્ઠલ પિલદેવ ગરુડને ત્યાંનો સુબો નીમ્યો. મહારાષ્ટ્રની પેઠે અહીં પણ જમીનની માપણી, પ્રતવારી અને આકારણીની પદ્ધતિ શરૂ કરી. કેટલાક વખત પછી એ પ્રાંતની સુબેદારી શિવાજીએ પોતાના જમાઇ હરજી રાજે મહાડિકને સોંપી. તેણે એ પ્રાંતનો બંદોબસ્ત બહુ જ સારી રીતે રાખ્યો. તેની સુવ્યવસ્થાને પરિણામે જ તે પ્રાંત ભવિષ્યમાં રાજારામને ઘણો ઉપયોગી થયો.

કર્ણાટકની આ લડાઇ વખતે શરૂઆતમાં કુતુબશાહની મદદ હતી પણ પછીથી તે મદદ મળતી બંધ થઈ એટલે શિવાજીએ એકલે હાથે કામ ચાલુ રાખ્યું. એ વખતે શિવાજીની ધાસ્તી લોકોને કેટલી લાગતી હતી તે નીચેના એક અંગ્રેજ લેખકના ઉતારાથી જણાઈ આવશે:—

"શિવાજી મહારાજ આવવાના ખબર મળતાં જ લોકો અતિશય ગભરાઇ ગયા. તે ઘણો ભયંકર પુરુષ હોઇ પશ્ચિમનો લગભગ બધો પ્રદેશ તેણે બાળીને અને લૂટીને ઉજડ કર્યો હતો અને મુસલ-

માન બાદશાહને પણ તેણે તોબા પોકરાવી હતી, એવી ખ્યાતિ લોકોમાં તેને માટે ફેલાયલી હતી. એટલા માટે લોકોને તેની ઘણી જ દહેશત લાગી, અને સૌને પોતપોતાનું સંભાળી રાખવાની ફીકર થઈ પડી. લોકો એમ માનતા કે દ્રવ્ય ક્યાં છે તે દૈવી શક્તિને આધારે તે જાણી શકતો, અને જેના પર હલ્લો કરે તેના પર તે હંમેશા ફાવતો. ''

શિવાજીનો મુકામ પછીથી કાવેરી નદીને કાંઠે હતો. ત્યાં શાહજીનો એક દાસીપુત્ર સંતાજી નામનો તેને આવી મળ્યો. તે પ્રથમ વ્યંકોજી પાસે હતો, પણ પછીથી તેને તેની સાથે અણબનાવ થયેલો. શિવાજીએ તેને માન આપી જીંજીના થાણા ઉપર રાખ્યો. પછી ભાઇ વ્યંકોજીને પત્ર લખ્યો કે, “ વડિલોપાર્જિત મિલ્કતનો અર્ધો ભાગ આપો. તમે જૂનાં માણસોને કાઢી મૂકયાં તે ઠીક કર્યું નથી. સમજીને તમે ભાગ આપશો તો મારે ત્યાં આવવા કારણ નથી. જવાબ મોકલશો તે પ્રમાણે કરીશ. ” વ્યંકોજીએ તે ઉપરથી પોતાનાં કેટલાંક માણસોને વાતચીત કરવા મોકલ્યાં. તેની સાથે વાતચીત કરી. શિવાજીએ પણ તેમની સાથે પોતાનાં કેટલાંક માણસો ખુલાસા માટે મોકલ્યાં. વ્યંકોજી મુસલમાનોને ભરોસે રહી શિવાજીને મળવા માગતો ન હોતો; પણ ખુલ્લો વિરોધ ન દાખવવા તે મહારાજની મુલાકાતે આવ્યો. આ વખતે જ એ બે ભાઇઓની પહેલી અને છેલ્લી મુલાકાત થઈ. એ મુલાકાતમાં વ્યંકોજી ખુલ્લા દિલથી વર્ત્યો નહીં. શિવાજીએ કહ્યું કે, “ તમે જે મુલક મેળવ્યો હોય, તેમાં મારે ભાગ જોઇતો નથી; પણ જે મુલક વડિલે મેળવેલો છે તેમાં તો ખાસ કરીને મને ભાગ મળવો જોઇએ. હું મોટો હોવા છતાં તમે એનો વહીવટ તમારી મરજી પ્રમાણે કર્યો અને મને બિલકુલ પૂછ્યું જ નહીં, તે ઠીક કર્યું નથી. હવે કાગળપત્રો જોવા આપો અને મારો વાજબી હિસ્સો મને આપો. તમને જરૂર પડશે ત્યારે મદદ કરવા હું તૈયાર છું. મનમાં કશો અંદેશો રાખશો નહીં.”

વ્યંકોજીએ આ બાબત કંઇ પણ ખુલાસો નહીં કરતાં "આજ્ઞા પ્રમાણ" એટલું જ વારંવાર કહ્યા કર્યું. શિવાજીનો કહેવાનો હેતુ એવો હતો કે, "શાહજીના અમે બંને પુત્ર, અને તેમાં મોટો હું, છતાં મને પૂછ્યા વગર બધો વહીવટ કરવામાં આવ્યો અને જૂના હિંદુ મરેઠાઓને કાઢી મૂકી મુસલમાનોને રાખ્યા તથા તે ખુશામતીઆઓની સલાહ પ્રમાણે એ વર્ત્યો. રઘુનાથપંતની સલાહ પ્રમાણે જો એ વર્તે તો મારે મારો ભાગ પણ જોઇતો નથી. અને મારી સલાહ પ્રમાણે વર્તે, તો મિલ્કતને મારે શું કરવી છે? એની પાસે છે તે મારી જ છે." વ્યંકોજીનાં અંગનાં માણસોએ પણ તેને સમજાવ્યો, પણ તે માન્યો નહીં. બે અઢી માસ તે શિવાજીના મુકામે રહ્યો, પણ સંતોષકારક સમાધાન થયું નહીં. શિવાજીએ તેનો અને સાથેના માણસોનો ઘણો સત્કાર કર્યો અને માણસોનાં મન તેથી શિવાજી તરફ ઘણાં વળ્યાં. પણ વ્યંકોજી છેવટ સુધી સમજ્યો જ નહીં. શિવાજીએ પછી સખત થઇ કહેવરાવ્યું કે, "કોઈ પણ રીતે આ તકરારનો નિકાલ લાવો. ભાગ તો આપવો જ પડશે. પછી તે વત્તો હોય કે ઓછો હોય તે માટે વાંધો નથી." વ્યંકોજીએ તે વખતે ઉત્તર મોકલાવ્યો કે, "પિતાની હયાતીમાં તમે બાદશાહ સામે બંડ ઉઠાવ્યું, જેને પરિણામે પિતાને ઘણું વેઠવું પડ્યું, અને હું પિતાની પાસે રહી તેની આજ્ઞા પ્રમાણે વર્ત્યો, તેથી એ મિલ્કત મને જ મળેલી છે. એ કંઇ વતન નથી, બાદશાહની ચાકરીનો બદલો છે, અને તે જે ચાકરી કરે તેને મળે. તમારો એમાં કંઇ ભાગ ન હોય." આ જવાબ કેટલાક સલાહકારોએ અપાવેલો હતો. મદુરા અને મહીસુરના નાયકો પણ વ્યંકોજીને આ પ્રમાણે ઉશ્કેરવામાં સામેલ હતા. વ્યંકોજીનો ઇરાદો આ જવાબ પરથી લડવાનો જ સમજાયો. વિજાપુર દરબારમાં પણ તેણે આ હકીકત જણાવી. પરંતુ ત્યાંથી જવાબ મળ્યો કે, "ગૃહકલહ કરીને અમને એ ક્લેશમાં ન નોતરશો. શિવાજીના પિતા અમારા નોકર હતા

અને હજી પણ જે મિલ્કત ભોગવશે તે નોકરી કરશે. શિવાજી મિત્રભાવે ભાગ માગે છે તો તેનો વાજબી ભાગ આપી દેવો. મોટો ભાઇ તે મિલ્કતનો અધિકારી ગણાય." વિજાપુર દરબાર શિવાજી-ની શક્તિ જાણતા હતા, અને તેની ઓથે રહીને વ્યંકોજીને શિવાજીનું વર્ચસ્વ સ્વીકારવું નહોતું. પણ વિજાપુરથી આવો જવાબ મળતાં તેની એ બાજી વ્યર્થ થઇ ગઈ. તેના મુસલમાન સલાહકારોએ તેને શિવાજી સાથે લડાઇ કરવા સમજાવ્યો. શિવાજીને પણ એ બધી બાતમી મળી. ગૃહકલહ ન કરવા પોતે પ્રથમ ચડાઇ કરવાનો તેનો ઇરાદો નહોતો; પણ વ્યંકોજી ચડી આવે તો તેનો જવાબ આપવા સઘળી તૈયારી હતી. વ્યંકોજી તે પ્રમાણે ચડી આવ્યો અને હંબીરરાવ, સંતાજી તથા રઘુનાથપંત તેની સામે થયા. બાલગોંડપુર આગળ એ બંને વચ્ચે લડાઇ થઇ. તેમાં વ્યંકોજીની સંપૂર્ણ હાર થઇ અને તેનાં પુષ્કળ માણસો પકડાયાં, તથા મરાયાં. વ્યંકોજી એથી ઘણો નિરાશ થયો. શિવાજીને આ હકીકત જણાતાં તેણે વ્યંકોજીને જણાવ્યું કે, "થયું તે ઘણું ખોટું થયું, પણ હવે તરત જ અર્ધો ભાગ અને મોટાઇ મોકલી આપશો. ભવિષ્યમાં મારી સલાહ પ્રમાણે વર્તશો, દુષ્ટોનો નાશ કરશો અને પ્રજાનો આશીર્વાદ મેળવશો. એ પ્રમાણે વર્તશો તો મારા તરફથી કંઇ અડચણ નહીં થાય. મિલ્કત તમારી પાસે રહેશે તે અમારી પાસે જ હોવા બરોબર છે. પણ ભાગ માગવાનું કારણ માત્ર ભવિષ્યમાં કોઇ વખતે કલેશ ન થાય તે છે. હવે પછી બન્ને પક્ષનું હિતાહિત જોઇને વર્તશો, અને એ પ્રમાણે વર્તશો તો તુંગભદ્રાથી પન્નાળા સુધીમાંની ત્રણ લાખ હોનની મિલ્કત તમારી મરજી પડે તે મારા તરફથી પણ હું તમને આપીશ."

**( ૬ ) બંને ભાઇઓ વચ્ચે પત્રવહેવાર અને તહ—** આ પ્રસંગે શિવાજીએ વ્યંકોજી ઉપર નીચે પ્રમાણે પત્ર લખેલો:—

"પિતાશ્રી કૈલાસવાસી થયા તેને આજ તેર વર્ષ થયાં. તેમની સ્થાવર જંગમ તમામ મિલ્કત રઘુનાથપંતે તમને સોંપેલી

અને તે તમે આજ તેર વર્ષથી અમને ભાગ લાગ આપ્યા વગર ભોગવો છો. અમે આજ સુધી સબુરી રાખી કંઇ કહ્યું નથી. તે એમ સમજીને કે ભલે તમે ભોગવો, ભાઈ છો, અને ગમે તે વખતે હિસાબ સમજી લેવાશે. હાલમાં અમારે કુતુબશાહને મળવા આ તરફ આવવું થયું અને ત્યાંથી સહજ કર્ણાટકમાં આવવું થયું. આવીને અમે જીંજી તથા વેલોરના કિલ્લા લીધા અને તમને કહે-વરાવ્યું કે સલુકાઇથી સમજણ કરી જાઓ અને અર્ધો ભાગ આપો. તમારાં તથા મારાં માણસોએ તમને બહુ બહુ સમજાવ્યા કે ભાગ આપો અને ગૃહકલહ ન કરો. પણ તમને એવી કપટ બુદ્ધિ સૂઝી કે હું મોટો રાજા થઈ ગયો છું એટલે નમ્રતા દાખવી મુલાકાતે આવવું, પણ ભાગ આપવો નહીં. તેર વર્ષ ભાગ ખાધો અને ભવિષ્યમાં પણ કાયમ ખાવો, આવી વૃત્તિ રાખી તમે અમારી મુલાકાતે આવ્યા. અમે બહુ બહુ રીતે તમને કહ્યું પણ તમે કંઇ જ ખુલાસો કર્યો નહીં. પણ તમે નાનાભાઇ અને અમને મળવા આવેલા, તેથી તમને પકડી રાખી બળથી ભાગ માગવો એ અમને વડિલ ધર્મને અનુચિત લાગ્યું, એટલે અમે તમને જવા દીધા. તે પછી અમે ખાસ માણસો તમારી તરફ મોકલ્યાં, અને તેમણે તમને સમજાવ્યું કે પાંડવ કૌરવની પેઠે ગૃહકલહ ન કરો. એથી બન્નેને હાનિ થશે. તમે પરસ્પર સમજી લઇ એકમેકનું સમા-ધાન કરો. પણ તમે દુર્યોધન જેવી દુર્બુદ્ધિ ધારણ કરી અને લડાઈ કરવાને જ ઇચ્છયું. અમે તે પછી રાયગઢ ગયા, અને અમારાં માણસો શંભાજી, રઘુનાથપંત તથા હંબીરરાવ મુકામે હતા. તમે તેના ઉપર મુસલમાન લોકોની સલાહ પ્રમાણે વર્તીને ચડી આવ્યા. બંને વચ્ચે મોટી લડાઈ થઈ. તમારો પરાભવ થયો; તમારાં માણસો મરાયાં તથા પકડાયાં, અને કેટલાંક નાસી છૂટયાં. અમને એથી ઘણી નવાઇ લાગી કે એક પિતાના પુત્ર હોઇને કંઇ તમે વિચાર કર્યો નહીં કે ધર્માધર્મ જોયો નહીં. પછી દુઃખી થાઓ તેમાં નવાઇ

શી ? તમે કહેશો કે શું કરીએ ? પણ તમારે એવો વિચાર કરવો જોઇતો હતો કે અધર્મથી આપણે તેર વર્ષ રાજ્ય ખાધું, પણ હવે ભાઇ ભાગ માગે છે, તો આપી દેવો અને સુખથી રહેવું. બીજો વિચાર એવો કરવો જોઇતો હતો કે મોટાભાઇ ઉપર ઇશ્વરની કૃપા છે અને તે મુસલમાનોને હાંકી કાઢે છે તો તેમની જ સહાયતાથી બચાવ કેવી રીતે થઈ શકે ? અર્થાત્ લડાઇનો પ્રસંગ લેવો નહોતો. પણ દુર્યોધનની પેઠે તમે દુષ્ટ બુદ્ધિ ધારણ કરી અને માણસોનો સંહાર કરાવ્યો. ખેર, જે થયું તે થયું, પણ હવે હઠ છોડી દો. તેર વર્ષ તમે ભલે ખાધું. પણ હવે અમારો મેળવેલો જે મુલક છે તે અમને સોંપી દો અને હાથી ઘોડા જવાહીર વગેરેમાંથી અર્ધો ભાગ અમને આપો. આ રીતે સંધિ કરો. જો નિષ્પાપ થઇને આ પ્રમાણે સંધિ કરશો, તો અમે અમારી પાસેની તુંગભદ્રાથી પન્નાળા સુધીમાંથી તમને ત્રણ લાખની જાગીર આપીશું. અથવા અમારી પાસેથી જાગીર તમારે ન લેવી હોય, તો કુતુબશાહ પાસેથી તેટલી જાગીર અપાવીશું. એ બેમાં-થી ઠીક લાગે તે તમે પસંદ કરશો, પણ હઠ છોડી દેશો. અંદર અંદર આપણે કલહ કરીએ અને દુશ્મન બનીએ એ ઠીક નથી. આટલું કરીને સુખી રહો અને કલહનું મૂળ કાઢી નાંખો. વડિલ ધર્મને અનુ-સરીને અમે આજસુધી તમને કહ્યું છે અને હજી પણ કહીએ છીએ તે પ્રમાણે વર્તશો તો સુખી થશો, અને નહીં વર્તશો તો દુઃખી થશો. વિશેષ શું કહીએ ? ”

આ આખા પત્ર ઉપરથી કેટલીક વાતો સ્પષ્ટ થાય છે. એક તો કર્ણાટકની આ ચડાઇની બધી વિગત તેમાં આવે છે. બીજું એ કે બખરોમાં આ ચડાઇનું વિસ્તૃત વર્ણન આપેલું છે અને તેમાં પત્રોના ઘણા ઉતારા છે એટલે બખરોની એ હકીકત સાચી ઠરે છે. અને ત્રીજું એ કે આ પત્ર ઉપર જો કે તારીખ નથી, તો પણ શાહજીના મરણ પછી તે તેર વર્ષે લખાયલો છે એ તો નક્કી છે. અને કર્ણાટકની આ ચડાઈ ઇ. સ. ૧૬૭૭માં થયેલી ગણીએ, તો

શાહજીનું મરણ ઇ. સ. ૧૬૬૪માં થયું ગણાય.

આટલું છતાં પણ ભાઈ સાથે લડવાનો શિવાજીનો અંતસ્થ હેતુ એ પત્રમાંથી મળી આવતો નથી. તેને માટે બીજા પણ પુરાવા છે. મુસલમાની રાજ્યને તોડી પાડી મરાઠી સામ્રાજ્ય સિદ્ધ કરવાનો આમાં પણ શિવાજીનો આશય હતો. વ્યંકોજી સ્વતંત્ર રહે, અથવા પોતાને વિજાપુરનો તાબેદાર સમજે, એ બંને અનિષ્ટ હતું. સ્વતંત્ર રહે તો મરાઠાનાં બે ભિન્ન રાજ્યો થાય, અને વિજાપુરની તાબેદારી રહે તો મુસલમાની વર્ચસ્વ થાય. વ્યંકોજી રાજ્ય અથવા સુખ ભોગવે તેની કાંઇ શિવાજીને અદેખાઇ ન હોતી; પરંતુ એ પોતાને વિજાપુરનો સમજતો હતો, તે ભાવના મટાડવી હતી. એટલા માટે તેને પોતાના તરફની બીજી જાગીર આપવા જણાવ્યું. અને જો તેને મુસલમાન ધણીજ રૂચતો હોય, તો કુતુબશાહ પાસેથી જાગીર અપાવવાનું પણ સૂચવ્યું. પોતાનો ભાઇજ આ રીતે વિજાપુરનો નોકર થઇને રહે, એ શિવાજીને એક લાંછનરૂપ લાગતું હતું. પણ વ્યંકોજી તેને બંડખોર માનતો હતો અને પિતાશ્રીને એ પ્રમાણે બંડ કરીને શિવાજીએ દુઃખ આપ્યું છે એમ તે ગણાવતો હતો. શિવાજીએ તેને સમજાવ્યું કે શત્રુને પાદાક્રાંત કરીને રાજ્ય મેળવવું, ભીખ માગીને શા માટે લેવું? 'મારે વતન નથી, હું તો વિજાપુરનો નોકર છું, અને એ નોકરીની જમીનમાં ભાગ શાનો?" આવા ઉદ્‌ગાર વ્યંકોજીના હતા. તેના જવાબમાં શિવાજીએ ઉપર પ્રમાણે કહેલું. વ્યંકોજીને કદાચ શિવાજીની તાબેદારી કરવી નહીં ગમી હોય, અને તે માટે તેણે વિજાપુરને લખ્યું. પણ ત્યાંથી પણ અનુકૂળતા મળી નહીં એટલે તેણે લડાઈ કરી. પરંતુ એ લડાઇમાં પણ નિષ્ફળતા મળી. એટલે નાઇલાજે તેને ત્રાસ આપવો પડયો. પણ એ ભાગનો કબજો લેવાનો અનેક અડચણોને લીધે શિવાજીને કે તેનાં માણસોને વખત મળ્યો નહીં.

શિવાજીના આ પત્રથી વ્યંકોજી બહુ ઉદાસ રહેવા માંડયો. રાતદિવસ તેને સુખ પડતું નહીં. ત્યારે તેની સ્ત્રી દીપાબાઇએ તેના

મનનું સમાધાન કર્યું. તેણે સલાહ આપી કે રઘુનાથપંતને બોલાવો અને તેની મારફત કામ લ્યો. તે ઉપરથી વ્યંકોજીએ રઘુનાથપંતને બોલાવ્યો અને તે જીંજીથી આવ્યો. વ્યંકોજીએ તેને ઘણું માન આપ્યું. દીપાબાઇએ પણ તેને બધી હકીકત નમ્રતાથી કહી. આથી રઘુનાથપંતે બંને ભાઇઓ વચ્ચે સંધિ કરાવી આપી, તથા બધી શરતો કાગળ ઉપર લખી તેણે શિવાજી તરફ મોકલી આપી અને પોતે જીંજી ગયો.

શિવાજીએ શરતો સ્વીકારી અને જવાબમાં જણાવ્યું કે, "અમારી ભાભી ડાહી, તેણે ભવિષ્યનો વિચાર કરી ઠીક તોડ કાઢ્યો અને તે સારૂં થયું. અમારે ભાગ લઇને પણ શું કરવું છે? ભવિષ્યની તકરાર મટાડવાની અમારી માગણી હતી. બાકી અમારે કાંઇ ખોટ નથી. માત્ર તમે અંગનાં ખરાં માણસોને ઓળખીને વર્તશો તો તમારૂં શ્રેય થશે." આ જવાબની સાથે શિવાજીએ રઘુનાથપંતને વ્યંકોજીનો કારભાર ચલાવવા મોકલ્યો અને જીંજી ઉપર જનાર્દનને ગોઠવ્યો. આ પ્રસંગે વ્યંકોજી સાથે જે કરારો થયેલા તે નીચે પ્રમાણે:—

(૧) સગાં સંબંધી તથા માનકરી વગેરે તરફ માનથી વર્તવું, તેમનું અપમાન કરવું નહીં અને તેમના કામમાં આડે આવવું નહીં. (૨) દરખદાર તથા કામદારની સલાહ સ્વીકારવી. (૩) ખાસા મંડળી ઘણી પરીક્ષા કરીને અને ખાનદાની પરખીને રાખવી. બાતમી દરેક બાબતની મેળવવી અને કામ બહુ ચાલાકીથી તથા કાળજીથી લેવું. (૪) શત્રુ તથા મિત્રો પાસે વકીલો રાખવા, અને ગુપ્ત ખબરો મેળવતા રહેવું. (૫) લશ્કર, પાયગા, તોપો વગેરે કાયમ નિયમિત રાખવાં. નોકરી બરાબર લેવી અને પ્રમાદ થવા દેવો નહીં. (૬) હિંદુદ્વેશી દુષ્ટ લોકોને રાજ્યમાં રહેવા દેવા નહીં. (૭) નાના મોટા સાથે તહ કરતાં ક્લેશ વધે તેમ ન કરવું. ગરીબ ગરબાં અને અનાથોની લાગણી સંભાળીને વર્તવું. (૮) દેવસ્થાન વગેરેની સારી તજવીજ રાખવી. (૯) પૈસાનો લોભ ન રાખતાં ન્યાયથી કામ લેવું અને ગરીબ વર્ગ માટે

લાગણી રાખવી. (૧૦) વચન આપ્યા પછી દાંડાઇ કરવી એ આપણા કુળની રીત નથી, અને ભવિષ્યમાં પણ તેમ થવું ન જોઇએ.

આટલી સરતો સામાન્ય વર્તનને માટે હતી. મુલકની વહેંચણી તથા વ્યવસ્થાની સરતો હવે આવે છે:—

(૧૧) આરણી પ્રાંત વેદોભાસ્કર અને તેના આઠ પુત્રો તરફ રહેવા દેવો. એમને કશી ઇજા કરવી નહીં. (આ વેદોભાસ્કર શાહજીનો ઘણો વિશ્વાસુ સરદાર હતો. શિવાજી કર્ણાટકમાં આવતાં તે વ્યંકોજીને ન ગણકારી મુલાકાતે આવેલો તેથી વ્યંકોજી કદાચ તેમના ઉપર વેર લે, તેટલા માટે આ સરત નાખેલી). (૧૨) વિજાપુરની સાથે અમારે પિતાશ્રી મારફત તહ થયેલી છે તેમાં એવો ઠરાવ છે કે વિજાપુરની નોકરી અમે કે વ્યંકોજી કરીશું નહીં, પણ પ્રસંગે મદદ આપીશું. તે પ્રમાણે જરૂર પડતાં વિજાપુરને પાંચ હજાર માણસો સાથે મદદ કરવી; પણ તેની નોકરી સ્વીકારવી નહીં. (વ્યંકોજીના મનમાંથી વિજાપુરનો નોકર છું એવી ભાવના અળસાવવા અને સ્વાતંત્ર્ય સાચવવા આ કલમ નાંખેલી.) (૧૩) વડિલોપાર્જિત દેશમુખીનાં જે વતનો હીંગણી, વેરડી, દેવળગામ વગેરે ઠેકાણે છે તેના પર વ્યંકોજીનો હક નથી. (૧૪) કદાપિ અહીંનો કોઇ માણસ ત્યાં આવે, કે ત્યાંનો અહીં આવે, તો દરેક તેનો ખુલાસો કરીને જેને તેને પાછો સોંપવો. (૧૫) વેંગુર્લે, વાસકોટ અને સિલેકોટ એ બે લાખની ઉપજના પ્રાંતો અમે જીતેલા છે. તેનું ઉત્પન્ન પાંચ લાખ હોન આવશે. તે અમે ચિરં. દીપાબાઈ (વ્યંકોજીની સ્ત્રી) ને વસ્ત્રાભૂષણ માટે આપીએ છીએ. વ્યંકોજીએ તેના પર દેખરેખ રાખવી; પણ તેના પર તેનો હક નહીં. સૌભાગ્યવતી દીપાબાઇને યોગ્ય લાગે તેને તે આપે. (૧૬) જીંજી નજીકનો સાત લાખની ઉપજનો મુલક અમે વ્યંકોજીને વંશપરંપરાને માટે આપીએ છીએ. (૧૭) કર્ણાટકમાંથી એક લાખની ઉપજનો મુલક રઘુનાથપંતને આપવામાં આવે છે. તેની મરજી પ્રમાણે પસંદગી કરવી એટલે સનંદ કરી

આપીશું. (૧૮) એક બીજાની હદના ચોર વગેરે ગુન્હેગારોને પોતાની હદમાં ન રાખતાં બીન હરકતે સોંપી દેવા. (૧૯) શાહજી મહારાજની છત્રી વગેરે નીમણુક વ્યંકોજીએ ઉત્તમ રીતે જાળવવી.

એકંદરે આ રીતે ઓગણીશ કલમો હતી. રઘુનાથપંતને લખેલું કે, "તમને આ સરતો પસંદ પડે, તો વ્યંકોજીને પહોંચાડશો અને તેની સમજુત કરશો." એ કલમો ઘણી મહત્ત્વની હોઇને શિવાજીનો ઉચ્ચ આશય તેમાંથી જણાઈ આવે છે. હિંદુ રાજ્ય સ્થાપિત થયું છે, છતાં વ્યંકોજી પોતાને મુસલમાની નોકર માનતો હતો. આ ભાવના તેની મટાડવા માટેજ આ કર્ણાટકની ચડાઇ હતી. વ્યંકોજી તરફ શિવાજીએ ઘણીજ ઉદારતા દર્શાવી છે એવું પણ આ સરતોથી જણાઇ આવે છે. આ સરતો ઇ. સન ૧૬૭૯ માં ઠરી. એટલે લગભગ બે વર્ષ આ માટે તકરાર અને વાટાઘાટ ચાલી જણાય છે. આ ચડાઈમાં હુંબીરરાવે ઘણી કુશળતા દાખવેલી, માટે શિવાજીએ તેને કર્ણાટક પ્રાંતની કામગિરી ઉપર રાખ્યો.

રઘુનાથપંતે વ્યંકોજીને આ સરતો સમજાવી અને તેના મનનું સમાધાન કર્યું. ઉભય પક્ષને સંતોષ થયો, અને બેઉ ભાઇ વચ્ચેનો ક્લેશ કાયમને માટે મટયો. છતાં વ્યંકોજી ઉદાસ રહેવા લાગ્યો. તેનું સ્વાતંત્ર્ય ગયું એ તેને ન ગમ્યું. તેણે ખાનપાન પણ છોડી દીધું. શિવાજીને આ સમાચાર મળતાં તેણે ફરી સમાધાનકારક પત્ર લખ્યો. એ પત્ર લખ્યા પછી થોડાજ દિવસે શિવાજીનું મરણ થયું એટલે તેનો એ છેલ્લો જ પત્ર હતો. તેમાં જણાવેલું કે,–

"ઘણા વખતથી તમારો પત્ર નથી, તેથી ચેન પડતું નથી. રઘુનાથપંત જણાવે છે કે તમે ઉદાસ રહ્યા કરો છો અને શરીર સંરક્ષણ પણ કરતા નથી. તેમ વાર તહેવાર પણ કાંઈ કરતા નથી. રાજ્યકારભાર તરફ પણ લક્ષ આપતા નથી. માત્ર વૈરાગ્ય ધારણ કરેલો છે, અને તીર્થસ્થળે રહી કાળક્રમણ કરવા માગો છો એમ જણાય છે. અમને આથી બહુ આશ્ચર્ય થાય છે કે કૈલાસવાસી પિતાશ્રીએ

કેટલી આફતોમાં પોતાનો નિર્વાહ કરીને ઉત્કર્ષ સાધેલો તે તમે જાણો છો, છતાં તેનો કાંઇ આદર્શ તમે લેતા નથી. એ ઉપરાંત અમે પણ કેટલાં દુઃખો વેઠીને રાજ્ય મેળવ્યું છે તે પણ તમારા જાણવામાં છે. છતાં તમારા ઉપર એવું શું આવી પડ્યું છે કે તમે તમારૂં જીવિત-કર્તવ્ય પૂર્ણ થયું માનીને વિરાગ ધારણ કર્યો છે, કામકાજ પડતાં મૂક્યાં છે, અને શરીરની ઉપેક્ષા કરી છે? આમાં ડહાપણ કે નીતિ શું છે? અને અમે તમારા છત્ર તરીકે છીએ, છતાં તમે ચિન્તા શાની કરો છો? માટે વિરાગ ન રાખી મનની ઉદાસી દૂર કરો અને કામકાજ હાથમાં લ્યો. વાર તહેવાર પૂર્વવત્ કરો અને તમારા શરીરનું સંરક્ષણ બરાબર કરો. નોકરોને નવરા ન રાખતાં તેમની પાસેથી બરાબર નોકરી લ્યો. પુરુષાર્થ કરો અને કીર્તિ મેળવો. તમે એ પ્રમાણે કરો તો જ અમને સંતોષ થાય. રઘુનાથપંત તમારી પાસે જ છે; તે કંઇ જૂદા નથીઃ આપણા જૂના ને અનુભવી છે અને કઇ રીતે વર્તવું એ તે બરાબર જાણે છે. તમને પણ તે અમારી પેઠે જ ગણે છે. અમારો તેના ઉપર વિશ્વાસ છે. તમે પણ તેના ઉપર વિશ્વાસ રાખો, અને પરસ્પર અનુકૂળ થઇને કામ કરો. કામ કરવાની હજી તમારી ઉમર છે. પુરુષાર્થ કરો અને કીર્તિ મેળવો. નકામા બેસી લોકોનું હરામનું ન ખાઓ, અને વખત ન ગુમાવો. ઉત્તરવય થાય ત્યારે વિરાગ ધારણ કરજો. આજ તો પ્રયત્ન કરીને અમને પરાક્રમ બતાવો. વિશેષ શું લખીએ? તમે સુજ્ઞ છો."

**(૭). કર્ણાટકની ચડાઇનું પરિણામઃ**—આ ચડાઇના પ્રસંગમાં રઘુનાથપંતની ઓળખાણ અને પરીક્ષા થઇ. બખરમાં લખેલું છે કે તે પંડિત, કારભારી, વિદ્વાન અને ન્યાયી તથા નીતિમાન્ હતો. શિવાજીનો આશય તે બરાબર સમજી શકયો હતો અને તેને અનુસરીને તે કામ લેતો હતો. શિવાજીનો પણ તેને માટે ઘણો ઉંચો અભિપ્રાય હતો. તેણે વ્યંકોજીનું અને મારૂં બંનેનું હિત સાધ્યું તથા પ્રજાનું શ્રેય કર્યું એવું શિવાજી માનતા. તેણે જણા-

વેલું કે, “ મારી પાસેનાં માણુસો તો મેં તૈયાર કરેલાં, પણ તમે તો પિતાશ્રીની કેળવણી લીધેલા. અમારી પણ ભૂલ દર્શાવી સુધારનાર. એટલી યોગ્યતા બીજા કોઇમાં નથી.” રઘુનાથપંતને લીધે એના કુટુંબને પણ શિવાજીએ ઘણું ચડાવ્યું. તેનો ભાઇ જનાર્દન તો લગભગ તેવોજ હતો, અને તેને મહારાજે પરરાજ્યના વ્યવહારનું કામ સોંપેલું હતું. જનાર્દનનો પુત્ર ગંગાધર ખાનગી ખાતામાં હતો બીજો પુત્ર શ્રીનિવાસ રઘુનાથપંતના હાથ નીચે વ્યંકોજીની તહેનાતમાં હતો. વ્યંકોજી પણ પછીથી શિવાજીની આજ્ઞા ઉલ્લંઘતો નહીં અને બંને વચ્ચે ઠીક વ્યવહાર બંધાયો હતો.

બીજું, શિવાજીની હિંદુ સામ્રાજ્યની ભાવના આ ચડાઇમાં સારી રીતે ફાલી. દશેક વર્ષ જો એ વધારે જીવ્યો હોત, તો તેની રાજ્ય મર્યાદા ઉત્તર સુધી પહોંચી હોત એ નિર્વિવાદ છે. ઉપર જણાવેલી ૧૯ કલમોમાં શિવાજીએ વેદોભાસ્કર તથા રઘુનાથપંતને જાગીરો આપી, એ તેના હંમેશના નિયમથી વિરુદ્ધ છે. પણ આ બંનેએ એવી કામગિરી કરી હતી કે તેને તેટલો મોબદલો આપવો ઉચિતજ હતો.

તહની ૧૯ કલમો માટે બખરોમાં ઘણો વિસ્તાર છે. તેની સત્યતા માટે કેટલાક શંકા બતાવે છે. પણ તે કલમો ઉપરથી તે વખતના રાજ્યકારભારની અચ્છી કલ્પના આવી શકે છે. શિવાજીના રાજ્યકારભારનું ધોરણ કેવું હતું, રાજ્ય ચલાવનારમાં કેવા ગુણો હોવા જોઇએ, બે ભિન્ન રાજ્યો વચ્ચે કેવો વ્યવહાર હોવો જોઇએ, વગેરે બાબતો આપણને એ કલમો ઉપરથી જણાઈ આવે છે. બીજાને માટે શિવાજીએ જે ધોરણ બતાવ્યું, તે તેના પોતાના રાજ્યમાં પણ ચાલુ હોવું જોઇએ એમ આપણે તે ઉપરથી સમજી શકીએ છીએ. અમલદારો દ્વારા કાર્ય કરવું, મનસ્વીપણે વર્તવું નહીં, એવો નિયમ વ્યંકોજી માટે તેણે જણાવ્યો. એ પરથી સમજાય છે કે અધિકારીઓને કામો વહેંચી આપવાં, તેમની સલાહ પ્રમાણે વર્તવું,

તેમના કામમાં ડખલ ન કરવી, એવો પ્રતિબંધ પોતે પણ પાળતો: એ ઉપરાંત, ઇતિહાસનો અભ્યાસ કરનારાને પણ આ કલમો ઉપયોગી છે. તેમાં જે રાજ્યનીતિનાં જે તત્વ આવેલાં છે તે પ્રત્યેકનું વિવરણ કરતાં તો અતિ વિસ્તાર થાય. પણ અંગ્રેજ અથવા બીજા યૂરોપિયન પ્રજાઓની રાજ્યનીતિ સાથે સરખાવતાં શિવાજીની એ વખતની રાજ્યનીતિ કોઇ પણ પ્રકારે ન્યૂન જણાતી નથી. બખરોની આ હકીકત અસત્ય માનતાં પહેલાં એ વિચાર કરવો જોઇએ કે પ્રાચીન ઇતિહાસની તમામ હકીકત પૂરેપૂરી સત્ય મેળવવાનું તો કેવળ અસંભવિત જ છે. સાધનો ઉપરથી ઇતિહાસ તો તૈયાર થાય અને બખરોમાં તો પત્રોના ઉતારાજ આપેલા છે એટલે તે સાધનને અસત્ય માનવાનું કંઇ કારણ નથી.

એકંદર હકીકત ઉપરથી શિવાજીની તે વખતની શક્તિ અને આસપાસનાં રાજ્યો સાથેનો સંબંધ પણ જણાઇ આવે છે. આદિલશાહીને તો તે લગભગ ગળી જ ગયો હતો. આસપાસ જાળ પાથરીને તે તેના અવયવોને જકડતો આવતો હતો. વ્યંકોજી શાબ્દિક ટેકો આપવાનું પણ વિજાપુરમાં બળ ન હોતું. તેની દક્ષિણ તથા પશ્ચિમ બાજુ તો શિવાજીએ દબાવી હતી, માત્ર વિજાપુરની આસપાસનો થોડો મુલક બાકી હતો. તે પણ તે લઇ શકત, પણ પારકાનું હરણ કરવા કરતાં સ્વસંરક્ષણનો જ મારો હેતુ છે એમ બતાવવા તેણે વિજાપુર ઉપર મુદામ લશ્કર મોકલ્યું નહીં.

વ્યંકોજીનો જન્મ સન ૧૬૩૧માં થયો અને સન ૧૬૮૨માં એટલે શિવાજી પછી બે વર્ષે તે મરણ પામ્યો. શાહજીની સરખામણીમાં એ બંને નાની ઉમરે મરણ પામ્યા. વ્યંકોજી શૂરવીર તથા આગ્રહી હતો; પણ શિવાજીનું ઇષ્ટ સ્વાતંત્ર્ય તેનામાં નહતું. તેના સલાહકારો પણ નબળા હતા. શાહજીના મરણ પછી તે પણ જો શિવાજીની પેઠે હિંદુ સામ્રાજ્ય માટે મથ્યો હોત, તો આખો દક્ષિણહિંદ એ બંનેએ મળીને સર કર્યો હોત. રાજ્યાભિષેક થયો ત્યાં સુધી

સ્વરાજની કલ્પના પણ વ્યંકોજીને નહોતી. શિવાજી પાસે તૈયાર થયેલાં માણસો તે જાણતાં હતાં અને તેઓ જ્યારે દેશભર ઘૂમવા લાગ્યાં ત્યારે રઘુનાથપંત જેવાં માણસો એ કલ્પના સમજી શક્યા. પણ તેનું વ્યંકોજીએ માન્યું નહીં. પરાવલંબી રહીને આપણો નિભાવ કરી ખાવો એ સિવાય તે વિશેષ કાંઈ સમજ્યોજ નહીં. બીજી બધી રીતે વ્યંકોજી ઘણો સારો હતો. તંજાવરનું રાજ્ય તેણે વ્યવસ્થિત કર્યું, દ્રવ્ય સંચય કર્યો, તથા લોકોમાં આબરૂ મેળવી. તેની સ્ત્રી દીપાબાઇ ઘણી શાણી અને ચતુર હતી. તેનાથી તેને શાહજી, સરફોજી અને તુકોજી નામે ત્રણ પુત્રો થયા. તે ત્રણેએ તંજાવરનું રાજ્ય ચલાવ્યું, અને પ્રજાને અનેક રીતે સુખી કરી. તંજાવરમાં જે સંસ્કૃત, મરાઠી, તથા બીજી વિદ્યાઓનો ઉત્કર્ષ થયો, તે આ ત્રણે ભાઇઓની મહેનતનું પરિણામ હતું.

**(૮) ઔરંગજેબ સાથે ત્રીસ વર્ષ સુધી લડાઇ:**—(ઇ. સ. ૧૬૭૭–૧૭૦૭) મોગલો જોડેની પહેલી લડાઇ ઇ. સ. ૧૬૭૨માં પૂરી થઇ તે પછી ઔરંગજેબે વિજાપુરને જીતવા પ્રયત્ન આદર્યો. પણ વચ્ચેજ શિવાજીએ કર્ણાટક સુધી ચઢાઇ કરી અને ખુલ્લી રીતે રાજ્યાભિષેક કર્યો. બાદશાહ તેથી ઘણોજ ચીડાયો અને સન ૧૬૭૬ ના એપ્રિલ માસમાં બહાદુરખાનને તેણે સખત હુકમ આપ્યો કે શિવાજી સાથે એકદમ લડાઇ શરૂ કરો. શિવાજીનું મરણ થતાં પણ આ લડાઇ બંધ પડી નહિ, પણ વિશેષ જોરથી શરૂ રહી. પછી બાદશાહ જાતે દક્ષિણમાં આવ્યો, એટલે વિશેષ જોમ આવ્યું. દરમિયાન શંભાજીનું મરણ થતાં મોગલો ફુલાયા. પણ તે પછીની અનેક લડાઇઓમાં મરેઠાઓના ખરા પરાક્રમની કસોટી થઇ. આખરે મોગલો ઉપર સરસાઇ મેળવીને તેમણે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું, એટલા માટે આ લડાઇના ઉત્તર ભાગને સ્વાતંત્ર્ય પ્રાપ્તિની લડાઇ કહી શકાય. આ રીતે ઇ૦ સ૦ ૧૬૭૭માં શરૂ થયેલી લડાઇ છેક ત્રીશ વર્ષે–૧૭૦૭માં ઔરંગજેબના મરણથી અને શાહુરાજાના છુટકારા

સાથે પૂરી થઇ. આ લાંબી લડાઇ પૈકી પ્રથમ યુદ્ધ શિવાજીની હયાતીમાં થયું. હકીકત એવી બની કેઃ—

(૧) શિવાજીની ધાક મોગલોને અત્યંત લાગવા માંડી. બાદશાહને દક્ષિણમાંથી સમાચાર જવા લાગ્યા કે, " સેતાનને પણ મંત્રથી દબાવી શકાય છે. પણ આ તો જીવતો સેતાન! જોત જોતામાં આવી લૂંટીને ચાલ્યો જાય છે! પાછળ પડીએ છીએ તો પત્તો લાગતો નથી. તે રહે છે ક્યાં, ખાય છે ક્યાં, વિસામો લે છે ક્યાં, તેની કંઇ ગમ પડતી નથી. અમે તો છક્ક થઇ ગયા છીએ." બાદશાહને આ ખબરોથી ઘણી ચિંતા થઇ અને શિવાજીને સજા કરવાનો તેણે ઘાટ ઘડવા માંડ્યો.

(૨) ગોવળકોંડા સાથે શિવાજીને મૈત્રી થઇ. તેથી પણ મોગલોને ઘણી ચીડ ચડી. તેમના જ જાતભાઇઓની મદદ લઇને શિવાજી તેમની ઉપર ચડી આવે એ તોફાનથી કેમ સહન થાય? એથી ગોવળકોંડાને પણ હરાવવાનો ઔરંગઝેબે સંકલ્પ કર્યો.

(૩) સન ૧૬૭૨ ની સંધી પછી દિલીરખાનનો વિચાર હતો કે વિજાપુર જોડે મિત્રતા કરી શિવાજીને હરાવવો. પણ તેમ થાય તો વિજાપુરનું મહત્વ વધી જાય, માટે બાદશાહે દિલીરખાન પાસેથી અધિકાર લેઇ લઇ પોતાના દીકરાને સોંપ્યો. અને વિજાપુરને તથા શિવાજીને બંનેને એકદમ જીતવા માટે હુકમ આપ્યો.

(क) **પહેલી ચડાઈ**:—ઇ. સ. ૧૬૭૬–૮૦–મરેઠી મુલકમાં મોગલોએ લૂટફાટ શરૂ કરવાથી મોરોપંત પેશવા તેમની સામે ચડ્યો. મોગલોએ ઔંઢા અને પટ્ટાના કિલ્લા લીધા અને શિવનેરી લેવાનો તેમનો પ્રયત્ન હતો, પણ તેમાં ફાવ્યા નહીં. બીજી બાજુ હંબીરરાવે સુરત સુધી પહોંચીને નર્મદા નદી ઉતરીને ભરૂચ પ્રગણામાંથી ખંડણી વસુલ કરી અને ત્યાંથી બરાનપુર સુધીનો મુલક લૂટ્યો. મોગલોએ તેના બદલામાં શિવાજીનો કલ્યાણ પ્રાંત લૂટ્યો. આ રીતે ચાલતું હતું તેવામાં વિજાપુર ઉપર પણ એકદમ ચડાઈ કરવાનો બાદશાહનો

હુકમ આવ્યો. એટલે મોગલોએ વિજાપુર ઉપર સ્વારી કરી, પણ તેમણે શિવાજીની મદદ માગી. શિવાજીએ તરતજ મોગલાઇ પ્રદેશ ઉપર ચડાઇ કરી અને ઝાલના શહેર લૂટ્યું.

(ख) **સંગમનેરની લડાઈ** (ઈ. સ. ૧૬૭૮):—ઝાલનામાંથી મળેલી લૂટ પડાવી લેવા માટે બહાદુરખાન આડો પડ્યો. તેની સાથે રણુમસ્તખાન, આસદખાન વગેરે મોટા મોટા સરદારો હતા. બંને લશ્કરો સંગમનેર આગળ એકઠાં થયાં. શરૂઆતમાં મરેઠાઓની હાર થાય એમ જણાયું, સિંધોજી નિંબાલકર મરાયા અને સંતાજી ઘોરપડે હારીને પાછા ફર્યા. પણ તેવામાં શિવાજીએ જાતે વીણી કાઢેલા માણસો લઇ એક એવો હલ્લો કર્યો કે મોગલ લશ્કરમાં ત્રાસ ત્રાસ ફેલાઇ ગયો અને તે ચારે તરફ નાસવા માંડ્યું, શિવાજીના પોતાના પરાક્રમથીજ આ લડાઇમાં જીત મળી. વળી ઝાલનામાંથી મેળવી આણેલી લૂંટ પણ તેણે આડે રસ્તે થઇને રાયગઢ પહોંચાડી દીધી. તેવામાં વિજાપુરથી સંદેશો આવ્યો કે અમારા બચાવ માટે તાકીદે આવો. પણ ત્યાં જતાં રસ્તામાં બાતમી મળી કે શંભાજી દિલીરખાનને મળી ગયો છે. તેથી શિવાજીએ વિજાપુર જવાનું બંધ રાખી પ્રથમ આ ઘરની ફાટફુટ મટાડવાની તજવીજ કરી.

(ग) **શંભાજીનું બંડ** (ઇ. સ. ૧૬૭૮):—રાજ્ય સ્થાપનાર પુરૂષ જેવો પરાક્રમી હોય છે, તેવા તેના વંશજો હંમેશાં હોતા નથી. શિવાજીનો પુત્ર દુષ્ટ નીકળ્યો, એ પ્રજાનું મોટું દુર્ભાગ્ય. મોગલરાજ્યમાં દીકરાઓ બાપની સામે ઉઠેલા છે, પણ મરેઠી રાજ્યમાં તો આ એકજ દાખલો બનેલો છે. શંભાજીને આવી કેળવણી ક્યાંથી મળી એ પ્રશ્ન છે. પણ અપલક્ષણો શીખવાને માટે કંઇ શાળામાં જવું પડતું નથી. ગમે તેમ હોય, પણ મરેઠી સામ્રાજ્યની સ્થાપના વખતે આવું બનવાથી તે કસોટીએ ચડ્યું.

શિવાજીને સઈબાઇથી સન ૧૬૫૭માં શંભાજી થયો, અને સોયરાબાઇથી સન ૧૬૬૧ માં રાજારામ થયો. બંનેને યોગ્ય કેળવણી આપવા તે સમય પ્રમાણે બધી તજવીજ કરી; તેમ છતાં શંભાજી દુષ્ટ નીકળ્યો. રામદાસસ્વામીની સોબતમાં રાખવા છતાં તે સુધર્યો નહીં. કંઇક બોલાચાલી થતાં તે રીસાઇને ઘર છોડીને ચાલી નીકળ્યો અને મોગલોની છાવણીમાં જઇ દિલીરખાનને મળ્યો. ખાનને એથી ઘણું સારૂં લાગ્યું. અને તેથી તેણે તેને દરમાયો બાંધી આપી પોતાની પાસે રાખ્યો, અને એ આનંદના ખબર બાદશાહને જણાવ્યા. મરેઠાઓને હરાવવાને આ એક સારૂં સાધન મળ્યું એમ માનીને ખાને બાદશાહના હુકમની રાહ ન જોતાં શંભાજીને એક ટુકડી આપી ભૂપાળગઢ લેવા મોકલ્યો. શંભાજીએ કિલ્લા ઉપર મોરચો લગાવ્યો અને પોતે સન્મુખ આવી ઉભો. કિલ્લાનો રક્ષણ કરનાર ફિરંગોજી નરસાળે ઘણો હોંશિયાર હતો, જેણે સાહિસ્તખાન સાથે લડાઇ કરી હતી. પણ મોખરે શંભાજીને જોતાં તેના સામે બળ વાપર્યું નહીં. રાતમાં ને રાતમાંજ કિલ્લામાંથી ઘણાં માણસો ચાલ્યાં ગયાં. શંભાજીએ કિલ્લો કબજે કરી બાકી રહેલાં માણસો તરફ ઘણી ક્રૂરતા દાખવી.

પણ શંભાજીને આશ્રય આપવાનું બાદશાહને પસંદ પડ્યું નહીં. એ વહેમી બાદશાહને મરેઠાઓનો વિશ્વાસ નહોતો. તેને લાગ્યું કે આપણી બાતમી લેવાને શિવાજીએ તેને જાસુસ તરીકે મોકલ્યો હશે. દિલીરખાન અને બહાદુરખાન બંનેના તેણે કંઇ કંઇ દોષ કહાડીને ખાનજહાનને અધિકારી ઠરાવી મોકલ્યો અને શંભાજીને પકડીને કેદ કરી દિલ્હી મોકલવા જણાવ્યું. એજ અરસામાં શંભાજીને સમજાવવા શિવાજી તરફનાં પણ માણસો આવ્યાં. એક વખત આશ્રય આપ્યા પછી તેને દગો દઇ કેદ કરવો એ ખાનને વાસ્તવિક ન લાગ્યું, તેથી તેણે શિવાજીનાં માણસોની તેને મુલાકાત થવા દીધી અને પોતાની છાવણીમાંથી છુટી નીકળવાની તક આપી. શંભાજી એ રીતે છુટીને શિવાજી પાસે આવ્યો. તેને લાગ્યું કે કેવળ ખાનની

ભલાઇથીજ તેનો છુટકો થયો. બાપ પાસે જતાં તે શરમાયો, પણ શિવાજીએ તેને દુભવ્યો નહીં. એ શબ્દો સાધારણ રીતે કહીને તેને પનાળા ઉપર મોકલી દીધો અને સારી સોબતમાં રાખ્યો. જનાર્દનપંત હનમંતેને કોલ્હાપુર જઇ જણાવ્યું કે શંભાજી ઉપર નજર રાખવી. પછીથી શિવાજીને મોગલો સાથે કંઇ જાણવા જોગ લડાઇ થઇ નહીં. સુરત અને અમદાવાદ સુધી જઈ ગુજરાત તાબે લેવાની શિવાજીની ઘણી ઉમેદ હતી, પણ ઝવ્વારના વિક્રમશાહ, વીરા નાયકવાડી, ધારરાવ વગેરેએ મરેઠી લશ્કરને ઘણો ત્રાસ આપ્યો એટલે આગળ વધી શકાયું નહીં, અને એ ધારણા મનની મનમાં જ રહી.

(૯) **આખર** ( ચૈત્ર સુદી ૧૫ શનિવાર, તા. ૩ એપ્રિલ સન ૧૬૮૦ ):—શિવાજીએ ઉપર જણાવ્યા ઉપરાંત પણ ઘણી ચડાઇઓ કરી હશે. પણ તે બધીની હકીકત મળી આવેલી નથી. સિવાય પોર્ટુગીઝ લોકો સાથે તેને પ્રસંગ પડેલો, તેની હકીકત અન્યત્ર આપેલી છે. પરંતુ હવે જીવનની આખર આવી લાગી. જન્મથીજ અતિ શ્રમ અને ચિંતાનો ભાર વેઠવાથી તેનું શરીર ઘસાઈ ગયું હતું. તેને સુખ માટે તો નહીં જ, પણ આરામ માટે સુદ્ધાં એક દિવસની પણ ફુરસદ મળી ન હતી. રાજ્યાભિષેક પછી પંદરેક દિવસે માતા જીજાબાઇનું મૃત્યુ થયું (જેઠ વદી ૯ શકે ૧૫૯૬ ) ત્યારથી શિવાજીનું દિલ ઉદાસ રહેતું; કેમકે તેને પીઠ ન રહી. તેનો સ્વભાવ એવો ચમત્કારિક હતો કે દેવી અગર માતુશ્રીની આજ્ઞા છે એમ જણાતાંજ તે ગમે તેવું સહાસિક કૃત્ય પણ નિર્ભય રીતે કરીને પાર ઉતરતો. માતા જિજાબાઈ તેને સદૈવ બળ આપ્યા કરતી. એ બળ હવે રહ્યું નહીં, અને શંભાજી દુષ્ટ નીવડયો. એટલે તેનું શરીર તદ્દન લથડી પડયું. રાજ્યની મુશ્કેલીઓ તો હંમેશની હતી જ. આવી સ્થિતિમાં સાત દિવસ તાવ આવતાં રાયગઢ ઉપર ચૈત્ર સુદી ૧૫ શકે ૧૬૦૨ (તા. ૩ જી એપ્રલ સન ૧૬૮૦ )ના રોજ બપોરે આ મહાપુરુષનો કાળ થયો. તેની ઉમર તે વખતે ૫૩ વર્ષની હતી. પુતળા-

બાઈ તેની સાથે સતી થઈ અને ઉત્તરક્રિયા રાજારામને હાજર રાખીને શાહાજી ભોંસલેએ કરી. સામાન્ય રીતે આ મરણ અકાળ થયું ગણાય. પણ મહારાષ્ટ્રમાં નેતા પુરુષો ઘણે ભાગે ૫૦-૬૦ વર્ષ સુધીજ જીવે છે. નેપોલિયન પણ તેટલાંજ વર્ષ જીવ્યો હતો. શિવાજીએ તેનું કાર્ય છત્રિશ વર્ષ કર્યું.

તે એકાએક મરણ પામ્યો. એટલી ઉતાવળે અંત આવશે એમ તેના ધારવામાં નહીં. તેથીજ પછીની વ્યવસ્થા તેણે કંઇ ગોઠવી નહીં. માત્ર સાધારણ શબ્દો કહી સહુને એક મતથી ચાલવા તથા રાજ્ય અને ધર્મનું રક્ષણ કરવા જણાવી, તેણે દેહ છોડયો. તે વખતે આપ્ત મંડળ પણ એની પાસે ન હતું. મોરોપંત પેશ્વા ઉત્તરમાં હતો. સેનાપતિ હુંબીરરાવ કર્ણાટકમાં હતો. માત્ર બાલાજી ચિટનીસ હાજર હતો. તેમજ નિરાજીપંતનો પુત્ર પ્રલ્હાદપંત તથા રામચંદ્ર નીલકંઠ અમાત્ય હાજર હતા. રાજારામના વખતમાં આ છેલ્લા બે જણજ ખરા ઉપયોગી નીવડયા. બાકી નાના માણસો ઘણા હતા, પણ એ બે સિવાય શિવાજીનો હેતુ પાર પાડે તેવા કોઇ ન હતા. ચિટનીસ હતો, પણ તે પછીથી તરતજ માર્યો ગયો.

'શિવદિગ્વિજય'માં જણાવેલું છે કે શિવાજીને સોયરાબાઇના હાથથી વિષપ્રયોગ થયો, અને તેથી તેનું અકાળ મરણ થયું. આ અપવાદનો આપણે વિચાર કરવો જોઇએ. શિવાજીને ત્રણ સ્ત્રીયો હતી. મોટી સઇબાઈ તે નિંબાળકરની દીકરી. તેનું લગ્ન સને ૧૬૩૯માં થયું. તેનો પુત્ર શંભાજી, તેનો જન્મ સને ૧૬૫૭ માં થયો. તેના જન્મ પછી બે વર્ષે સઈબાઇ મરણ પામી. બીજી સ્ત્રી સોયરાબાઇ તે શિર્કેની દીકરી, અને તેનો પુત્ર રાજારામ. તેનો જન્મ શકે ૧૪૮૩ મી રામનવમીને રોજ (ઇ. સ. ૧૬૬૧ માં) થયો. ત્રીજી સ્ત્રી પુતળાબાઇ, તે મોહિતેની દીકરી, અને તે શિવાજીની સાથે સતી થઇ. અર્થાત્ શિવાજી પછી એકલી સોયરાબાઇ હયાત રહી. સ્વભાવમાં સોયરાબાઇ કરતાં સઇબાઇ સારી હતી. પણ બંનેના પુત્રો

ઉલટા સ્વભાવના હતા. રાજારામ શંભાજી કરતાં શાંત વૃત્તિનો હતો. અને શિવાજીનું પણ વલણ રાજારામ ઉપર વિશેષ હતું. એટલે શિવાજીની હયાતીમાંજ રાજારામને ગાદી મળે તેવી ગોઠવણ કરાવી લેવા સોયરાબાઈની તજવીજ હોય એ સંભવિત છે. પણ તેટલા માટે તેણે વિષપ્રયોગ કર્યો હોય એ અસંભવિત લાગે છે. કહેવામાં આવે છે કે શિવાજીનું ઉદાસ દિલ પોતા તરફ વાળી લેવા સોયરાબાઇએ ખાસ પ્રયત્ન ચલાવેલો, અને તેટલા માટે કેટલાંક માણસોને ખાસ વશ કરેલાં. વળી એમ પણ કહેવાય છે કે રાજારામને ગાદીવારસ ઠરાવવા તેણે શિવાજી પાસે માગણી કરી હતી. પણ શિવાજીને એ ગૃહકલહ રૂચ્યો નહી અને તે ઉલટો રિસાયો, અને સોયરાબાઇએ તેટલા માટે તેનો વિષપ્રયોગ કરી જલદી અંત આણ્યો. એમ પણ કહેવાય છે કે શિવાજીને આ ખટપટની બાતમી મળી જતાં તેણે દરેક કિલ્લેદારોને ખબર આપી દીધી હતી; અને શંભાજીને પણ આ એકાએક મરણ થયું એ વિષપ્રયોગનુંજ પરિણામ લાગ્યું. પણ આ બધી વાતો "શિવદિગ્વિજય"ની છે અને તે એકપક્ષી છે. બીજા કોઇ સ્થળેથી તેવો પુરાવો મળી આવતો નથી. એટલું ખરૂં કે શિવાજી ઉદાસ રહેતો હતો અને મરણ પહેલાં ઘણા દિવસોથી સોયરાબાઇનો મેળાપ થયેલો નહીં. એવામાં મરણ એકાએક થયું એટલે વિષપ્રયોગની કલ્પના આગળ આવી. પણ આવું ઘણીવાર બને છે. સાધારણ રીતે આપણે એમ સમજીએ છીએ કે વિષપ્રયોગ કે કંઇપણ પ્રયોગ વગર અકાળ મરણ થાય જ નહીં. તેથી અકાળ મરણ થાય કે તરતજ તેની સાથે એવી કોઇ કલ્પના જોડી દેવા સિવાય લોકોને ચેન પડતું નથી. પ્રસિદ્ધ પુરુષો માટે તો આવા પ્રકાર હંમેશાં બનતા આવ્યા છે. શિવાજીનું મરણ એટલી ઉતાવળે અને અણધાર્યું બન્યું કે તે હકીકત બીજાં રાજ્યોએ તો ઘણા દિવસ સુધી માની જ નહીં. એ સેતાન છે અને ફાવે ત્યારે મરે છે અને ફાવે ત્યારે જીવતો થાય છે, એવીજ તેમની માન્યતા હતી. અર્થાત્ વિષપ્રયોગની કલ્પના માનવા લાયક નથી.

સાધારણ કોઇ નજીવા દરદથીજ તેનું એકાએક મરણ થયું. પણ તેનો આરોપ બિચારી નિરપરાધી સોયરાબાઇ ઉપર તે રાજ્યાભિલાષી હોવાના કારણે આવ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### શિવાજીની યોગ્યતા.

(૧) **શિવાજીનું સ્વરૂપ અને સ્વભાવઃ**—માલવણમાં શિવાજીએ સિંધુદુર્ગ નામે કિલ્લો બાંધેલો છે. એ કિલ્લામાં શિવાજીનું મંદિર છે. એ મંદિર છત્રપતિ રાજારામે બંધાવ્યું છે, અને તેને લગતો સભામંડપ પછીથી કોલ્હાપુર વાળાઓએ કરાવ્યો છે. આ મંદિરમાં શિવાજીની મૂર્તિ અંદરના ભાગમાં છે અને મોનીસ્વામીની મૂર્તિ બહારના ભાગમાં છે. એ મૂર્તિ કાળા પત્થરમાં કોતરેલી છે. મોનીસ્વામી પદ્માસનમાં છે અને શિવાજી વીરાસનમાં છે. રા. રાજવાડેના મત પ્રમાણે એ શિવાજીની આબેહુબ પ્રતિમા છે. શિવાજીની બીજી બે છબીઓ એક ઘોડા ઉપર સવારી કરેલી અને બીજી ઉપરના અર્ધા ભાગની પ્રચલિત છે. તેમાંની પહેલી એક ફ્રેંચ ગૃહસ્થે ઇ. સ. ૧૭૨૦ ના સુમારમાં પેદા કરીને એક ફ્રેંચ પુસ્તકમાં પ્રકટ કરી છે, જ્યારે બીજી ઑર્મના પુસ્તકમાં છે. આ બંને છબીઓ લગભગ મળતી છે. પણ આ છબીઓ અને સિંધુદુર્ગમાંની પ્રતિમા વચ્ચે બિલકુલ સામ્ય નથી. એ પ્રતિમા લશ્કરી સ્વરૂપની છે. પગમાં ઇજાર અને તોડા, કમરે કટિભૂષણ, હાથમાં કડાં અને તોડા, અને ભુજાએ ભુજબંધ છે. માથા ઉપર ખલાસીના ઘાટની ટોપી છે. આકાર ઠીંગણો, હૃષ્ટપુષ્ટ અને મધ્યમ બાંધાનો છે. નાક પરદેશીઓની છબી પ્રમાણે અણીદાર નથી. મૂછો કાપેલી અને વાળેલી છે. વળી દાઢી નથી. શિવાજીના પુત્રે જ તે તૈયાર કરાવેલી હોવાથી તે ખરી હોવાનો વિશેષ સંભવ છે.

શિવાજીનો સ્વભાવ સમજાય તેવા અસલ કાગળો બહુ મળી આવ્યા નથી. આજસુધીમાં ૧૦૦ કાગળો મળી આવ્યા છે અને હવે પછી કદાચ વિશેષ મળી આવે. પણ તે વખતના કાગળો થોડાજ મળી આવે એ તદ્દન બનવા જેવું છે. કેમકે જેમ જેમ ભૂતકાળમાં જઇશું તેમ તેમ કાગળો ક્વચિતજ મળી આવશે. તે વખતમાં કાગળ બહુ મળતા જ ન હતા, અને હાલની પેઠે લખવાની પ્રવૃત્તિ પણ તેટલી સાધારણ ન હતી. કાગળો અહીં થતા નહીં, પણ પરદેશ માંથી મહા મુસ્કેલીથી લાવવા પડતા અને તેના પણ કપડાની પેઠે ઉંચા અને સાધારણ એવા બે પ્રકાર હતા. શિવાજીના વખતના કાગળો નાના જ મળી આવેલા છે. ત્રણ ચાર તસુની ખરબચડી ચીઠ્ઠી જ તે વખતે વપરાતી. મોટા કાગળો તો ભારે વગવસીલો મેળ-વીને સરકાર દરબારમાંથી મેળવવા પડતા. બાજુએ ખાલી જગા રાખવાનો પણ પ્રચાર ન હતો. પછીના પેશવાઇ વખતમાં પહોળા અને મોટા કાગળો વપરાયા.

શિવાજીના સ્વરૂપ વર્ણનની પણ બહુ હકીકત મળી આવતી નથી. એ સાધારણ ગોરો, પાતળિયો અને મજબુત બાંધાનો હતો. સિંધુદુર્ગના મંદિરમાં તેની પાદુકા અને હસ્તપ્રતિમા છે, તે ઘણી નાની છે, પરંતુ આબેહુબ છે. તેનું વજન ૪૭ વર્ષની ઉમરે ૧૪૦ રતલ હતું. ઉંચાઇમાં તે સાડા પાંચ ફુટની અંદર હતો. તેનું નાક ઘણુંજ ઘાટીલું હતું. અંગ્રેજી વકીલ રાયગઢના રાજ્યાભિષેક વખતે આવેલો. તેણે વર્ણન આપ્યું છે કે, “ શિવાજીનો ચહેરો સુંદર તથા તેજસ્વી હતો. બીજા મરેઠાઓના પ્રમાણમાં તે ગોરો હતો. આંખો તીક્ષ્ણ અને નાક લાંબું, ઘાટીલું તથા જરા નીચે વળેલું હતું. દાઢી કપાવીને નીચે અણીદાર સરખી કરેલી હતી. મૂછો ઝીણી હતી અને ચહેરા ઉપર ત્વરા, નિશ્ચય, કઠોરતા તથા સ્ફૂર્તિ જણાઇ આવતાં.”

શિવાજીની યોગ્યતા તેના ચરિત્ર અને તેનાં કૃત્યો ઉપરથી આંકી શકાય તેમ છે, એટલે દરેકે તે ઉપરથી જ કલ્પના કરી લેવી ઘટે.

છતાં મહા પુરુષના ગુણાવગુણ સંબંધે હંમેશાં ચર્ચા અને મતભેદને અવકાશ હોય છે જ. આ ચર્ચાને મદદ કરવાના હેતુથી કેટલુંક વિવેચન અહીં કરીએ છીએ. ખરૂં કહીએ તો તેની યોગ્યતા આંકવાનું કામ કઠિન છે. દરેકે પોતપોતાના મત પ્રમાણે તેની યોગ્યતા આંકેલી છે, અને તેમાં કાંઇ અસંભવિત પણ નથી. કોઇ પણ વ્યક્તિનો જેને જેવો અનુભવ હોય, તે તેનો તેવોજ તોલ કરે. શિવાજીએ સ્વરાજ્ય સ્થાપ્યું, પણ તેથી શું? મુસલમાનોનું રાજ્ય ગયું, એટલે તેઓ તો તેનું સારૂં ન જ બોલે. અંગ્રેજોની પણ વખારો શિવાજીએ લૂટેલી, અને તેમને સદૈવ ધાસ્તીમાં રહેવું પડતું; એટલે અંગ્રેજોને પણ શિવાજીમાં સારો ગુણ ન જ ભાસે. આ દેશના લોકોનું તેણે કલ્યાણ કર્યું એટલે દેશીઓ તેને બહુ માન આપે અને પૂજે, એમાં પણ આશ્ચર્ય શું?

પણ આ બધા અભિપ્રાયોમાંથી સાર ખેંચવો જોઇએ. દુનિયાના બધા મોટા માણસોના સંબંધમાં એમ જ બને છે. નેપોલિયન માટે પણ યૂરોપની જુદી જુદી પ્રજાના જુદા જુદા જ અભિપ્રાય છે. ફ્રેંચ લોકો તેને અતિશય માન આપે છે અને અંગ્રેજ લોકો તેને શત્રુ ગણી નિંદા કરે છે. અને એની કેમ ના કહેવાય? પણ ઇતિહાસ એમાંજ છે. ઇતિહાસમાંથી ડહાપણ શીખાય છે, તે આ જ રીતે. ભિન્ન ભિન્ન મતોની તુલના કરવામાં જ ઇતિહાસનું શિક્ષણ છે. શિવાજીની પણ એ જ ધોરણે આપણે તપાસ લેવી જોઇએ. અને જે તે પ્રજાએ પોતાના લોકોનો અને દેશનો ઇતિહાસ પોતાના દૃષ્ટિબિંદુથી તપાસવો જોઇએ.

ગમે તે દૃષ્ટિથી જોઇએ તો પણ એ લોકોત્તર પુરુષ હતો એ તો સ્વીકારવું જ પડશે. તેનાં કૃત્યો અને તેની રાજ્યપદ્ધતિ પણ તેની યોગ્યતા બતાવી આપે છે. સાધારણ રીતે મહા પુરુષમાં જેટલા ગુણ અવશ્ય હોવા જોઇએ, તે બધા તેનામાં હતા. ગુણોની એક સામટી યાદી કરીએ, તો અમુક ગુણ તેનામાં ન હતો એમ કહી

શકાશે નહીં. તેનું જીવન બધા પ્રકારના સંકટમાંથી અને બધા પ્રકારની સ્થિતિમાંથી પસાર થયેલું હોવાથી દુનિયાનો અનુભવ પણ તેને વિશેષ હતો. અને તે અનુભવનો પ્રત્યેક પ્રસંગે ઉપયોગ કરવા જેટલી તેની બુદ્ધિ પણ તીવ્ર હતી. બોલવામાં તે એટલો કુશળ હતો કે ગમે તેવા માણસ ઉપર તેની છાપ એકદમ પડી જતી. પોતે અત્યંત સાદો હોવાથી બીજાને પણ સાદાઇથી રહેવાને તે પોતાના દાખલાથી ફરજ પાડતો. દરેક બાબત તે જાતે જ કરતો હોવાથી બીજાની અડચણો પણ તે તરત સમજી જતો; તેમજ ખાલી ડોળી માણસોથી તે ફસાતો નહીં. જાણી જોઇને તે સાહસ ન કરતો, પણ સાહસ કર્યા સિવાય કાર્યસિદ્ધિ થવાની નથી એવી ખાત્રી થતાં જ તે ગમે તેવું સાહસ કરતાં પણ અચકાતો નહીં. બીજાઓની પાસે જે નિયમો પળાવવા પોતે ઇચ્છતો તે નિયમો પાળવામાં તે જાતે કદી ભૂલ કરતો નહીં. તે સ્વભાવે ક્રૂર ન હતો, પણ ગુન્હા બદ્દલ સજા કરવામાં તે કદી દયા ન વાપરતો. માતાની આજ્ઞા ઉપરાંત તેણે કદી ડગલું પણ ભર્યું નથી, એટલું જ નહીં, પણ માતાનો વિયોગ થતાં, તે દુઃખી અને નિરાધાર થઇ ગયો. મિત્રોની કિંમત તેને ઘણી જ હતી; અને જીવ આપે તેવા મિત્રો પણ તેને મળેલા હતા. તાનાજી માલુસરેનું ભવિષ્ય થતાં તેને અનિવાર્ય શોક થયેલો, અને તેના માટે તેણે અત્યંત હૃદયદ્રાવક વિલાપ કરેલો. ભૂખ તરસ વેઠવામાં પણ તે ઘણો જબરો હતો. એ બાબતમાં હલકો સિપાઇ પણ તેની બરોબરી ન કરી શકતો.

રાજ્યનું જોખમ સંભાળવાનું કામ ઘણું કઠણ છે, અને તે બજાવતાં કઠોર પણ થવું પડે છે. ઓળખાણ કે મિત્રતા કે સગાઇ તેમાં સાચવી શકાતાં નથી. શિવાજી સ્વભાવથી જ ઘણો કડક હતો, અને તે શિક્ષા જબરી કરતો. કેટલીક વખત તો તે હરામખોરોનાં માથાં ઉડાવી દેતો. અમલદારો બધા તેનાથી કંપી ઊઠતા, અને તેનો બંદોબસ્ત બહુ કડક હતો. કઠોરપણાની સાથે તેનામાં દયા પણ તેટલી જ હતી, અને તેથી જ બધા લોકો તેની નોકરી કરવામાં ભૂષણ માનતા.

શિવાજી દયાળુ અથવા પાપભીરુ હતો કે કેમ તે માટે ઘણાને શંકા છે. વિદેશીઓએ તો તેને ક્રૂર અને પૈસા તથા સત્તાના લોભથી અંધ થઇ ગયેલો ગણ્યો છે. પણ એ બાબત જરા ઉંડા ઉતરીને વિચારવા જેવી છે. શિવાજીએ ઘણાં શહેરો અને ગામો લૂટયાં, પણ કેવળ લૂટને માટે કોઇનો જીવ લીધો કે કોઇને માર માર્યો એવું એક પણ ઉદાહરણ નથી. ઉલટું, ગરીબ વર્ગનું અને નિરાશ્રિત સ્ત્રીઓનું તેણે કાળજીથી સંરક્ષણ કર્યું, એવા સેંકડો દાખલા છે. તે અભિમાનીઓનો કાળ હતો, પણ ગરીબોનો તો માબાપ હતો. અકારણ તેની સામે થનારની તો તે બરોબર ખબર લેતો. તે ક્રૂર અને દુષ્ટ હતો એવો અપવાદ ઘણા ભાગે શ્રીમંત અને અભિમાની માણસોએ જ મૂકેલો છે. ગરીબ માણસો તો તેને દેવ પ્રમાણે માનતા. તેવી જ રીતે તે એકદમ લડાઇ ન કરતાં યુક્તિથી છટકી જતો, તેને કેટલાક બીકણપણું ગણાવે છે. પણ શ્રમ, ખર્ચ અને રક્તપાત સિવાય કાર્યસિદ્ધિ થઇ શકે તેમ હોય તો લડાઈ શા માટે કરવી? પાછળ ઘણી લડાઇઓનાં વર્ણનો આપેલાં છે તેમાં તેણે પોતાની જાતના પરાક્રમથી જ ઘણીવાર જય મેળવેલો છે. વળી, અફઝુલખાન સામે પણ તે એકલો જ ગયેલો. આવા ઘણા પ્રસંગે તેણે જાણી બૂજીને પોતાની જાત ઉપર જ સંકટ વહોરી લીધાં છે. અને એ બધી વાતો તેના બીકણપણાથી ઉલટી છે.

તેનાં આચરણ ઘણાં પવિત્ર અને નીતિ દૃઢ હતી. કોઇ પણ પ્રકારનું વ્યસન તો તેને હતું જ નહીં. આબાજીપંતે તેને માટે એક ઘણી સુંદર સ્ત્રી આણેલી, પણ તેની તેણે સ્પર્ષ ના પાડેલી. એમ કહેવાય છે કે તે કપટી, લબાડ અને અપ્રમાણિક હતો. પણ કપટ કોને કહેવું એ નક્કી કરવું જોઇએ. કોઇ પણ રીતની યુક્તિ પ્રયુક્તિથી પણ દેશનું કલ્યાણ સાધવું એ તેનું લક્ષ્ય હતું. અલબત્ત, એમાં સાધુતા નથી. પણ સંસારમાં અને ઘણા ભાગે અર્વાચીન રાજનીતિમાં આવાં કપટીને મુત્સદ્દીપણું અથવા ચતુરાઈ કહેવામાં આવે છે. આવી

જ ચતુરાઇથી યુરોપનાં હાલનાં રાજ્યો વૃદ્ધિ પામેલાં છે અને આવી જ ચતુરાઇથી યૂરોપ અને એશિયાખંડના ભાવી રાજકીય પ્રશ્નોનો નિકાલ થવાનો છે. રાજ્યની ઉથલપાથલમાં આવી નીતિ અનિવાર્ય જ છે. એટલે, આ દૃષ્ટિથી જોતાં શિવાજી કપટી અથવા લબાડ નહીં, પણ ચતુર, રાજનીતિજ્ઞ ઠરે છે.

રાજ્યનાં કામો તેણે જુદા જુદા માણસોને વહેંચી આપ્યાં હતાં તેથી દરેક માણસ પોતાનું કામ ઘણી દક્ષતા વાપરીને કરતો. કોઇ પ્રશ્ન વિકટ આવતો તો તેઓ શિવાજીની એકાંતમાં સલાહ લેતા. જરૂર જણાય તો તેવા પ્રસંગે પ્રધાનમંડળનો પણ અભિપ્રાય લેવામાં આવતો અને બીજા લાયક ગૃહસ્થોને પણ પૂછવામાં આવતું. અને સર્વાનુમતે રાજ્યના હિતનો નિર્ણય થતો.

ધર્મ ઉપર પણ તેને ઘણી શ્રદ્ધા હતી. તે માનતો કે પ્રજાની ઉન્નતિનો આધાર ધર્મની ઉન્નતિ ઉપર છે. કથાપુરાણ સંભળવામાં તેને અત્યંત રસ હતો અને ઘણી અડચણો વેઠીને પણ તે કથા સાંભળવાનો નિયમ પાળતો. રામદાસ સ્વામીનો તેને સદા આશીર્વાદ હતો.

તે ઘણો સાદો હતો છતાં તેનો ખર્ચ ઓછો ન હતો. તેનું અંતઃકરણ ઉદાર હતું અને પોતાનાં માણસોને બક્ષિસો વગેરે આપીને તે સદા ખુશી રાખતો. તેની નોકરી બજાવતાં સર્વને પાકી ખાત્રી હતી કે આપણાં બાળ બચ્ચાંને તે કદી દુઃખી થવા દેશે નહીં. આ ખાત્રીથી જ તેના માટે જીવ આપતાં તે અચકાતા નહીં. આટલું ખર્ચવા છતાં પણ તેણે સિલક ઘણી એકઠી કરી હતી. તે કોઇને પણ જાગીર આપતો નહીં અને પગારના પ્રમાણમાં કામ ઘણું લેતો. તેના પૈસા મોટે ભાગે લશ્કર અને કિલ્લાઓમાં જ વપરાતા.

માવળાઓ પાસે તેણે જે મોટાં પરાક્રમ કરાવ્યાં, એમાં તેની યોગ્યતા અને યોજક બુદ્ધિ જણાઇ આવે છે. તેની નજર હંમેશાં

લાંબી પડતી. તેની કલ્પના કોઇ વખત લોકોને ગમતી નહીં તો તે દેવીનું વચન મેળવીને પણ એ લોકોને ગળે ઉતારતો. પુસ્તકો તેણે વાંચેલાં ન હતાં, છતાં રાજનીતિના વિકટ પ્રશ્નોનો નિકાલ પણ તે ઘણી ખૂબીથી કરતો. મનુષ્યસ્વભાવનું જ્ઞાન તેને ઘણું સારૂં હતું. ખુદ ઔરંગઝેબે પણ તેનાં પરાક્રમ ગાયાં છે. એ બધાની સાથે પ્રસન્નતાથી વર્તતો અને સામા ઉપર તેની એકદમ છાપ પડતી. બધાને લાગતું કે મહારાજ આપણા ઉપર પ્રસન્ન છે અને આપણી સાથે ખુલ્લા દિલથી વાત કરે છે. કેટલીક એવી વ્યક્તિઓ હોય છે કે જે અલ્પ સમાગમમાં પણ શ્રોતાઓનાં મન હરી લે છે. શિવાજી એવી જ વ્યક્તિ હતી. જયસિંગ અને જસવતસિંગના મન તેણે થોડા સમયમાં જ મેળવી લીધેલાં. ઔરંગઝેબની શાથે તેની બરાબર મુલાકાત થઇ નહીં. થઇ હોત તો કદાચ તે બંનેનો વ્યવહાર બદલાઇ જાત.

પ્રજાને જાગ્રત કરી દેશને અમુક લક્ષ્ય તરફ દોરવાનું કામ શિવાજીના જેવું આપણા દેશમાં બીજા કોઇએ કર્યું નથી. એ જાગર્તિનો લાભ પછીથી સારો મળ્યો. જ્યાં જ્યાં નવીન રાજ્યો સ્થપાયાં છે, ત્યાં ત્યાં કંઇક કંઇક પણ નવીન પદ્ધતિ યોજવી પડી છે. મોગલોએ આ દેશ જીત્યો ત્યારે લશ્કરના ખર્ચ માટે તેણે પ્રજા ઉપર જજીઆ વેરો નાખ્યો. અંગ્રેજોએ કંટિજંટ લશ્કરની પદ્ધતિ ગોઠવી. તે જ પ્રમાણે શિવાજીએ ચોથ દાખલ કરી. એ ચોથના ઉત્પન્નમાંથી તે લશ્કરનો ખર્ચ નિભાવતો.

(૨) **શિવાજીનું પ્રધાન મંડળ**—ઇતિહાસમાં ટિપુ સુલતાન, વેલિંગ્ટન વગેરે માણસો રણવીર તરીકે પ્રખ્યાત થયેલા છે, જ્યારે પિટ્ટ, વેલેસ્લી વગેરે માણસો મુત્સદ્દી તરીકે પ્રખ્યાત થયેલા છે. શિવાજીમાં આ બંને પ્રકારની યોગ્યતા હતી. તે જેટલો રણવીર હતો, તેટલો જ મુત્સદ્દી હતો. વળી તેને કાંઇ પણ પાછલો આધાર કે કોઇ પણ જાતની અનુકૂળ પરિસ્થિતિ ન હતી. તેમ છતાં તેણે નવીન રાજ્ય

સ્થાપ્યું અને તે ચિરકાળ દઢ રહે એવી યોજના કરી. એ યોજના દેશકાળના પ્રમાણમાં એટલી યોગ્ય, એટલી દઢ અને એટલી સર્વવ્યાપી હતી કે શિવાજીની પછીથી તેને તોડી નાખવા ઘણાં વર્ષો સુધી અનેક પ્રયત્નો થયા, છતાં તેના કેટલાક અવશેષો તો હજી પણ હયાત છે. શિવાજીનું પ્રધાનમંડળ એ એવી જ એક યોજના હતી. એ યોજનાના પરિણામે પછીથી સ્વસંરક્ષણ અને રાજ્યસંવર્ધન એ બંને કામો ચાલુ રહ્યાં. ઔરંગજેબ જેવા બળવાન શત્રુ સામે લડવામાં આ મંડળ ઘણું ઉપયોગી નીવડયું. કામની વહેંચણી કરી આપવાના હેતુથી એ મંડળની યોજના કરેલી. પણ તેમાંના છેલ્લા બે સિવાયના બધા લડાયક જ્ઞાનવાળા નીમાતા. આજ એ સ્થિતિ નથી, પણ શિવાજીના વખતમાં એ દરેકને લડાઇમાં જવું પડતું. એ સમય એવો હતો કે શસ્ત્રબળ સિવાય કોઇ કોઇને ગણકારે નહીં. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વેપારીઓ પણ તે વખતે યુદ્ધકળા જાણતા અને મોગલ સુબાઓ પણ એવી હોંશિયારીવાળા જ નીમાતા.

શિવાજીના આ પ્રધાન મંડળની સાથે આ દેશના કે વિલાયતના કારોબારી મંડળને સરખાવી શકાય. સ્થિતિભેદ કે કાળભેદને લીધે કેટલોક ફરક છે, પણ જુદા જુદા કામ માટે જુદા જુદા જવાબદાર સ્વતંત્ર માણસો ગોઠવવાની મૂળ યોજના સરખી છે. પેશ્વા તે ગવર્નર જનરલ જેવો હતો. તેના પછી સેનાપતિ અને તેના પછી મુલકી પ્રધાન એટલે શિવાજીનો અમાત્ય, અને પરરાજ્ય સંબંધી પ્રધાન એટલે સુમંત હતો. આ દેશના પ્રધાનમંડળમાં મંત્રી, પંડિતરાવ કે ન્યાયાધીશ નથી. પણ મંત્રી એ હોમમેમ્બર જેવો છે. ખાનગી ચિટનિસ એ પ્રાઇવેટ સેક્રેટરી જેવો હતો. પણ પ્રધાનમંડળમાં તેનું સ્થાન ન હતું અને હાલ પણ નથી. મંત્રી તેના કરતાં શ્રેષ્ઠ ગણાતો અને પ્રધાન મંડળમાં બેસતો. હાલ ન્યાયખાતાનો પ્રધાન કાઉન્સિલમાં બેસે છે તેને બદલે શિવાજીના વખતમાં ન્યાયાધીશ જ બેસતો. આ સિવાય હાલની પદ્ધતિમાં કેટલાક વિશેષ પ્રધાનો છે, પણ તેનો

વિચાર કરવાની જરૂર નથી. શિવાજીના વખતમાં તેવી પરિસ્થિતિ ન હતી એટલે તે પ્રધાનોની જરૂર ન હતી. વાસ્તવિક રીતે અષ્ટ પ્રધાન એટલે આઠ જ પ્રધાન એમ નહીં, પણ કામની સવડ પ્રમાણે આઠ અથવા વત્તાઓછા રાખી શકાય. અષ્ટ પ્રધાન એટલે રાજાને મદદ કરનારૂં પ્રધાનમંડળ. મરેઠી રાજ્યમાં પછીના વખતમાં એક પ્રતિનિધિ નામે પ્રધાનની જગા નીકળી. પણ તે વખતે રાજા નાની ઉમરનો હોવાથી તે જગા કાઢવી પડેલી.

અષ્ટ પ્રધાનની આ પદ્ધતિ શિવાજીએ ક્યાંથી મેળવી એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. કેટલાક કહે છે કે શિવાજીએ એ પદ્ધતિ નવીન જ શરૂ કરી, અને કેટલાક કહે છે કે મુસલમાનોનું અનુકરણ કર્યું. માત્ર ફારસી નામો બદલાવી સંસ્કૃત નામો તેણે ગોઠવ્યાં. અનુકરણ કરવા માટે પણ મુસલમાની રાજ્ય સિવાય બીજો કોઇ નમુનો નજર આગળ હતો જ નહીં. એટલે એ સંભવતિ લાગે છે કે કંઇક અનુકરણ અને કંઇક કલ્પનાના મિશ્રણથી તેણે આ યોજના ઘડી હોય. મુસલમાન પદ્ધતિમાં પણ ગુણ જણાઇ આવે તો તે ગૃહણ ન કરવો એવી હઠીલાઇ તેનામાં ન હતી. ઉલટું મુસલમાનોને પણ ન દુભવતાં કાર્ય સફળ થતું હોય તો તેમ કરવા તે હંમેશાં તૈયાર રહેતો. પરંતુ મુસલમાન રાજ્ય પદ્ધતિમાં આવા કોઇ પ્રધાનમંડળની યોજના હતી એવું કંઇ જણાઇ આવતું નથી. એવી યોજના માત્ર પ્રજાકલ્યાણનો શુભ હેતુ હોય ત્યાં જ શક્ય હોય. મુસલમાની રાજ્યોમાં પ્રજાના સુખની પરવા જો કોઈએ કરી હોય તો એક મોગલ રાજ્યે કરી. તેમાં પણ અકબર અને શાહજહાં એ બેજ બાદશાહને ગણતરીમાં લઇ શકાય. એ બે પણ ઘણે ભાગે લશ્કરી હતા. સૈન્યબળથી દેશો જીતવા અને તેનું સંરક્ષણ કરવું તે ઉપરાંતની રાજ્યવ્યવસ્થા તેઓ થોડી જ કરી શકેલા. માત્ર તેઓ સ્વભાવથી સુજન હતા અને તેની પ્રસાદી અલબત્ત પ્રજાને મળેલી. પણ તે રાજ્યવ્યવસ્થાનો પ્રધાન હેતુ ન હતો. પ્રધાન મંડળને કારભાર સોંપતાં રાજાને પણ નિયમમાં રહેવું

પડે. અને પોતાના અમુક અધિકારો પ્રધાનને વહેંચી આપવા પડે એટલે રાજાની અનિયંત્રિત સત્તા કમી થાય અને તેના ઉપર પ્રધાનોનો અમુક અંકુશ પડે. આવો અંકુશ સ્વીકારવા જેટલા મુસલમાન રાજાઓ ભાગ્યે જ ઉદાર હતા.

એથી ઉલટું, શિવાજીના રાજ્યનો પાયો સૈન્યબળ ઉપર ન હતો; પણ સન ૧૮૫૮ ના મહારાણીના ઢંઢેરા પ્રમાણે પ્રજાની આબાદી ઉપર હતો. શિવાજીનું મૂળથી જ એ ધોરણ હતું. માત્ર પોતાની ઉન્નતિ માટે તેણે એ કૃત્ય કર્યું ન હતું. તેનું પ્રત્યેક પગલું સાર્વજનિક હિત માટે હતું. લોકો તરતોફાન કરે તો કેવળ તલવારના બળથી તેમને દબાવી દેવાનું તેને પસંદ ન હતું, કેમકે તેનો પ્રયત્ન દેશ માટે, પ્રજા માટે અથવા પ્રજાની પ્રત્યેક વ્યક્તિ માટે હતો. મોગલ રાજ્યમાં દરેક પ્રાંત ઉપર એક સખત લશ્કરી અમલ બજાવનાર સુબેદાર, અને એક વસુલાત એકઠું કરનાર દિવાન એવા બે આધકારીઓ રહેતા. પ્રાંતમાં બંડ ન થવા દે અને વસુલાત બરાબર લઈ શકે તેવાને જ તે અધિકારો મળતા. રાજધાનીમાં મુખ્ય પ્રધાન, ઉમરાવ વગેરે હતા, પણ બાદશાહની ઇચ્છાનુસાર તેના સારા નરસા હુકમો પાળવા ઉપરાંત તેમને કશી સત્તા ન હતી. છતાં મુસલામાની સમયમાં મુજમુ, સુરનિશી, ડબિરી વગેરે કામો હતાં. અને તે ઉપરથી જ શિવાજીએ એ શબ્દો પ્રથમ લીધેલા હશે. અને પછીથી પોતાના રાજ્યને હિંદુ સ્વરૂપ આપવા માટે તેણે તેને બદલે સંસ્કૃત શબ્દો યોજ્યા હશે. પણ કથા પુરાણો સાંભળવાનો તેને ઘણો શોખ હતો. અને રાજ્યવ્યવસ્થાને અમુક નિશ્ચિત સ્વરૂપ આપવાની ધારણા થતાં મહાભારત, સ્મૃતિઓ વગેરે ગ્રંથોમાંથી તેમણે આ પ્રાચીન કલ્પના લીધી જણાય છે. રાજ્યવ્યવસ્થાના વિભાગ હોવા જોઇએ, અને એ દરેક વિભાગ માટે જુદા જુદા જવાબદાર માણસો હોવા જોઇએ, તથા લોકોનું સુખ વધે એવી ગોઠવણ હંમેશાં દરેક વ્યવસ્થામાં રહેવી જોઇએઃ આવી કલ્પના શિવાજીને એમાંથી મળેલી. મહાભારત, મનુસ્મૃતિ

વગેરે ગ્રંથોમાં એ વિષય ઉપર વિવેચન પણ અનેક સ્થળે છે. આખું મહાભારત શિવાજીએ અનેક વખત સાંભળેલું અને વિદ્વાન્ ગૃહસ્થો પાસે મહાભારત અને દાસબોધનો અભ્યાસ કરેલો. એ બંને પુસ્તકમાં બતાવેલી વ્યવસ્થા સાથે શિવાજીની વ્યવસ્થા ઘણી મળતી આવે છે. મુસલમાનોમાં તેવી વ્યવસ્થા ન હતી. તેમનામાં હોત તો તે ન હોત એમ નહીં, પણ હતી જ નહીં. અર્થાત્ આ વ્યવસ્થા તેણે પ્રાચીન હિંદુ કલ્પનાના પાયા ઉપર પોતાની બુદ્ધિથી અને મિત્રોની સલાહથી દેશકાળ પ્રમાણે ઘટતો ફેરફાર કરીને ગોઠવેલી.

ગમે તે રીતે પણ એ સંસ્થા ઉત્પન્ન કરીને તેણે રાજ્યનું ઘણું જ હિત કર્યું. રાજાની નિરંકુશતા એથી ઓછી થઇ, અને પરસ્પર ઉપર દાબ રહીને એકંદર કારભાર ઠીક ચાલવાને એથી સરળતા થઈ. આ રીતે એ રાજ્ય એકસત્તાત્મકમાંથી અલ્પજનસત્તાત્મક બની ગયું. અને તે સત્તા પ્રધાનમંડળના વંશજોએ પણ પછીનાં ઘણાં વર્ષો સુધી ભોગવી. એ સંસ્થા કાયમ ચાલુ રહે તેવી પણ ગોઠવણ શિવાજીએ કરેલી અને તેને માટે કેટલાક નિયમો કરેલા, પણ તે પાછળથી બરાબર પળાયા નહીં. એક તો તેણે કોઇપણ પ્રધાનને સ્વતંત્ર જાગીર કે ગિરાસ આપ્યો નહીં, અને બીજું જેની તેની નોકરી વંશપરંપરા ચલાવવી એવું પણ ઠરાવ્યું નહીં. માણસની યોગ્યતા પ્રમાણે તેને કામ સોંપ્યું અને તે યોગ્યતા એ જ અધિકાર મેળવવાનું ઉત્તમ સાધન ઠરાવ્યું. અને તે ધોરણે તેણે પોતાના પ્રધાનો ઘણી વખત બદલી નાખેલા. પણ એ વખતના બધા પ્રધાનો અનેક મુશ્કેલ પ્રસંગોમાંથી પસાર થયેલા હોઇને શિવાજીના ધોરણને સમજનાર હતા, અને તેનું અનુકરણ તેના પુત્રો વગેરે કરતા. એટલે તે વખતે એ રાજ્ય ખરેખરા લાયક પુરુષોના હાથમાં હતું. બીજાં રાજ્યોમાં સર્વ સત્તા લશ્કરના હાથમાં જાય છે, તેવું ન થવા દેવા શિવાજીએ બધા પ્રધાનો લડાયક કેળવણી વાળા ગોઠવ્યા હતા. અર્થાત એકલા સેનાપતિનું મહત્ત્વ ન હતું. મોગલરાજ્યમાં બહુધા સેનાપતિ

જ મુખ્ય હતો એટલે તેના જોર ઉપર શાહજાદાઓએ બંડો કરી બાપને કેદમાં નાખેલા. શિવાજીની વ્યવસ્થામાં તેમ બનવું શક્ય ન હતું. શંભાજીએ બંડ કર્યું પણ તેને મરેઠાઓની મદદ બિલકુલ ન હતી. અને તે રાજા થયા પછી તેણે શિવાજીની વ્યવસ્થા બરાબર જાળવી નહીં, પણ પ્રધાનમંડળે પોતપોતાની ફરજ બરાબર જાળવી રાજ્યનું સંરક્ષણ કર્યું.

શિવાજીના કિલ્લા, લશ્કર, પ્રધાન મંડળ અને બીજી પ્રવૃત્તિના મુખ્ય હેતુ બે હતા. એક પરશત્રુથી રાજ્યનું સંરક્ષણ કરવું અને બીજો રાજ્ય સંવર્ધન કરવું. બીજાં રાજ્યોને માથે સ્વજાતીય શત્રુઓથી સંભાળવાની એક ત્રીજી ફરજ પણ રહે છે. સુભાગ્યે તે ધાસ્તી શિવાજીને ન હતી. કોઈ પણ શત્રુ જ ન હતા. તેણે કિલ્લા બાંધ્યા તે પરકીયોના હુમલા ટાળવા માટે. સ્વજાતિ તરફથી તેને કંઈ ભયનું કારણ જ હતું નહીં. મુસલમાન ઇતિહાસમાં ડગલે ડગલે અને કેટલીક વખતે અંગ્રેજોના ઇતિહાસમાં પણ સ્વજાતીય લોકો તરફથી વખતોવખત બંડ થઈ પ્રજાને અને રાજાને ઘણો ત્રાસ વેઠવો પડયો છે. તેવો બનાવ મરેઠી રાજ્યમાં બન્યો નહીં તેનું કારણ પ્રધાન-મંડળની આ યોજના હતું. પ્રજામાં તે વખતે ઐક્યની ભાવના સારી પ્રસરેલી હતી અને પ્રધાન મંડળને લીધે પ્રજાને એમ લાગતું કે અમુક અર્થમાં આ રાજ્ય લોકસત્તાત્મક જ છે. સહુને દેશસેવા કરવાની સરખી સવડ હતી, અને સહુ સરખો પ્રયત્ન કરે એટલે એકંદરે રાજ્યનું જ શ્રેય થાય. પેશ્વા એ ઉપનામ ગમે તેને મળ્યું હોય છતાં બીજા પ્રધાનોને અને પ્રજા વર્ગને પણ પરાક્રમ કરી યશ મેળવવાની પૂરતી સગવડ હતી. અને તેટલાજ માટે અધિકાર મેળવવાના કજીઆ ન થતાં સ્વજાતિના શત્રુની ધાસ્તીનું કારણ ન હતું. માત્ર પરશત્રુથી રક્ષણ કરવાના એકજ કાર્ય તરફ બધાની એક સરખી પ્રવૃત્તિ હતી. બધું મરેઠી લશ્કર મુસલમાનોની સન્મુખ જ હંમેશાં રહેતું. પ્રજામાં પણ મુસલમાન વર્ગ હતો, અને મુસલમાની રાજ્યો પણ શિવાજી

-ના તાબામાં હતાં, છતાં એક પણ મુસલમાન શિવાજીની સામે ઊઠયો એવું ઉદાહરણ નથી. ઉલટા મુસલમાની રાજ્યના મુસલમાન નોકરો બંડ કરીને શિવાજી પાસે આવેલા અને તેને ઘણા માનથી તેણે સંભાળેલા એવાં ઉદાહરણો છે. એટલું જ નહીં, પણ મુસલમાન પ્રજાને પણ મરેઠી રાજ્ય પોતાનું છે એમ લાગવા માંડેલું. મુસલમાની રાજ્યોમાં વખતોવખત હિંદુઓ તરફથી બંડો થયાં છે, પણ શિવાજીના રાજ્યમાં એક પણ મુસલમાન એની સામે ઊઠયો નથી.

શિવાજીના સ્વભાવમાં નૈસર્ગિક ઉદારતા હતી એટલે તેણે પ્રધાન મંડળને અધિકાર આપી પોતાનો તેટલો આધકાર ઓછો કીધો. વળી તેનો પેશ્વા તેના કરતાં દસગણો પરાક્રમી થાય, અને એ જ ધોરણે બીજા અધિકારીઓ પણ ચાલે, એ તેને ગમતું. બીજાનો તેને મત્સર લાગતો નહીં. જેટલા પોતાના અધિકારીઓ પરાક્રમી, તેટલું પોતાનું રાજ્ય બલાઢ્ય, એમ તેને સદૈવ ભાસતું. મુસલમાની ઇતિહાસમાં ઘણે ઠેકાણે, અને બીજી પ્રજાઓના ઇતિહાસમાં પણ, જોવામાં આવે છે કે કેટલીક વખત રાજાઓ પોતાના અધિકારીઓના પરાક્રમથી જ ડરેલા છે, અને તેનો તેને મત્સર આવી ભય લાગેલો છે, અને તેટલા માટે તેના અધિકારીઓને તેવા રાજાઓએ દાબમાં રાખવાના હંમેશાં પ્રયત્ન કરેલા છે. આવા ધોરણથી રાજ્યને નિઃસત્ત્વ બનાવેલાં છે, તથા પોતે પણ હંમેશાં દુઃખી થયેલા છે.

શિવાજીની વ્યવસ્થામાં તો પ્રત્યેકને દેશસેવા કરવાનો ઉમંગ ચડતો. આપણો રાજા કદરદાન છે અને આપણી કામગિરી નિષ્ફળ જવાની નથી એવી દરેકને ખાત્રી રહેતી. બાપની નોકરી પોતાને કદાપિ ન મળી હોય, છતાં દરેક સરદારના છોકરાને લાગતું કે પરાક્રમ કરીશ તો તેનો બદલો મળ્યા વગર અવશ્ય રહેશે નહીં. ગામ ગિરાસ અપાતાં નહીં, અને નોકરી વંશપરંપરા પણ અપાતી નહીં; છતાં લોકો નોકરી કરવાને સદા સંતુષ્ટ અને તત્પર રહેતા.

સામાન્ય રીતે દરેક રાજ્યમાં લશ્કરી અને દિવાની એવા બે મુખ્ય કારભાર હોય છે. શરૂઆતમાં બહારથી અને અંદરથી શાંતિ જાળવવા લશ્કરી કારભાર મુખ્ય હોય છે, પણ તે પ્રધાન આશય નથી હોતો. પ્રજાના સુખનો આધાર દિવાની કારભાર ઉપર હોય છે. એ લશ્કરી સત્તા જો દિવાની સત્તાના તાબામાં હોય તો પ્રજાની આબાદી વધતી જાય. વિલાયતની હાલની પાર્લામેન્ટ એ દિવાની સત્તા છે. ત્યાં વિશ માણસના પ્રધાનમંડળમાં લશ્કરના માત્ર બે જ પ્રતિનિધિ છે. રોમન રાજ્ય અને મોગલ રાજ્યમાં સત્તા લશ્કરની વિશેષ હતી. સુબાઓ લશ્કરી નીમાતા અને લશ્કરના જોરથી વસુલ લેવાતું, એટલે તેમાં લશ્કરની જરૂર પૂરી પાડયા પછી પ્રજાના સુખનો વિચાર ઘણે ભાગે ઐચ્છિક રીતે થતો. અકબર જેવો રાજા પ્રજા-પાલન માટે ઘણો નામાંકિત હતો, છતાં તેના કારભારનું મુખ્ય સ્વરૂપ લશ્કરી હતું. વિલાયતમાં જેમ નિયમ છે કે જરૂર હોય તેટલું જ લશ્કર રાખવું અને જરૂર હોય તેટલો જ કર નાખવો. તેમ અકબરના વખતમાં નહોતું. શિવાજીના રાજ્યમાં પણ પ્રથમ સ્વરૂપ લશ્કરી હતું,–રાજ્ય સ્થાપનારને શરૂઆતમાં તે સ્વરૂપ રાખવું પડે છે– પણ તેણે વ્યવસ્થા ગોઠવી એટલે લશ્કરી સ્વરૂપ ખસી ગયું. આઠ પ્રધાનમાં એક જ પ્રધાન સેનાપતિ લશ્કરી હતો. બીજા છ પ્રધાનો લશ્કરી કેળવણીવાળા હતા, છતાં તે બધાનું લક્ષ્ય દિવાની હતું, અને શિવાજી પણ તેનેજ પોતાનું મુખ્ય કર્તવ્ય ગણતો.

સ્વસંરક્ષણ કરવામાં રાજ્યની વૃદ્ધિ પણ કરવી પડે છે. છતાં ઘણીવાર તેટલા માટે જ તેવા રાજાઓને મહત્ત્વાકાંક્ષી ગણવામાં આવે છે. શિવાજીને માટે પણ મહારાષ્ટ્રનું રાજ્ય બસ હતું, પણ તેટલું જ રાજ્ય સાચવીને તેનાથી સ્વસ્થ બેસાય તેમ ન હતું. આસપાસના લોકો અને અમલદારોમાં પણ તેનું માન પડવું જોઇએ, અને તેની છાપ પડવી જોઇએ; નહીંતર પોતાના રાજ્યમાં પણ તેનું તેટલું વજન ન રહે. કુરલાના હબશીઓએ બ્રાહ્મણને પકડીને ઠાર માર્યો,

એટલે તેના પર દાબ મૂકવાની જરૂર પડી. વળી તેનો ભાઇ વ્યંકોજી જ્યાં સુધી વિજાપુરનો તાબેદાર હતો, ત્યાં સુધી પણ શિવાજીનું રાજ્ય સ્વતંત્ર કેમ ગણાય? તેટલા માટે શિવાજીને છેક તંજાવર સુધી જઇને વ્યંકોજીને કબજામાં લેવો પડયો. તેમ જ વિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો ઉપર ઔરંગજેબની તરાપ હતી જ. તો પછી તેને શિવાજીએ જ કાં ન જીતી લેવાં? અને જ્યાં સુધી પડોશમાં એ રાજ્યો હતાં, ત્યાં સુધી રોજનો કલેશ હતો જ. એટલા માટે એ રાજ્યોને પણ દબાવવાની તેને જરૂર લાગી. સારાંશ, આ પ્રયત્નો મહત્વાકાંક્ષાના પરિણામે નહોતા થતા, પણ સ્વસંરક્ષણ માટે જ આવશ્યક હતા.

ફ્રેંચ મુસાફર બર્નિયર ઔરંગજેબ પાસે હતો. સન ૧૬૬૭ માં તેણે લખેલું છે કે, "મોગલાઇ રાજ્ય અંદરખાનેથી તદ્દન સળેલું હતું. નાની સરખી યુરોપિયન સેના પણ તેને તરત જ જીતી લે તેવું હતું." સન ૧૬૬૭ માં શિવાજીની માન્યતા પણ એવી જ થયેલી, અને મહારાષ્ટ્ર પુરતો તેનો તેણે લાભ લીધો. ઇ. સ. ૧૭૦૦ માં મનુચી લખે છે કે, "ત્રિશ હજાર યુરોપિયન લશ્કર આવે, તો આ મહાન્ મોગલાઇ રાજ્ય ક્ષણમાત્રમાં જીતાઈ જાય એવી મારી ખાત્રી છે." અને એ કેવળ શકય હતું. અવિશ્વાસને લીધે ઔરંગજેબ વારંવાર અમલદારો બદલતો, અને તેઓ એક બીજાનું કાપતા. શત્રુપક્ષ પાસેથી પૈસા ખાઇને તેઓ ધણીનું બગાડતા. ઔરંગજેબની દુષ્ટ નીતિનું એ કુદરતી પરિણામ હતું. શિવાજી એ સમજતો હતો. એટલે એમના વખતમાં એવું કંઈ પણ બનવા જ ન પામ્યું. રાજારામના વખતમાં મરેઠાઓએ યશ મેળવ્યો. પણ અવિશ્વાસનું પાપ તે વખતે પેઠું હતું. સરદારો વચ્ચે વૈમનસ્ય થયું તેથી રાજ્યને ઘણી હાનિ થઇ, અને શત્રુના પૈસા ખાઇને કર્તવ્ય ન બજાવનારા પણ નીકળ્યા.

શિવાજીએ ઠરાવ્યું હતું કે નોકરી વંશપરંપરા આપવી નહીં, અને નોકરીના બદલામાં જાગીર આપવી નહીં. છતાં શાહુ રાજાએ

પેશ્વાઈ વંશપરંપરાની ઠરાવી અને સરદારો મુલક જીતીને પોતેજ કબજે રાખવા લાગ્યા. તેના પરિણામે રાજ્યને ઘણી હાનિ થઈ.

શિવાજીની રાજનીતિનાં મુખ્ય તત્ત્વો ટૂંકામાં નીચે પ્રમાણે ગણાવી શકાય:—(૧) ડુંગરી કિલ્લાઓની મદદથી દેશનો બંદોબસ્ત રાખવો. (૨) નોકરી વંશપરંપરા ન આપતાં લાયક ઈસમોને આપવી. (૩) લશ્કરી કે કોઈ પણ નોકરીના બદલામાં સ્વતંત્ર જાગીર કે વતન ન આપવું. (૪) પ્રજા પાસેથી લેવાનું મહેસુલ જમીનદારો માર્ફત નહીં, પણ નોકરો માર્ફત ઉઘરાવવું. (૫) ઇજારે કે હરરાજી કરીને પ્રાંતો ન આપવા. (૬) જુદા જુદા ખાતાના સ્વતંત્ર પ્રધાન નીમીને તેની માર્ફત જે તે ખાતાનું કામ લેવું. (૭) રાજ્યકારભારમાં લશ્કરનું મહત્ત્વ વધવા ન દેવું. (૮) બ્રાહ્મણ, મરેઠા અને પ્રભુ ત્રણેને નોકરીમાં રાખીને એકમેકના દાબમાં રાખવા, અને (૯) બધો ખર્ચ કાઢતાં પણ નિયમિત બચાવ હંમેશાં કરવો. આ નીતિ તેની પહેલાંના અને તેની પછીના રાજાઓએ લક્ષમાં રાખી જણાતી નથી.

(૩) **શિવાજીની મુલકી વ્યવસ્થા:**—રૈયતને સુખ આપીને મહેસુલ કેમ વિશેષ મેળવવું, એ શિવાજીને મૂળ દાદાજી કોંડદેવે શીખવેલું. જેમ જેમ રાજ્યનો વિસ્તાર વધતો ગયો, અને સ્થિરતા થતી ગઇ, તેમ તેમ શિવાજી મુલકી વ્યવસ્થા પાકી કરતો ગયો. પહેલાં ભાગ-વટાઇનું ધોરણ હતું અને તે જમીનદાર તથા તલાટી દ્વારા સરકારમાં ભરાતું. શિવાજીએ એ રીવાજ બંધ કર્યો. તેણે જમીનની માપણી કરાવી અને તે ઉપર લેવાનો દર (વિઘોટી) કાયમનો ઠરાવી આપ્યો, તથા તે ઉઘરાવવાને સરકારી નોકર નીમ્યા. પહેલાંના વખતમાં જમીન-દારો સરકારધારો વસુલ કરતા, અને તેથી તેઓ ઇજારદાર જેવા હોઇ રૈયતને ત્રાસ આપતા તથા સરકારને પણ ગણકારતા નહીં. રૈયત પાસેથી તેઓ વધારે પૈસા લેતા, પણ સરકારમાં ભરતા નહીં. આ દોષ દૂર કરવાને શિવાજીએ કમાવિસદાર, મહાલકરી, સુબેદાર વગેરે અધિકારીઓના પગાર ઠરાવ્યા. જમીનની માપણી કરીને તે ખાતે-

દારને નામે ચડાવી દેવી, અને આકાર અમુક આપવાનું ઠરાવીને તે ખાતેદારને હવાલે સોંપી દેવી, એવી તેણે પદ્ધતિ શરૂ કરી. આકાર ઠરાવતાં એકંદર ઉત્પન્નના બે પંચમાંશ કરતાં વધારે કદાપિ લેવું નહીં, એવું ધોરણ રાખ્યું. એટલે ત્રણ પંચમાંશ ઉત્પન્ન ખાતેદારને મળતું. એ ઉપરાંત દુકાળ જેવી કુદરતી આફતના વખતે તગાવી વગેરે આપવામાં આવતું અને તેની વસુલાત હપ્તાથી થતી. એ હપ્તા ચાર પાંચ વર્ષ પહોંચતા.

એ મુલકી અમલદારોને ફોજદારી કામો પણ સોંપાતાં. દિવાની કામો માટે ખાસ ગોઠવણ નહોતી. ગામપંચાયતો કાયમ હતી અને ગામના અંદર અંદરના કજીઆના નિકાલ એ પંચાયતો જે તે ઠેકાણે જ કરતી. વિશેષ પ્રસંગે આસપાસનાં ગામોમાંથી પંચ નીમાતું અને એ પંચનો નિર્ણય અમલમાં લાવવા સરકારી અમલદારો મદદ કરતા. ઇન્સાફ શાસ્ત્રોને અનુસરીને કરવામાં આવતો. કેટલેક ઠેકાણે મુસલમાની રૂઢ રિવાજો પણ રહેવા દીધા હતા.

મુખ્ય પ્રધાનમંડળ પૈકી પંત અમાત્ય અને પંત સચિવ એ બે અધિકારીઓ પાસે જમીન મહેસુલનું તમામ કામ રહેતું. પંત અમાત્ય વસુલ પુરૂં આવ્યું કે કેમ તે જોતા, અને પંત સચિવ બધા દફતર ઉપર દેખરેખ રાખતા. હાલની અંગ્રેજી રાજ્યવ્યવસ્થામાં રેવન્યુ મેમ્બર અને ફિનેન્સ મેમ્બર છે તેવા જ આ અધિકારીઓ હતા. રૈયતના હિતાહિત સાથે એ બેનો વિશેષ અને સીધો સંબંધ હતો.

રાજ્યની આવક અને ખર્ચ ઉપર શિવાજીએ ઘણો અંકુશ રાખેલો અને તેની ગોઠવણમાં તેણે ઘણું ડહાપણ વાપરેલું. તેણે ઠરાવી આપેલું કે, "દરેક મહાલે અમુક બચત તો અવશ્ય કરવી, અને તે બચતને ગમે તેવી અડચણના વખતે પણ હાથ અડાડવો નહીં. દરેક મહાલવાર કેટલી બચત કરવી, તેનો પણ તેણે આંકડો ઠરાવી આપેલો. એ રીતે એકંદર બચત એક લાખ પચિશ હજાર હોનની થતી. એવી જ રીતે ખર્ચનો પણ તેણે આંકડો બાંધી આપ્યો હતો.

એકંદર રાજ્યના મોગલાઇ અને સ્વરાજ્ય એવા બે ભાગ હતા. સ્વરાજ્ય એટલે સંપૂર્ણ રીતે તાબામાં આવેલો પ્રદેશ અને મોગલાઇ એટલે બીજાના તાબામાં રહીને ખંડણી, ચોથ વગેરે આપનારો પ્રદેશ. એકંદર મુલક નીચે પ્રમાણે હતો:—(૧) પુનાની આસપાસની વડિલોપાર્જિત જાગીર. (૨) માવળ પ્રાંત. તેમાં હાલ માવળ, આસવડ, જુન્નર અને ખેડ તાલુકા છે, એમાં ૧૮ ડુંગરી કિલ્લા હતા. (૩) વાઈ, સતારા અને કરાડ પ્રાંત. એમાં ૧૫ કિલ્લા હતા. (૪) પન્નાળા પ્રાંત. તેમાં ૧૩ કિલ્લા હતા. (૫) દક્ષિણ કોકણ. એમાં જલદુર્ગ સાથે ૫૮ કિલ્લા હતા. (૬) ઉત્તર કોકણ. એમાં ૧૨ કિલ્લા હતા. (૭) બાગલાણ એમાં ૬૨ કિલ્લા હતા. (૮) વનગઢ એમાં ૨૨ કિલ્લા હતા, અને સ્વતંત્ર લશ્કર રહેતું. (૯) બેદનુર (મહૈસુર) એમાં ૧૮ કિલ્લા હતા. (૧૦) કર્ણાટક. એમાં પણ ૧૮ કિલ્લા હતા. આટલા પ્રાંતો સ્વરાજ્યમાં ગણાતા. તે ઉપરાંત ખંડણી ભરનારો ઘણો પ્રદેશ હતો. પ્રાંતો ઉપર હાલના કલેકટરના જેવો એકેક સુબેદાર રહેતો. પ્રાંતના બે કે ત્રણ પેટા વિભાગ કરાતા અને તે મહાલ કહેવાતા. દરેક મહાલનું ઉત્પન્ન સરાસરી પોણો લાખથી સવાલાખ હોન હતું. એટલે આખા સ્વરાજ્યમાંથી કુલ ૫૦ લાખ હોન વસુલ આવતું. એ ઉપરાંત ખંડણી અને લૂટની ઉપજ આવતી તે જુદી. સુબેદારનો વાર્ષિક પગાર ૪૦૦ હોન એટલે માસિક પગાર ૧૦૦ રૂપીઆ હતો. એ વખતના પ્રમાણમાં એટલી રકમ ઓછી ન ગણાય.

બીજા કઇ કઇ જાતના કર લેવાતા, તે બરાબર જણાયું નથી. પણ એક પત્ર ઉપરથી સમજાય છે કે નાળિએર તથા સોપારી ઉપર કર હતો. અને મીઠાની ખરીદી કે વેચાણ માટે ખાસ નિયમ કરેલા હતા તથા બહારથી આવતા મીઠા ઉપર જકાત લેવાતી.

સન ૧૬૭૮ માં અન્નાજી દત્ત સચિવ એમના દ્વારા જમીન મહેસુલની પદ્ધતિ શિવાજીએ ગોઠવી. તેને તેણે સૂચવેલું કે, "જમીનનો આકાર નક્કી કરવા માટે એક બ્રાહ્મણ અથવા પ્રભુને કારકુન

તરીકે તમારી સાથે રાખવો અને તમારે મહાલના દરેક ગામે ફરી જમીન તથા પાક નજરે જોઇ દર ઠરાવી આપવો. એ બાબતમાં દેશમુખ, કુલકર્ણી મુકાદમ અને વતનદાર એમને સાથે રાખીને ગામેગામની બધી જમીન જોવી. કેટલી જમીન પાકને લાયક છે તે તપાસવું અને તેમાં મહેનત લેતાં પણ કેટલો પાક ઉતરી શકે તે તપાસીનેજ આકાર નક્કી કરવો. એ રીતે બધાં ગામોની જમાબંદી કરી અમને જણાવવું. અમે તેમાંથી ત્રણ પ્રતિનાં ત્રણ ગામ જોઇશું અને આકારની રજુવાત લઇશું. એ આકાર પછી કાયમનો ગણાશે.''

ખેડુતો ઉપર જમીનના આકાર સિવાય કંઈ કર ન હોતો. વરસાદ ન આવતો તો વસુલની માફી અગાઉથી આપવામાં આવતી. મુલકી વ્યવસ્થામાં લશ્કરી અમલદારને કંઇ અધિકાર નહોતો. દરેક ગામે એક પટેલ અને એક કુલકર્ણી હતા, તથા બે ત્રણ ગામ ઉપર એક કમાવિસદાર રહેતો. તેમના ઉપર એક તરફદાર અથવા તાલુકદાર અથવા મહાલકરી બ્રાહ્મણ કે પ્રભુ જ્ઞાતિનો રહેતો, અને તેની સાથે એક મરેઠો હવાલદાર રહેતો. મહાલકરીનો ઉપરી સુબેદાર હતો. દરેક મહાલની ઉપજ કિલ્લાઓમાં રાખવામાં આવતી. વસુલ ઉઘરાવવામાં દેશમુખ, દેશપાંડે વગેરે જમીનદાર કે વતનદાર લોકોને કાંઈ કામ આપેલું નહોતું. એ કામ પગારદાર નોકરોજ કરતા. એ નોકરોને જાગીર કે ગીરાસ કદાપિ આપવામાં આવતાં નહીં. એટલે એ અધિકારીઓ કદાપિ બંડ ઉઠાવી શકે જ નહીં. મુસલમાની અમલમાં અને અંગ્રેજી રાજ્યમાં પણ તેવા પ્રકાર બનેલા છે તેટલા માટે જ શિવાજીએ દેશમુખ, દેશપાંડે વગેરેને પણ પોતાનો હક્ક રૈયત પાસેથી બારોબાર વસુલ લેવાની સખ્ત મનાઇ કરેલી.

ખાનગી કારભારની પણ વ્યવસ્થા ગોઠવેલી હતી તેમ જ માતુશ્રીને માટે પણ ઘરની ગોઠવણ કરેલી હતી. તેમની તહેનાતમાં હોંશિયાર માણસો તથા બાઇઓ ગોઠવેલી હતી. પહેરા માટેના સિપાઇઓ, પૂજારી, પુરાણી વગેરે પણ નીમેલા હતા. એક દિવાન, એક ચિટ-

નિસ, એક ફડનિસ, અને એક પોતનિસ એટલા અધિકારીઓ તથા તેના કારકુનો તેમની તહેનાતમાં હતા. તેમની સેવામાં કંઇ પણ કમીપણું રાખવામાં આવતું નહીં.

ન્યાયની પદ્ધતિ ઘણી પ્રશંસનીય હતી. ત્વરિત અને સુલભ ન્યાય થોડા ખર્ચમાં જ લોકોને મળતો. પણ તે વિશેનું સ્વતંત્ર વર્ણન હવે પછી આવશે.

તે વખતમાં રસ્તા બહુ નહોતા અને મુશ્કેલ જગાઓમાં ચોરોનો ભય ઘણો હતો. પણ શિવાજીએ તે માટે કડક બંદોબસ્ત રાખેલો હતો. તે ગુન્હા માટે તેણે કેટલાક લોકોને પકડીને શિરચ્છેદ કરેલો. કેટલાકને નોકરીમાં રાખીને તેમને ખેતી કરવા જમીન આપી અને ગઢકરી પાસે તેવા લોકોએ રોજ હાજરી આપવાનું ઠરાવ્યું. ગામમાં ચોરી થાય તો આ લોકોને ભરી દેવી પડતી.

(૪) **શિવાજીના કિલ્લાઓઃ**—શિવાજી કેવળ લડવૈયો, શૂરવીર જ ન હતો. તેની કીર્તિ અમર રાખવા લાયક બીજા પણ ઉમદા ગુણો તેનામાં હતા. તેણે રાજ્યને સ્થિરતા આપવા અનેક મહત્ત્વની તજવીજ કરેલી તે તેની દીર્ઘદૃષ્ટિ અને કુશળતા સૂચવે છે. તેની લશ્કરની વ્યવસ્થા તથા સિપાઇઓને ઉત્તેજન આપવાની કળા, કિલ્લાઓ બાંધીને તથા દરિયા કિનારો સંભાળવા નૌકાસૈન્યની ગોઠવણ કરીને તેણે તદ્દન નવી જ વ્યવસ્થા કરી. આપણે હવે તેનું વર્ણન કરીએ.

આખા મહારાષ્ટ્રમાં, કોકણમાં સમુદ્રકાંઠે ઘાટ ઉપર અને સ્થળે સ્થળે છુટક છુટક પુષ્કળ કિલ્લાઓ છે, તેમાંના ઘણા શિવાજીના વખતના છે. તેની ઉપયોગિતા સમજીને કેટલાક જૂના કિલ્લાઓ તેણે દુરસ્ત કરી મજબુત કર્યા તથા રાયગઢ, પ્રતાપગઢ, સિંધુદુર્ગ વગેરે ઘણા નવીન બાંધ્યા. એ કિલ્લાઓની સમાંતર ત્રણ ચાર શ્રેણિજ થઇ ગઇ છે. એ ઉપરાંત સપાટ પ્રદેશમાં જે મોટાં મોટાં શહેરો છે તેની આસપાસના કોટ એ પણ એક પ્રકારના કિલ્લા જ છે. પાણીમાં બેટ અગર ભૂશિર ઉપર જે કિલ્લા હતા તે 'જંજિરા' અગર 'દુર્ગ'

ગણાતા. ડુંગરી કિલ્લાઓ 'ગઢ' કહેવાતા અને શહેરની આસપાસના તે 'કોટ' કહેવાતા. રાયગઢ, પ્રતાપગઢ, અને પન્નાળા તે ડુંગરી કિલ્લા હતા. સિંધુદુર્ગ, સુવર્ણદુર્ગ વગેરે જંજિરા હતા અને વિજાપુર, સોલાપુર, બદામી વગેરે ઠેકાણે કોટ હતા. કોટનું મહત્ત્વ બહુ ગણાતું નહીં. ગઢ અને જંજિરા ઉપર શિવાજીને બહુ શ્રદ્ધા હતી. આવા લગભગ ત્રણસો કિલ્લા હતા, અને એ કિલ્લાઓથી આખા દેશનું રક્ષણ કરવાની યોજના હતી. વિકટ જગા ઉપર જે ડુંગરી કિલ્લા બાંધવામાં આવતા, અને જવા આવવાનો માર્ગ બંધ કરતાં જ શત્રુનો પ્રવેશ થવો મુશ્કેલ હતો. એ કિલ્લા ઉપર થોડી શિબંદી રાખવામાં આવતી અને તેથી કિલ્લાનું તથા આસપાસના પ્રદેશનું રક્ષણ થતું. કિલ્લા ઉપર અનાજ પાણી, દારૂગોળો, ખજાનો તથા પુરતી સામગ્રી રાખવામાં આવતી તથા લોકોને રહેવા સારૂ સારી સગવડ રહેતી. વર્ષ બે વર્ષ શત્રુનો ઘેરો રહે, તો પણ અંદરનાં માણસોને અડચણ ન થાય અને શત્રુનું કંઇ ન ચાલે. કિલ્લાઓની આવી ગોઠવણ બીજા દેશોમાં જોવામાં આવતી નથી. આ દેશમાં પણ મહારાષ્ટ્ર સિવાય બીજે ક્યાંય નથી. એનું કારણ મહારાષ્ટ્રની કુદરતી રચના અને સગવડવાળી પરિસ્થિતિ છે. તે પરખીને શિવાજીએ તેનો ઉપયોગ કર્યો.

દરેક કિલ્લા ઉપર હવાલદાર રહેતો અને તે સારો વફાદાર તથા પરાક્રમી જોઈને નીમવામાં આવતો. તેના હાથ નીચે રખવાલદારો રહેતા. તે આસપાસની સંભાળ રાખી શત્રુ ઉપર નજર રાખતા. એ ઉપરાંત રામોશી વગેરે ઉપર નજર રાખતા. એ સિવાય રામોશી વગેરેની ચોકીઓ રહેતી. તેમણે શત્રુની બાતમી કિલ્લા ઉપર તાબડતોબ પહોંચાડવી એવી તાકીદ હતી. સંધ્યાકાળે કિલ્લાનો દરવાજો બંધ થતો અને તેને તાળું લાગતું. હવાલદારે રોજ રાતના એક કે બે વખત આવીને બંદોબસ્ત જોઇ જવો એવી તેની ફરજ હતી. દિવસ કરતાં રાતે બંદોબસ્ત કડક રહેતો. બંદોબસ્તમાં જરા પણ ગફલત જણાતાં શિવાજી તરફથી અત્યંત કડક શિક્ષા થતી. કિલ્લા ઉપર ઠેકાણે ઠેકાણે

તોપો ગોઠવી હતી અને તોપખાનાના નિયમ ઘણી કાળજીથી ઠરાવી આપ્યા હતા. તે માટે જોઇતા બળદો, હાથી, સુતાર, લુહાર, ગોલંદાજ વગેરેની પુરતી ગોઠવણ કરી હતી.

દરેક કિલ્લો અને તેની હદનો પ્રદેશ એ વસ્તુતઃ શિવાજીની રાજ્યમાળાનો એક એક મણકો હતો. અને એ મણકાઓથી એણે પોતાની અમૂલ્ય રાજ્યમાળા ગૂંથી હતી. શિવાજીનાં ઘણાં સાહસિક અને અદ્‌ભુત કામો આ કિલ્લાઓના યોગે જ ફતેહમંદ થયેલાં. ઘણાં સ્થળોની લૂટનો માલ આ કિલ્લાઓને પરિણામે સુરક્ષિત રહેલો અને ઘેર આવેલો. સુરત અને ખાનદેશની લૂટ પહોંચાડવામાં બાગલાણ અને નાશિકના કિલ્લા ઘણા ઉપયોગી થયેલા. કિલ્લાઓની બાંધણીમાં શિવાજીએ પુષ્કળ પૈસા વાપરેલા. પાણીની પેઠે એ કામમાં એ પૈસા વાપરતો. અનેક વિકટ અને અણીના પ્રસંગે આ કિલ્લાઓને લીધે બચાવ થયેલો. કેટલાક કિલ્લાઓ બચાવ માટે ઉપયોગી હતા; જ્યારે કેટલાક શત્રુ ઉપર છાપો મારવાને ઉપયોગી હતા. રાયગઢ ઉપર રાજધાની કરી તે ઇરાદાપૂર્વક. ખાલી ઠઠારો બતાવવો હોત તો ખુલ્લા મેદાનના કોઇ મોટા શહેરમાં તે રાજધાની ગોઠવત. કર્ણાટકનો જીંજીગઢ લેવાને તેણે ઘણો જ શ્રમ લીધો. જાણે કે ભવિષ્યના સંકટ વખતે એ ઘણો ઉપયોગી થઇ પડવાનો છે તેનું તેને સ્વપ્ન જ કેમ ન આવ્યું હોય ! સતારા પણ તેટલો જ મજબુત હતો, અને તેથી જ ત્યાં રાજધાની થઇ શકી. એ જ કિલ્લાના યોગે ભવિષ્યમાં મોટાં પરાક્રમો થયાં. એજ પ્રમાણે બીજા અનેક મોટા મોટા કિલ્લાઓને યોગે મરેઠી ઇતિહાસમાં અનેક સ્મરણીય પ્રસંગો બનેલા છે જેની ખરેખરી કલ્પના આપવાને "બાયરન" સરખા કવિની જરૂર છે. સિંહગઢે તાનાજી માલુસરેનું નામ અમર કર્યું છે. જીંજીગઢે મરેઠાઓની ખરી કસોટી કરી છે, અને પ્રતાપગઢનું નામ લેતાં જ આફ્‌ઝુલખાનની હાર યાદ આવે છે ! બાગલાણના સાલ્હેર તથા પટ્ટાને લીધે મરેઠાઓને કેટલું ધન મળ્યું ? રાજાપુરીના જંજિરા ઉપર

સીદીએ જ્યારે ધમાલ કરી મૂકી, ત્યારે શિવાજી કેવો ચોકી ઉઠેલો? ખેલણા ઉપરનું સ્વામીભક્ત બાજી પ્રભુનું પરાક્રમ અને ત્યાંની થર્મોપેલીના જેવી લડાઇ શું કદી ભૂલી શકાય? પુરંદર ઉપરનું દિલીરખાનને નસાડવાનું મુરાર બાજીનું પરાક્રમ પણ ક્યાં વિસરાય તેમ છે? ખરેખર, આ બધાનું યોગ્ય વર્ણન કરવાને કોઈ સમર્થ કવિની કલમની જરૂર છે. અલીબાગ અને માલવણના જંજિરાએ શિવાજીના નૌકાસૈન્યની શરૂઆત હતી. તે જ રીતે શિવનેરી કિલ્લો જેના ઉપર શિવાજીનો જન્મ થયો તે પણ કદી કેમ ભૂલી શકાય?

શિવાજીને આ કિલ્લાઓના અતિશય ખર્ચ માટે કદી કોઇ કહેતું તો તે જવાબ આપતો કે, "ખેડુત જેમ ખેતરની વાડ બાંધીને ખેતીનું રક્ષણ કરે છે, તેમ આ કિલ્લાઓ આપણા રાજ્યની વાડ જેવા છે. જેટલા કિલ્લા મજબુત હશે તેટલું આપણું રાજ્ય મજબુત રહેશે. બધાને અન્ન પાણી મળે, અને શત્રુનો દેશમાં પ્રવેશ ન થાય એ કિલ્લાના યોગે જ બને. ઔરંગઝેબ જેવો શત્રુ આપણા માથા ઉપર છે. ત્રણસો સાઠ કિલ્લાઓ પૈકી દરેક જો એકેક વર્ષ આપણું રક્ષણ કરશે તો ત્રણસો સાઠ વર્ષ સુધી તો શત્રુનું નહીં ફાવે."

દરેક ગઢ ઉપર એક મરેઠો હવાલદાર (ગઢકરી) રહેતો. તેને એક એક બીજો મદદનિશ મરેઠો અમલદાર આપવામાં આવતો, અને તે દરેકને જુદા જુદા બુરજ સંભાળવાનું સોંપેલું. તેના હાથ નીચે બ્રાહ્મણ કારભારી સબનિસ તરીકે અને પ્રભુ કારભારી કારખાનનિસ તરીકે રહેતો. હવાલદારનું કામ કિલ્લો સંભાળવાનું અને બંદોબસ્ત રાખવાનું. સબનિસનું કામ જમાબંદીનું અને આસપાસના પ્રદેશ ઉપર દેખરેખ રાખવાનું, અને કારખાનનિસનું કામ ઘાસ ચારો, અનાજ પાણી, દારૂગોળો વગેરે સામગ્રી પૂરી પાડવાનું હતું. આ પ્રમાણે ત્રણે પ્રકારનાં કામો જુદી જુદી જ્ઞાતિના અમલદારોને સોંપેલા અને તે દરેક બરાબર સંભાળીને પરસ્પર સહાય કરતા. નીચેના પ્રદેશ માટે રામોશી, ચોકીદાર, નાકાદાર વગેરે ગોઠવેલા અને તેઓએ

રાત દિવસ કેવી રીતે કામ કરવું તેના માટે નિયમો બાંધી આપેલા. શિબંદીની સંખ્યા કિલ્લાના મહત્વના પ્રમાણમાં વત્તી ઓછી રહેતી. એ સિવાય કિલ્લાઓ ઉપર કાયમની વસ્તી પણ હતી. સર્વનું રક્ષણ કિલ્લાના યોગે થવાનું હોઇને દરેક કિલ્લો એક સ્વતંત્ર સંસ્થાન જેવો અથવા મહારાજ્યના એક સ્વતંત્ર ભાગ જેવો હતો. શિબંદી બહાર જાય, ત્યારે પણ સબનિસ અને કારખાનનિસ કિલ્લામાં રહીને પોતાની કામગિરી કર્યા કરતા. કેમકે લશ્કરને દારૂગોળો વગેરે અચાનક ગમે ત્યાં મોકલવો પડતો. ગ્રાન્ટ ડફ લખે છે કે, 'આટલી બધી વ્યવસ્થા છતાં એ બધાનો ખર્ચ ઘણો કરકસરથી થતો'. આબાજીપંત તથા આબાજી દત્ત પાસે શિવાજીએ આ બધા કિલ્લાઓની તપાસણી કરાવેલી અને દરેક ઉપર અન્ન સામગ્રી તથા દારૂગોળો પુરતાં છે કે નહીં તેની ચોકશી કરાવેલી.

મોગલાઇમાં મુલકી અને લશ્કરી એમ બે જુદાં જુદાં થાણાં રહેતાં. શિવાજીએ પ્રથમ તેજ પ્રમાણે બે જુદાં જુદાં થાણાં ગોઠવેલાં. પણ સપાટ પ્રદેશનાં મુલકી થાણાં પાછળથી નિરુપયોગી જણાવાથી બંને થાણાં છેક સાથેજ કિલ્લાઓ ઉપર ગોઠવેલાં. રાજધાની પણ તેટલાજ માટે પુનાથી ફેરવી નાખીને રાયગઢ ઉપર કરી. એ રાયગઢ કિલ્લો બરાબર બંધાઇ રહ્યા પછી એક સો હોન અને એક સોનાનું કડું બક્ષિસ આપવાનું ઠરાવીને શિવાજીએ જાહેર કર્યું કે જે કોઇ આ રાયગઢ ઉપર ઠરાવેલા માર્ગ સિવાય બીજે કોઇ માર્ગે હાથમાં નિશાન લઇને ચઢશે અને કિલ્લા ઉપર નિશાન ચઢાવશે તેને આ ઇનામ આપવામાં આવશે. એ સરત એક ઢેડે પુરી કરી અને કિલ્લા ઉપર નિશાન ચડાવ્યું. તેને પછી ઠરાવેલું બક્ષિસ આપ્યું અને એણે લીધેલો રસ્તો પુરાવી દીધો. આ પ્રમાણે કિલ્લા મજબુત કરાવેલા.

કિલ્લાઓ બાંધવામાં કેટલો શ્રમ પડતો અને કેટલો ખર્ચ થતો તેની કલ્પના આવવાને માલવણના સિંધુદુર્ગની થોડી હકીકત

અહીં આપીએ. “ મહારાજની સવારી રાજાપુર આવી ત્યારે સમુદ્ર-કિનારે કિલ્લાની જરૂર સમજાતાં જાતે ફરીને માલવણની જગા પસંદ કરી ખલાસીઓને મોકલી તેનો માર્ગ જોવરાવ્યો. તો માર્ગ કઠણ, સર્પાકારે અને મુશ્કેલીથી એક હોડી ચાલે તેટલો જણાયો. આસપાસ બધે ખડક અને ત્રણ ગાઉ સુધી ઉભું રહેવાય તેવી ક્યાંય સગવડ નહોતી. પછી શુભ મુહૂર્ત જોવરાવી સલાટ પાંચસો તથા લુહાર બસો બોલાવ્યા. લોખંડ બસો ખાંડી લીધું અને તેનાં ઓજારો તૈયાર કરાવ્યાં. પાયા માટે તથા ઇમારત માટે પત્થર કઢાવ્યા. કેટલાક પથરાઓમાં વચ્ચે આરપાર કાણાં પડાવ્યાં, અને પાંચ ખાંડી સીસું ગળાવી પાયો તૈયાર કરાવ્યો. શ્રી ગણેશની તથા સમુદ્રની પૂજા કરીને કામ શરૂ કર્યું. સાકર વહેંચી, બ્રહ્મભોજન કરાવ્યું અને સમુદ્રમાં ૧૦૦ હોન દક્ષિણા અર્પી. વળી વાજાં વગડાવ્યાં તથા સુવર્ણ, શ્રીફળ, વસ્ત્રો વગેરે વહેંચ્યાં. બાંધકામને માટે ત્રણ હજાર કુશળ કારીગરો રોક્યા અને પાંચ હજાર માવળાને ચોકીદાર રાખ્યા. ગોવામાંથી સો હોંશિઆર ફિરંગીઓને પણ બોલાવ્યા. એકંદરે આ કામને માટે એક કરોડ હોન મંજુર કર્યા. બાંધવાની સઘળી યુક્તિ મહારાજે બતાવી અને પાણી પણ ન પેસે એવી રચના કરી. પછી ગોવિંદ વિશ્વનાથ પ્રભુને એ કામ માટે નીમી મહારાજ રાયગઢ આવ્યા. ત્રણ વર્ષે કામ પુરૂં થયું ત્યારે મહારાજે જઈ બધું તપાસી શુભ મુહૂર્ત જોઇ અંદર પ્રવેશ કર્યો. તોપો ફોડી, સાકર વહેંચી તથા કારીગરોને બક્ષિસો આપી. વાસ્તુ કર્યું અને સિંધુદુર્ગ નામ આપ્યું. ”

**(૫) શિવાજીનું લશ્કર.**—શિવાજીનું લશ્કર બે પ્રકારનું હતું. ઘોડેસ્વાર અને પાયદળ. સ્વાર કરતાં પાયદળમાં ભરતી વધારે હતી. દશ માણસો ઉપર એક નાયક, પાંચ નાયક ઉપર એક હવાલદાર, અને બે હવાલદાર ઉપર એક જુમલેદાર તથા આવા દસ જુમલેદાર ઉપર એક હજારી એ પ્રમાણે અમલદારો ગોઠવેલા. આવા પાંચ ‘ એક

હજારી ' ઉપર એક સરનોબત નામે મુખ્ય અધિકારી રહેતો. પાયદળના માણસો માવળા તથા હેટકરી જાતિના હતા. માવળા તે ઘાટમાથા ઉપર રહેનાર અને હેટકરી તે કોંકણના રહેનાર. આ બંને જાત વિકટ જગાએ જવામાં ઘણી કુશળ હતી. ઢાલ, તરવાર, બરછી અને તીરકામઠું એ તેમનાં હથિયારો હતાં અને તે દરેક પોતાને ખર્ચે રાખતા. શરૂઆતમાં તેઓને માત્ર અનાજ આપવામાં આવતું, પણ પછીથી યોગ્યતા પ્રમાણે દરમહા એકથી ત્રણ હોન પગાર અપાતો. જુમલેદારને વર્ષના એકસો હોન, એક હજારીને પાંચસો હોન, અને સરનોબતને અઢી હજાર હોન મળતા. એ ઉપરાંત સરનોબતને પાલખી, અબદાગિરી વગેરે મળતાં.

ઘોડેસ્વારોમાં પચિશ સ્વારો ઉપર એક હવાલદાર, પાંચ હવાલદાર ઉપર એક જુમલેદાર, દશ જુમલેદાર ઉપર એક સુબેદાર અને દશ સુબેદાર ઉપર એક સરનોબત રહેતો. દર પચિશ ઘોડે એક નાળબંધ અને એક ભિસ્તી રહેતો. ઘોડેસ્વારમાં શિલેદાર અને બારગિર એવા બે ભેદ હતા. શિલેદાર એ બેમાં ઉત્તમ ગણાતો અને તે ઘોડો હથિયાર વગેરે ઘરનાં રાખતો. આવા કેટલાક શિલેદારો પાસે હજાર પાંચસો સ્વારો પણ રહેતા. બારગિરો તો ખાસ નોકર જ ગણાતા અને શિવાજીનો તેમના પર બહુ વિશ્વાસ હતો. એમ કહેવાય છે કે શિવાજી પાસે દસબાર હજાર કચ્છી તેમજ અરબી ઘોડા હંમેશાં તૈયાર રહેતા. શિલેદારોને સામાન્ય રીતે દર મહા છ થી બાર હોન અને બારગિરને બેથી પાંચ હોન મળતા. જુમલેદારને વાર્ષિક અઢીસો, સુબેદારને છસો અને સરનોબતને અઢી હજાર હોન મળતા. એ ઉપરાંત સરનોબતને પાલખી, અબદાગિરી વગેરે મળતાં. જુમલેદારથી ઉપરના બધા અધિકારીઓ પાસે બાતમી લાવનારા જાસુસો અને લખનારા કારકુનો રહેતા. બહીજી નાયક આવો જ એક જાસુસ હતો. તે તેના કામમાં એટલો બધો નિપુણ હતો કે શિવાજીની તેના પર ઘણી પ્રીતિ હતી.

લશ્કરને પગાર વખતસર આપવા માટે શિવાજીની ઘણી સખતાઈ હતી. રૈયત પાસેથી રહેલી બાકી લશ્કર બારોબર વસુલ કરી લે એવું કદી થવા દીધેલું નહીં. લશ્કરને કરજ કરવાની પણ મનાઇ હતી. લગ્ન વગેરે પ્રસંગે તેને મદદ આપવાની ગોઠવણ હતી. નવીન સિપાઈને નોકરીમાં દાખલ કરતાં જુના સિપાઇઓમાંથી કોઇને તેની યોગ્ય વર્તણુક માટે જામીન થવું પડતું. એજ રીતે ઉપરના અમલદારો તો ખાસ ભરોંસાના અને ખાનદાન જોઇને જ નીમવામાં આવતા.

દશરાને દિવસે દરબાર ભરીને બધા માણુસની તથા તેના હથિયાર અને સામાનની તપાસ લેવામાં આવતી. ચડાઇ અથવા લૂટ કરવા જતાં બ્રાહ્મણુ, સ્ત્રી, ખેડુત અને ગાયને કોઇ પણુ જાતની ઇજા ન કરવાની તાકીદ હતી. લૂટનો તમામ માલ સરકારમાં બારોબાર ભરાતો. લાવનારાઓને પછીથી તેમાંથી બક્ષિશ મળતી. જો કોઇ તેમાંથી કાંઇ છુપાવે તો તે માટે તેને કડક શિક્ષા થતી. પરાક્રમ કરનારાને પોશાક, ઇલકાબ તથા બક્ષિસો દરબાર ભરીને આપવામાં આવતી. કોઇનું મરણુ થતું તો તેના વારસોને નોકરી વગેરે આપીને પુરો બદલો આપવામાં આવતો. કોઇ પણુ શહેર ઉપર શિવાજી લૂટ માટે જતો, તો તે પૂરેપૂરી લૂટ મેળવતો. કેમકે ગુપ્ત બાતમીથી તે માણુસોને અને સ્થળોને જાણી લેતો. એને જનસ્વભાવની બારીક પરીક્ષા હોવાથી યુક્તિ કરીને માલ કઢાવતો. લોકો માનતા કે દેવીની મદદથી તે બધું જાણે છે. અને તેવી ભીતિથી જ તેનો સુતરનો દોરો પણુ કોઇ સંઘરતું નહીં. ઘોડા, હાથી, ઊંટ, બળદ, ગાય વગેરે જનાવરોની પણુ તેણે બરાબર વ્યવસ્થા ગોઠવી હતી. તેમના ખોરાક રહેઠાણુ વગેરે માટે પણુ નિયમો બાંધી આપેલા. તેના પીલખાનામાં સાડાત્રણુસો હાથી અને દોઢ હજાર ઊંટ હતા, તેમ જ તોપો વગેરે ખેંચવા માટે સંખ્યાબંધ બળદો હતા.

દરીઆસારંગ, ઇબ્રાહીમખાન અને માઇનાક ભંડારી એ ત્રણુ નૌકાસૈન્યના મુખ્ય સરદારો હતા. સમુદ્ર ઉપર પોતાની સત્તા વધા-

રવાની શિવાજીને પ્રબળ ઇચ્છા હતી. અંગ્રેજો કહે છે: “એ જાતે ખલાસી નહોતો. નહીં તો જમીન ઉપર તેણે દિગ્વિજય મેળવ્યો તેવો જ સમુદ્ર ઉપર પણ મેળવત.” સમુદ્રમાં નહાવાનું તેને બહુ જ પસંદ હતું, અને તેટલા માટે તે મુકામ બાગલકોટની ખાડીમાં આવીને રહેતો. સમુદ્ર ઉપર પણ તેણે ઘણાં પરાક્રમો કર્યાં છે. દાભોળ બંદર અને તેની આસપાસનો ઘણો ભાગ તેણે ઔરંગજેબ પાસેથી પડાવી લીધો હતો. વળી પશ્ચિમ કિનારા ઉપર અનેક કિલ્લાઓ રાખવામાં પણ સમુદ્ર ઉપર આધિપત્ય મેળવવાનો તેનો આશય હતો. જંજિરાના શીદી સાથે તેણે સતત લડાઇ ચલાવેલી અને રાયરી, માલવણ, સુવર્ણ-દુર્ગ, વિજયદુર્ગ, વગેરે મજબુત કિલ્લા બાંધીને એ દરેક ઠેકાણે તેણે નૌકાસૈન્ય ગોઠવ્યું હતું. અલીબાગનો કોલાબા નામનો કિલ્લો તેનું મુખ્ય મથક હતું, અને ત્યાં દારૂગોળો વગેરે સાહિત્યો રાખ્યાં હતાં. તેના સૈન્યમાં શરૂઆતમાં ૩૦ થી ૧૫૦ ટનનાં નાનાં મોટાં ૮૫ વહાણો હતાં. તે પછીથી વધીને ૧૬૦ થયેલાં. અંગ્રેજોને એક વાર પોતાનું સામર્થ્ય બતાવવાને શિવાજીએ બધો કાફલો મુંબઇ આણ્યો હતો. દમણ નજીક એક વખત પોર્ટુગીઝોનું એક મોટું વહાણ પકડયું હતું. કારવાર કબજે કર્યું હતું. અને કિનારા ઉપર આવેલા નિવારસી માલ ઉપર તો શિવાજી પોતાનો હક હંમેશાં ગણાવતો. અંગ્રેજોની ભીતીથી તેણે ખાંડેરી બેટ કબજે કરીને ત્યાં પણ એક કાફલો ગોઠવ્યો હતો. પછીથી પ્રખ્યાત થયેલો કાનોજી આંગરે શિવાજીના વખતમાં તૈયાર થયેલો હતો.

(૬) **સમાજ શિક્ષણની સ્થિતિઃ**—દેવસ્થાન માટે તથા વિદ્યાના ઉત્તેજન માટે શિવાજી ઘણા ઉદાર હાથે પૈસા આપતો અને જમીન પણ કહાડી આપતો. અન્નછત્ર વગેરે તેણે ચાલુ રાખ્યાં તથા નવીન પણ શરૂ કર્યાં, અને એ બધાના વહીવટમાં ગરબડ ન થાય તે માટે સખત દેખરેખ રખાવી. દક્ષિણા નામની નવી પદ્ધતિ તેણે દાખલ કરી. તેનો હેતુ પરીક્ષા લઇ પંડિતોને દ્રવ્યની બક્ષિસો આપવાનો

હતો. પરંતુ સાર્વજનિક શિક્ષણનો તે વખતે પ્રચાર નહતો. બધા લોકોને શિક્ષણ મળે, અને એ રીતે આખી પ્રજા કેળવાઇને તૈયાર થાય એ વિચાર શિવાજીને પણ આવેલો નહીં, અને તેની પછીના રાજ્યકર્તાઓને પણ આવ્યો જણાતો નથી. પ્રજાનો ઉદ્ધાર એકલા રાજાના પ્રયત્નથી થાય નહીં, તેને માટે પ્રજાની પણ તૈયારી જોઇએ, અને તે તૈયારી માટે પ્રજાને સાર્વજનિક શિક્ષણ આપવાની વ્યવસ્થા દરેક રાજ્યે કરવી જોઇએ. ખુદ શિવાજી આનું મહત્ત્વ સમજતો, પણ આસપાસની મંડળીનો તેને ટેકો ન હોતો. તેની પછીના રાજાઓએ તો એ વિષય ઉપર લક્ષ જ આપ્યું નથી. એ વખતે લગભગ સો વર્ષ પહેલાંથી યુરોપમાં સાર્વજનિક શિક્ષણ શરૂ હતું. ત્યાં અનેક મોટી વિદ્યાપીઠો હતી અને તેમાં શીખીને અનેક માણસો વિદ્વાન્ બનતા. ભાષા, ગણિત, ભૂગોળ અને નૌકાશાસ્ત્ર ઇત્યાદિ અનેક ઉપયોગી વિષયો ત્યાં શીખવાતા અને પ્રજાનો મોટો ભાગ તેનો લાભ લેતો. આપણે ત્યાં સાર્વજનિક શિક્ષણની તો એવી કશી વ્યવસ્થા ન હોતી અને જે થોડું શિક્ષણ મળતું તે માત્ર અમુક વર્ગને જ મળતું. વળી તેમાં વિવિધ જ્ઞાનનો સમાવેશ ન હોતો. મોટે ભાગે બ્રાહ્મણો જ ભણાવતા અને મુખ્ય વિષય વેદપઠનનો ગણાતો. વૈદિક અને શાસ્ત્રી સિવાયનાને ભણવાની કંઈ જરૂર મનાતી નહીં. વેદપઠન, ગણિત અને થોડું લખવું વાંચવું, એના કરતાં વિશેષ ભણતર તો ભાગ્યેજ કોઇ જાણતું. પ્રત્યક્ષ અનુભવથી ઘણાની બુદ્ધિ સૂક્ષ્મ હતી. છતાં વિદ્યાનો સંસ્કાર તેમાં ન હોતો. એ વખતમાં વિદ્વાન્ નામને યોગ્ય ઘણાં જ થોડાં માણસો હતાં. સાધુવર્ગમાંથી પણ રામદાસ સરખા બે ચાર જ નીકળે. ચિટનિસ વગેરેનો લખવાનો ધંધો હતો એટલે તેમને લખતાં સારૂં આવડતું; પણ તે ઉપરાંત બીજું કંઇ તેમને ભાગ્યેજ આવડતું. જે તે પોતાના ધંધા પુરતું જ જાણતા. પુરાણીઓ અને વૈદિકોને વાંચતાં આવડતું, પણ પોતાની સહી કરવા જેટલું પણ લખવાનું તેમાંના કોઇક જ જાણતા.

શિવાજીના પહેલાં સો વર્ષ અગાઉ સર ટૉમસ મૂર નામનો વિદ્વાન્ ઇંગ્લંડમાં થયો. તેણે શિક્ષણની યોગ્ય દિશા બતાવીને પ્રજાને સજ્ઞાન કરવાનો માર્ગ દર્શાવ્યો. વળી તેની પણ પહેલાં થોડા જ વખત અગાઉ કોલંબસ વગેરેએ ગણિત, ભૂગોળ વગેરે શાસ્ત્રોનો વ્યાવહારિક રીતે અભ્યાસ કરીને અનેક શોધો કરેલી; અને બહારની દુનિયા કેટલી વિસ્તૃત છે તેનું ભાન કરાવેલું. તેજ પ્રમાણે શિવાજીના જન્મ પહેલાં લોર્ડ બેકન થયો. તેણે શાસ્ત્રનું, જ્ઞાનનું અને શિક્ષણનું મહત્ત્વ લોકોને સમજાવ્યું. એને પરિણામે લોકો જાગ્રત થયા, તેમની આંખો ઉઘડી, અને તેમણે વિદ્યા મેળવી શાસ્ત્રીય જ્ઞાનની પ્રગતિ કરી. ધર્મમાં તથા વ્યવહારમાં ચાલતા જુના રિવાજોને માટે તેમણે આગ્રહ છોડી દીધો અને તેમનાં મન સુસંસ્કૃત અને સશકત થયાં. આ પ્રકારનું જ્ઞાન બધા લોકોને આપવાની જરૂર આ દેશમાં કોઈએ સમજાવી નહીં તેનું પરિણામ એ થયું કે બુદ્ધિ સારી હોવા છતાં પણ શાસ્ત્રીય વ્યવહારિક શિક્ષણને અભાવે આપણે અપંગ રહ્યા, અને એ અપંગતા ઉત્તરોત્તર વધતી ચાલી. શિવાજીના વખતમાં પ્રત્યક્ષ અનુભવ ઘણો મળ્યો; પણ વિદ્યાની સહાય તેને ન હોવાથી અપંગતા કાયમ રહી. અનુભવને પરિણામે એક દિશામાં બળ વધ્યું. તદ્દન અપ્રસિદ્ધ અને હલકા ગણાતા માણસોએ મોટાં પરાક્રમો કરી બતાવ્યાં, ભિક્ષુકો મુત્સદ્દી થયા, ખેડુતો સેનાપતિ થયા, અને કારકુનો અમલદારો થયા; પણ શાસ્ત્રીય જ્ઞાનના સાર્વજનિક પ્રચારને અભાવે એ લાંબું ચાલ્યું નહીં. કેમકે પ્રજામાં ખરી શક્તિ લાવનારૂં સાર્વજનિક શિક્ષણ તે વખતે આપણે ત્યાં ન હતું. આવું શિક્ષણ એ રાજ્યનું એક આવશ્યક અંગ જ હોઇને ખરૂં કહીએ તો એ રીતે મરાઠા રાજ્ય હંમેશાં અપંગ રહ્યું. શિવાજીના પહેલાં સો વર્ષ અગાઉ ડચ લોકો સ્પેનની જુલમી સત્તા ફેંકી દઇને સ્વતંત્ર થયા, ત્યારે અને તે પહેલાં પણ તેઓ પોતાના હક્ક સમજતા હતા. કાયદેસર રીતે તેઓ રાજાની સામે થતા અને દરેક બાબતમાં રાજાને અટકા-

વતા. મંડળીઓ મેળવીને તેઓ પ્રયત્ન કરતા અને ગમે તેટલો જુલમ થાય તો પણ સ્વમાન તથા આગ્રહ ન છોડતા.

શિવાજીનો ઘણો વખત તો લડાયક ધમાલમાં જ ગયો એટલે શિક્ષણનો વિચાર કરવાને તેને અવકાશ પણ મળેલો નહીં. વાસ્તવિક રીતે આ વિષય વિદ્વાનો તથા વિચારકોએ ઉપાડી લેવો જોઇતો હતો. એવા લોકો જ પ્રથમ એવી શરૂઆત કરી શકે અને પછી તેને રાજ્યાશ્રય મળે. એટલે શિવાજીના કરતાં તે સમયના વિદ્વાનો ઉપર આ બાબતની જવાબદારી વિશેષ આવે છે. છતાં શિવાજી એ બાબતની જવાબદારી થોડે અંશે પણ સમજતો હતો. શંભાજી તથા રાજારામને તો બિલકુલ શાંતિ જ મળી નહીં. ખરી શાંતતા શાહુના વખતમાં થઇ. હોંશિયાર, પરાક્રમી અને સુજ્ઞ પેશ્વાઓ કારભાર ચલાવતા હતા એટલે ચિંતા કંઇ ન હતી. બીજી બાજુ પાશ્ચાત્ય કુશળ પ્રજાનો સંસર્ગ વધારે થયો હતો, છતાં સાર્વજનિક શિક્ષણનો વિચાર કોઇએ કર્યો જ નહીં ! સમાજ એટલે શું, પ્રજા એટલે શું, અને તેથી ઉન્નતિ કેમ કરવી, વગેરે બાબતનો વિચાર જ કોઇએ કર્યો નહીં. આખા દેશ ઉપર ઝુંડો ઉડાવવાની મહત્ત્વાકાંક્ષામાં પ્રજાના આ શિક્ષણનો વિચાર જ આવ્યો નહીં. સંસ્કૃત વિદ્યાના પુનરુજીવન માટે પણ જો કોઇને કંઇ શાબાશી આપવી ઘટે, તો તે શિવાજીને જ ઘટે છે. કાશી વગેરે સ્થળેથી વિદ્યા મેળવી આવેલા વિદ્વાનોને બક્ષિશો આપવાની પ્રથા તેણે જ શરૂ કરેલી અને એ પાછળ પાંચ લાખ હોનપર્યંત ખર્ચ થતો. અકબર વગેરે મુસલમાન બાદશાહોએ સ્વજાતીય લોકોના શિક્ષણને સારૂ મોટે મોટે ઠેકાણે સાર્વજનિક વિદ્યાલયો સ્થાપ્યાં હતાં; પણ મરાઠા રાજ્યમાં એક પણ વિદ્યાલય નહીં! ઉપર જણાવેલી દક્ષિણાની પ્રથા પણ ઘણે અંશે સંકુચિત અને એકદેશીય હતી. શિવાજીએ સંસ્કૃત તથા મરેઠી એ બંને ભાષા માટે ઘણી કાળજી બતાવેલી. સરકારી બધા લેખો મરાઠીમાં લખાતા. "રાજવ્યવહારકોશ" નામે એક કોશ તૈયાર કરાવીને સર-

કારી લખાણોમાં ફારસી શબ્દો ન વપરાય તેવી ગોઠવણ કરેલી. મરાઠી ભાષા તે વખતે ઘણી પ્રૌઢ હતી. વ્યવહારના ઘણા વિષય તે સાદી, અસરકારક અને બળભરી ભાષામાં દર્શાવી શકતી. હાલમાં તો એને જુદી જુદી ઘણી ભાષાઓ જોડે સંસર્ગ થવાથી તે વિશેષ વ્યાપક અને વિશેષ પ્રૌઢ થઈ છે. એટલે મરાઠી ભાષા ઉપર શિવાજી-નો મોટો ઉપકાર છે. ફારશીનો ઉપયોગ બંધ કરીને સંસ્કૃત સાથે તેનો સંબંધ જોડતાં જ તેમાં ઘણો વેગ આવ્યો અને રાજ્યની જેમ વૃદ્ધિ થતી ગઈ તેમ ભાષાની પણ વૃદ્ધિ થતી ચાલી. દેશની બીજી ભાષાઓ જોડે પણ તેનો સંસર્ગ થતો ચાલ્યો, અને તેનું સ્વરૂપ વિસ્તૃત થતું ગયું. અનેક વિષયો ઉપર ચર્ચા ચલાવવાનું તેનામાં સામર્થ્ય આવ્યું અને લેખકો તથા કવિઓએ રાજ્યાશ્રયથી ઘણું સાહિત્ય ઉભું કર્યું. આ બધું પરિણામ એકલા શિવાજીના પ્રયત્નને આભારી છે; કેમકે તે પછીના કોઇ રાજાએ એ વિષય ઉપર લક્ષ જ આપ્યું નથી. લડાઈઓમાં તેમને વખત જ મળ્યો નહીં એ સાચું, પણ શિવાજીને પણ ક્યાં થોડી લડાઇઓ લડવી પડી હતી ?

શિવાજીએ સ્વરાજ્ય સ્થાપ્યું એટલે લોકોમાં રાષ્ટ્રીય ભાવના ઘણી પ્રબળ થઇ હતી એમ ઘણાનું માનવું છે; અને એ રીતની પ્રશંસા પણ કરવામાં આવે છે. પણ એ રાષ્ટ્રીયતાનું માપ જાણવાને કાંઇ સાધન નથી. માત્ર અનુમાન ઉપરથી જ કહી શકાય. તે વખતના ઘણા કાગળો વાંચીએ, સામાજિક, ઔદ્યોગિક વગેરે સ્થિતિ સમજીએ, અને આપણા તથા બીજા લોકોના તે સમયના અભિપ્રાયો જાણીએ, તો નિષ્પક્ષપાત મત બાંધી શકીએ. એ રીતે વિચાર કરતાં જણાય છે કે જે પ્રકારની રાષ્ટ્રીય ભાવના પાશ્ચાત્ય દેશોમાં છે, તેવી ખરી ભાવના શિવાજીના પહેલાં, શિવાજીના સમયમાં અને શિવાજીની પછી પણ મહારાષ્ટ્રમાં ઉત્પન્ન થઈ નથી. રાષ્ટ્રીય ભાવના એટલે દેશભક્તિ. 'આપણે બધા એક સમાજના ઘટક ( અવયવ ) છીએ, આ દેશ આપણો છે, અને તેનું રક્ષણ કરવું એ આપણી દરેકની

ફર જ છે.' એવી સમજ મહારાષ્ટ્રમાં પૂર્વે પણ ન હતી અને આજ પણ ઘણા ભાગે નથી. ખુદ શિવાજીમાં એ ભાવના ઉત્કટ હતી અને એ ભાવનાના જોરે તે ગમે તેવા સંકટમાં પણ સૌની આગળ થઇને પડતો. સાચા દેશભકતને જાતના સુખની પરવા હોતી નથી. પોતાને હાથે કંઇપણ દેશસેવા થાય, એમાં જ તે નેલ્સનની પેઠે સ્વર્ગસુખ ગણે. આવા પુરુષને સંકટ કે ભય લાગે નહીં. એવો પુરુષ એક શિવાજી માત્ર હતો. અને તેના સહવાસથી ઘણાં માણસો તે વખતે તૈયાર થએલાં. તેનો દેશપ્રેમ જોઇને રામદાસસ્વામીને પ્રેમની ભરતી આવતી. સ્વામીએ એ પ્રેમનો પ્રચાર કરવા ઘણો પરિશ્રમ કર્યો; પણ તેનું પરિણામ લાંબો વખત ચાલ્યું નહીં. મોટા મોટા મરાઠા સરદારો જેવી રીતે શિવાજીના પહેલાંના વખતમાં મુસલમાન રાજાઓની નોકરી કરીને વતનો મેળવવા આતુર હતા; તેવી જ રીતે શિવાજીની પછીના વખતમાં પણ હજારો લોકો ઔરંગઝેબ પાસે સ્વાર્થ સાધવાને ગયેલા. બહુ લાંબે વખતે તો એ પ્રવાહનો કંઇ પાર જ રહ્યો નહીં. પણ શિવાજીની એ અસર વધારેમાં વધારે પંદર વિશ વર્ષ જ રહી. રાજારામના વખતમાં માણસોને આપણા પક્ષમાં રાખવાને ઘણી યુક્તિઓ કરવી પડી હતી. એટલે ખરૂં કહીએ તો સ્વાર્થ અને મતલબ એ મહારાષ્ટ્રીઓનો હાલની પેઠે જ તે વખતે પણ મુખ્ય હેતુ હતો. જે રીતે મતલબ સધાય તે રીતે જ તેઓ વર્તે. ભલે દેશનું કે પ્રજાનું ગમે તેટલું નુકશાન થઇ જાય ! શિવાજીના પ્રયત્નમાં સામેલ થવાથી તેમની મતલબ સારી સધાતી હતી, માટેજ તેઓ શિવાજી તરફ વળેલા. એ જ મતલબ પાર પાડવાને રાજારામને પણ મદદ કરી અને ઔરંગઝેબ જોડે લડાઇ કરી. પેશ્વાઇનો વિસ્તાર પણ એ જ મતલબની સાધનામાં થયો.

શિવાજીના વખતમાં શિક્ષણનું એક અંગ એવું સારૂં હતું કે જેવું આજ પણ નથી. પ્રત્યક્ષ અનુભવની મદદ જ્યાં સુધી પુસ્તકી વિદ્યાને મળતી નથી, ત્યાં સુધી તે વિદ્યા નિષ્ફળ રહે છે. એટલું જ

નહીં, પણ અનુભવની કિમ્મત એકલી વિદ્યા કરતાં વિશેષ છે. હાલનાં બાંધકામો કેવાં તકલેદી થાય છે તે આપણે જોઇએ છીએ. પણ શિવાજીના વખતનાં બાંધકામો જોતાં જ આપણે ચકિત થઇ જઇએ છીએ. તે આજ બસો વર્ષથી કુદરતી આઘાતો વેઠતાં છતાં પણ જેવાં ને તેવાં જ રહ્યાં છે. એટલું જ નહીં, પણ તેને તોડવાનો પ્રયત્ન કરવા છતાં તે તૂટતાં નથી ! એ બાબતની ખરી પરીક્ષા માટે તો માણુસે કેટલાક કિલ્લા જાતે જોવા જોઇએ. અર્થાત્ યુદ્ધકળા અને તેમાં જોઇતાં સાધનો તૈયાર કરીને તેનો ઉપયોગ કરવો, દરેક પ્રકારનાં પત્થરનાં કે બીજાં બાંધકામ, વસુલની વ્યવસ્થા, રાજ્યનો બંદોબસ્ત, હુન્નર તથા કળાકૌશલ્ય અને અધ્યાત્મ વિદ્યા આ વિષયોમાં શિવાજીનો તે વખતનો સમાજ પ્રત્યક્ષ અનુભવના શિક્ષણથી તૈયાર થએલો હતો. આ અનુભવની જોડે જો શાસ્ત્રીય શોધનું બળ મળ્યું હોત, તો આપણો સમાજ ઇતર વિકાસસંપન્ન સમાજ સાથે પણ અવશ્ય ટકી રહેત.

(૭) **બજાજી નિંબાળકરની શુદ્ધિઃ**—ફલટણના બજાજી નિંબાલકરને વિજાપુરના આદિલશાહે પકડીને અટકમાં રાખ્યો અને જણાવ્યું કે ' મુસલમાન થાય તો છોડું અને બીજી જાગીર પણ આપું. ' બજાજીને એ પસંદ નહોતું, પણ ચારસો વર્ષનો ગિરાસ શાહે જપ્તીમાં લીધો, એટલે લાચારીથી તેણે મુસલમાન થવાનું સ્વીકાર્યું. પરંતુ વિશેષ લાભ મેળવી લેવાના હેતુથી તેણે શાહની દીકરીની માગણી કરી. એ માગણી શાહે સ્વીકારી. તેની દીકરીએ પણ તે માટે પ્રયત્ન કરેલો. નિંબાળકર જેવા સરદારો રાજ્યના આધારસ્તંભ હતા. એટલે તેને દીકરી આપવામાં શાહની કાંઇ મહત્તા ઘટતી નહોતી. વળી નિંબાળકરનો શિવાજી સાથે કુટુંબસંબંધ હતો. તે સંબંધ મુસલમાન થયા પછી ન રહે એ કુદરતી હતું, અને તેમાં શાહને લાભ હતો. આથી તેને દીકરી આપી અને ગિરાસ માટે નવી સનંદ કરી આપી.

આ રીતે બજાજી મુસલમાન થયો, પણ તે તેને ગમ્યું નહીં. વિજાપુરથી દેશમાં પાછા આવતાં તેને બહુ અડચણ પડવા માંડી. તેણે પોતાની ઇચ્છા માતુશ્રી જિજાબાઇને કહી. જિજાબાઇને બહુ ખરાબ લાગ્યું. તેની સાથે જૂનો કુટુંબસંબંધ, શાહજી તથા શિવાજીના ઉપર એ કુટુંબના ઘણા ઉપકાર, અને આવો એક પ્રમુખ સરદાર આપણા પક્ષમાંથી જાય, એથી તો સ્વરાજ્યસિદ્ધિને પણ હાનિ થાય. એથી તેણે આગેવાન થઈ સમસ્ત મરાઠા મંડળ બોલાવી, આમાંબજાજીનો કંઈ દોષ નથી, આપત્કાળને લીધે તેને મુસલમાન થવું પડ્યું છે, એમ જણાવી શાસ્ત્રાધારે તેને શુદ્ધિ આપવાનું ઠરાવ્યું. એટલું જ નહીં, પણ પછીથી પણ નિંબાળકરની કોઈ ચર્ચા ન કરે તેટલા માટે શિવાજીની પુત્રી સખુબાઈ બજાજીના પુત્ર મહાદજી વેરે આપી. (ઇ. સ. ૧૬૫૭).

આ બનાવમાં વિચાર કરવા જેવી ઘણી વાતો છે. નિંબાળકર જેવો શ્રેષ્ઠ સરદાર મુસલમાન થતાં તેને તેના જાતભાઇઓએ જ સ્વધર્મમાં પાછો લીધો. અને એવાં બીજાં પણ ઉદાહરણો છે. એ ઉપરથી એમ સમજાય છે કે અઢીસો વર્ષ પહેલાંનો તે વખતનો આપણો સમાજ આજના જેવો અનુદાર ન હતો. વળી જિજાબાઇ જેવી એક ધર્મનિષ્ઠ બાઇ એ બાબતમાં આગેવાન થઇ. નિંબાલકર પરધર્મમાં રહે તો આપણા સમાજને હાનિ થાય, એમ માનીને જિજાબાઇએ તેનેમાત્ર પ્રાયશ્ચિત અપાવ્યું, એટલું જ નહીં, પણ દીકરી સુદ્ધાં અપાવી. સ્ત્રીઓ પણ જ્યારે સમાજોન્નતિ માટે આમ તૈયાર થાય, ત્યારે તે સમાજનો ભાગ્યોદય ગણાય. નિંબાળકરનું કુટુંબ એટલે પોતાના ભોસલે કુટુંબની લાયકીનું કુટુંબ, એ એ રીતે મુસલમાન બની રહે, તો રાષ્ટ્રને મોટી હાનિ થાય એમ જિજાબાઇને લાગેલું. એ બે કુટુંબનો સંબંધ પછીથી પણ છેવટ સુધી તેવો જ રહ્યો. શિવાજીની પહેલી સ્ત્રી સઇબાઈ એ કુટુંબની જ હતી અને પાછી દીકરી એ કુટુંબમાં આપી. મહાદજી નિંબાળકર શિવાજીના

લશ્કરમાં પ્રમુખ સરદાર થયા અને તેણે શંભાજીને ઘણી જ મદદ આપી. શંભાજીનો વધ કર્યા પછી ઔરંગઝેબે મહાદજી તથા સખુબાઇને ગ્વાલિયરના કિલ્લા ઉપર કેદ રાખેલાં, અને ત્યાં જ તે બંને મરણ પામ્યાં.

(૮) **શિવાજીના સહાયકો**—શિવાજીને મદદ કરનારા પુરુષોની હકીકત આગળ જે તે ઠેકાણે આપેલી છે. અષ્ટ પ્રધાનની પણ વિશેષ વિગત અગાઉ જણાવેલી છે. એ સિવાય, એમના મહાન્ કાર્યમાં જે અનેક માણસો ઉપયોગી થયેલાં, તેમનાં નામ પણ પુરેપુરાં આજે જાણવામાં નથી. બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ અને બીજી ઘણી જાતિના માણસો કામમાં આવેલાં છે. તેમાંના જેની વિગત અગાઉ આવેલી નથી, તેની હવે આપીએ છીએઃ–

**બાલાજી આવજી**:—પેશ્વા મોરોપંત અને સેનાપતિ પ્રતાપરાવ ગુજરના જેટલો જ, અથવા તેના કરતાં વધારે બાલાજી આવજી ચિટનિસ ઉપયોગી હતો. બત્રિશ વર્ષથી તે શિવાજીનો લેખક હોવાથી તે કેવળ તેનું અંતઃકરણ હતો. શિવાજી તેને અષ્ટ પ્રધાનમાં ગોઠવતા હતા, પણ તેણે ના પાડી ચિટનિસનું પદ કાયમનું માગી લીધું, અને તે તેણે વંશપરંપરા ભોગવ્યું.

બ્રાહ્મણ કરતાં પ્રભુ ઉપર તેને વિશ્વાસ વધારે હતો. ગાંગાભટ્ટે શિવાજીને વૈદિક સંસ્કાર કરાવ્યો તેટલા માટે બ્રાહ્મણોએ ગાંગાભટ્ટનો બહિષ્કાર કર્યો. ત્યારથી શિવાજીએ હુકમ કર્યો કે "બ્રાહ્મણ ધર્મગુરુ હોઈને વંદ્ય છે, એટલે તેની પાસેથી નોકરી લેવી એ અધર્મ છે. માટે દેવપૂજા સિવાયની કોઈ નોકરી બ્રાહ્મણને આપવી નહીં." એ ઉપરથી બધા બ્રાહ્મણની જગાએ પ્રભુને દાખલ કર્યા. મોરોપંતે તે પરથી મહારાજને જણાવ્યું કે 'પ્રભુ ઉપર એટલો બધો વિશ્વાસ મૂકવાથી રાજ્યને હાનિ થશે.' ત્યારે મહારાજે જવાબ આપ્યો કે, "પ્રભુ જાતિ સર્વથા વિશ્વાસપાત્ર છે. શીદી જેવા મુસલમાને પણ પ્રભુનો વિશ્વાસ કરી રાજપુરી તેને હવાલે સોંપેલું છે. અને મારી

ખાત્રી છે કે પ્રભુ નોકરી બજાવતાં પ્રસંગે પ્રાણ પણ આપશે."

**મૌની સ્વામીઃ**—કોકણમાં શિવાજીની સત્તા જમાવવામાં **પાટ**-ગામના **મૌની** સ્વામી અને રત્નાગિરિના **બાબા યાકુબ** ઘણા ઉપયોગી થયેલા. એ બંને ઉપર શિવાજીની ઘણી માયા હતી. **મૌની** સ્વામીની સત્તા **ગોવાથી રાજપુરી** સુધી અને **બાબા યાકુબ**ની સત્તા **રાજપુરીથી દાભોળ** સુધી હતી. એ બંનેને આપેલાં ઇનામો તેમના વંશમાં અદ્યાપિ ચાલુ છે.

એ સિવાય બાલપણના સોબતી **યેસજી** કંક, **તાનાજી** માલુ-સરે **અને બાજી** પાસલકરનાં નામો પ્રસિદ્ધ છે. **તાનાજી**નું તો **સિં**હગઢનું પરાક્રમ ઇતિહાસમાં ચિરસ્મરણીય છે. **યેસજી** કંક પાયદળમાં સરનોબત હતો. તેણે તથા તેના પુત્ર કૃષ્ણાજીએ લડાઈમાં ઘણાં પરાક્રમ કર્યાં. **શંભાજી**એ તેને બે હજાર હોનની બક્ષિસ આપેલી.

મરાઠાઓમાં પણ અસંખ્ય પુરુષો આગળ આવેલા. **શિવાજી**ની તાલીમ લીધેલા ઘણા પુરુષો પછીના વખતમાં બહુ ઉપયોગી નીવડેલા. આખા મરાઠી રાજ્યમાં પછીથી પણ જે જે પુરુષો પરાક્રમી નિવડયા તે બધાની મૂળ કેળવણી ઘણા ભાગે **શિવાજી**ના વખતની હતી. ખેદની વાત છે કે એ બધા પુરુષોની વિગત આજે ઉપલબ્ધ નથી. **ચાકણનો ફિરંગોજી નરસોળે, જાવળી** લેવામાં મદદ કરનાર **શંભાજી કાળજી, અને ઘોડેસ્વારનો** પહેલો **અધિપતિ નેતાજી પાલકર** વગેરે પ્રસિદ્ધ પુરુષોનાં માત્ર નામજ આપણે જાણીએ છીએ.

**શિવાજી** પાસે નવીન તૈયાર થનારી મંડળી પણ મોટી હતી. તેમાંના કેટલાક પુરુષો પછીના વખતમાં પ્રસિદ્ધ થયા. તુકોજી કાનોજી **આંગરે, સંતાજી ઘોરપડે, ધનાજી** જાદવ, **ખંડેરાવ દાભાડે, પર**-સોજી **ભોંસલે**, વગેરે **શિવાજી**ની તાલીમ પામ્યા હતા અને પછીથી પ્રસિદ્ધિ પામ્યા. **પરસોજી** ઘણી વખત **શિવાજી**ની જોડે રહેતો.

મરાઠા ઇતિહાસમાં લગભગ સો નામો ગણાવેલાં છે. પૈકી **અર્ધાં બ્રાહ્મણ અને** પ્રભુ તથા બાકીના મરાઠા અને માવળા હતા. એ

બધા શિવાજીના રાજ્યના ખરા આધારસ્તંભ હતા. એવા શૂરવીર અને પરાક્રમી પુરુષોની મદદ હતી તેથી જ સ્વરાજ્ય સ્થાપનાનું મહાભારત કામ થઇ શક્યું. શિવાજીના આ બધા અનુયાયીઓમાં એક મોટો ગુણ એ જણાય છે કે તેમાંનો કોઇ પણ કર્તવ્યભ્રષ્ટ થયેલો નહીં, એક પણ બેવફા નીકળ્યો નહીં, અને સ્વામીની આજ્ઞા થતાં કોઈએ પણ પ્રાણ અર્પી દેવાને પાછી પાની કરી નહીં. દરેકે પોતાનું કર્તવ્ય ઉત્કૃષ્ટ રીતે બજાવ્યું. શિવાજી ઉપર તેમની અત્યંત પ્રીતિ હતી અને શિવાજીની પોતા પ્રત્યેની મમતા એજ પોતાના ગમે તેટલા શ્રમનો પણ પુરેપુરો બદલો એમ તેઓ સમજતા. શિવાજીની ગેરહાજરીમાં મરાઠા રાજ્યનો ઘણો મુલક મોગલો લઈ ગયા; પણ મરાઠાઓમાં આવેલું તેજ, પાણી અને ઐક્ય તેમનાથી લઈ શકાયું નહીં. પછીના વખતમાં તેને લીધેજ મરાઠાનું રાજ્ય ટકી રહ્યું. મહાન્ કાર્યો કોઈ પણ એકલા હાથે પાર પડી શકતાં નથી. તેમાં અનેક માણસોની મદદ જોઇએ, અને તે ચાલુ રાખવાને અનેક માણસો કેળવીને તૈયાર કરવાં જોઇએ. શિવાજીએ દૂર દૃષ્ટિ વાપરીને એ તૈયારી કરેલી; તેને પરિણામે એટલા બધા માણસો તૈયાર થયા કે જેણે મરાઠા રાજ્ય ટકાવી રાખ્યું.

પૂર્વના મોટા રાજાઓ પાસે કવિ કિંવા ભાટ રહેતા તે પ્રમાણે શિવાજી પાસે પણ કેટલાક માણસો હતા. તેમાં ભૂષણ કવિનું નામ પ્રખ્યાત છે. એ પ્રથમ છત્રસાલ રાજા પાસે હતો. સન ૧૬૬૪ માં તે શિવાજી પાસે આવ્યો. દેશનાં ઘણાં રાજ્યોની સ્થિતિ તથા વ્યવસ્થા તે જાણતો હતો. તેણે "શિવરાજ—ભૂષણકાવ્ય" નામે ગ્રંથ લખ્યો છે અને તેમાં શિવાજીનાં પરાક્રમોનું રસિક વર્ણન આપ્યું છે. એ ગ્રંથ રાજ્યાભિષેકની અગાઉ પૂરો થયો. શિવાજીએ તેને પુષ્કળ દ્રવ્ય આપેલું.

શિવાજીને ઉપયોગી થયેલા જેટલા માણસોનાં નામ આજે આપણે જાણીએ છીએ, તેના કરતાં ખરેખર તો ઘણા વધારે માણસો

એ કાર્યને માટે ભોગ આપેલા છે. ખેદની વાત છે કે આજે આપણે તેમનાં નામ પણ જાણતા નથી. કોઈ ધન માટે, કોઈ કીર્તિ માટે, તો કોઇ કંઈ કંઇ હેતુને માટે એકઠા થયેલા. અલબત્ત કેવળ દેશહિત માટે આવેલા એવા તો કોઇક જ. એવા નિઃસ્વાર્થ સ્વદેશાભિમાની માણસો જેમ વધતા જાય, તેમ દેશની ઉન્નતિ વહેલી થાય.

સ્વરાજ્યસિદ્ધિનું આ કાર્ય સાધવામાં અનેક માણસોએ અત્યંત પરિશ્રમ લાંબા વખત સુધી લીધેલો છે. શિવાજીનો ઉત્સવ ઉજવવામાં એ માણસોના ગુણ અને પરાક્રમોનું સ્મરણ કરવાનો આપણો આશય છે.

દેશો જીતવાનું માન શિવાજીના સરદારોને વહેંચી આપીએ તો રાઘો બલ્લાળે કોકણ પ્રાંત, અન્નાજી દત્તે દક્ષિણ પ્રાંત, મોરોપંત પિંગળે અને પ્રતાપરાવ ગુજરે ઉત્તર પ્રાંત, તથા રઘુનાથરાવ હનમંતે અને હંબીરરાવ મોહિતેએ કર્ણાટક પ્રાંત જીત્યા એમ સામાન્ય રીતે કહી શકાય.

**(૯) શિવાજી અને રામદાસસ્વામીઃ—** શિવાજીના સહાયકોમાં રામદાસ સ્વામીની ગણના મુખ્યત્વે કરવી જોઇએ. રામદાસ સ્વામી તેના ગુરૂ હતા, એટલે કે તેના મનના અને આત્માના સંરક્ષક હતા. અર્થાત્ તેની સહાયતા સૌથી વધારે કિમ્મતી હતી. તે સંબંધી સામાન્ય વિવેચન પૂર્વે આપેલું છે. અહીં તેની કેટલીક વિશેષ હકીકત આપીએ છીએ. એ હકીકત બાલાજી આવજીના હાથની એક સનંદ રામદાસી મઠોને ઉત્પન્ન આપવા સંબંધની શિવાજીના વખતની મળી આવેલી છે તે પરથી લીધી છે. એટલે તેના ખરાપણા માટે શંકા લેવાનું કારણ નથી. મહારાજ તેમાં જણાવે છે કે, “મારા પર કૃપા કરીને મને સનાથ કર્યો. આપે મને આજ્ઞા કરી કે તમારો મુખ્ય ધર્મ રાજ્યસ્થાપના, ધર્મસ્થાપના, દેવ તથા બ્રાહ્મણોની સેવા અને પ્રજાનું પાલન એ રીતે તમે પરમાર્થ સાધશો અને જે ધારણા કરશો તે સિદ્ધ થશે. એ પ્રમાણે મેં ઉદ્યોગ કર્યો, અને તે આપના આશિર્વાદ-

થી સફળ થયો. મેં રાજ્ય આપના ચરણે ધર્યું, અને સેવામાં રાખવા માગણી કરી. ત્યારે પણ આપે આજ્ઞા કરી કે પ્રથમ જણાવ્યું છે તે જ તમારો ધર્મ છે અને તેમાં જ ખરી સેવા છે. ત્યારે આપનાં વારંવાર દર્શન થાય તે માટે નજીકમાં મઠ સ્થાપવા અને સંપ્રદાય રૂપે ભક્તમંડળ સ્થાપવા મેં માગણી કરી. તે પરથી ચાફળીમાં શ્રીની સ્થાપના થઇ અને શિષ્ય વર્ગ વધતો ગયો. એ ચાફળીના મઠને સારૂ તથા બીજા મઠોને સારૂ કાંઇ ઉત્પન્ન બાંધી આપવા મેં વિનંતિ કરી. ત્યારે આજ્ઞા થઇ કે એવી ઉપાધિ શા માટે? છતાં તમારી મરજી છે તો જે તે જગાને માટે ખપ પુરતી ગોઠવણ કરી આપો. પછીથી જેમ જેમ સંપ્રદાયનો અને રાજ્યનો વિસ્તાર વધતો જશે, તેમ તેમ ઘટિત તે થશે." આ આજ્ઞાને અનુસરીને શિવાજીએ જુદા જુદા મઠોને ઉત્પન્ન બાંધી આપ્યાં હતાં.

શિવાજી અત્યંત ધર્મિષ્ઠ હતો અને સંતપુરુષો ઉપર તેને ઘણી શ્રદ્ધા હતી. સંકટના અને અધર્મના પ્રસંગે તેનું ચિત્ત વ્યગ્ર થતું. ઘણી વખત વિરાગ આવી જતો અને આ ખટપટ ન જોઇએ એમ તેને લાગતું. તેને દેવીનાં દર્શન થતાં અને બાગલાણમાં તથા કર્ણાટકમાં તેને સંતપુરુષોની પણ ભેટ થયેલી. જે જે ઠેકાણે તે જતો ત્યાં જો કોઇ પણ સંતપુરુષનો પત્તો તેને લાગે તો તે અવશ્ય તેની પાસે જાય. અને તેની પાસેથી માહિતી, ઉપદેશ વગેરે ઘણી આસ્થાથી ગ્રહણ કરે. મનુચી લખે છે કે, "જયસિંગને મળવા શિવાજી આવેલો ત્યારે તેણે યુરોપિયન રાષ્ટ્રોની મને ઘણી જ માહિતી પૂછેલી." શ્રી મલ્લિકાર્જુનમાં તો તે દેહભાન ભૂલીને ભજનમાં લાગી ગયેલો.

રામદાસ સંતપુરુષ હોવાની સાથે અત્યંત નિસ્પૃહ હતા. નિવૃત્તિ માર્ગમાંથી લોકોને તેણે સંસાર માર્ગમાં કેમ વાળ્યા તે આગળ જણાવેલું છે. બીજા સાધુ સંતો કરતાં તેનો ઉપદેશ અત્યંત જુદોજ હતો, અને સંતમંડળીને તે અનુકૂળ ન હોતો. આ પુરૂષની શિવાજી-

એ ખાસ સંગતિ કરી અને મુશ્કેલીને પ્રસંગે તેની પાસેથી મનને શાંતિ તથા સમાધાન મેળવ્યું. માત્ર સત્સંગ કરવા સિવાય રામદાસે પ્રત્યક્ષ રાજકાજમાં કંઇ માથું મારેલું નહીં. "કરો છો તે જ પ્રવૃત્તિ કર્યા કરો. તમારા જેવા ક્ષત્રીઓએ રાજ્યજ ચલાવવું જોઇએ. રાજ્ય છોડીને અમારા જેવા સાધુને નાદે તમારે લાગવું ન જોઇએ." એ પ્રમાણે શિવાજીને વારંવાર રામદાસ કહેતા. અર્થાત્ રામદાસે શિવાજીના મનનું સંરક્ષણ કર્યું. તેની આકાંક્ષા કાયમ રાખી અને તેને કર્તવ્યવિમુખ થવા દીધો નહીં.

શિવાજીએ જણાવેલું છે કે, "મારા પર કૃપા કરીને મને સનાથ કર્યો." એ પરથી સમજાય છે કે કોઈ અત્યંત અડચણને પ્રસંગે તેને નિરાધાર–દુઃખદ સ્થિતિમાંથી રામદાસે છોડવ્યો હશે. તેની વિરાગવૃત્તિ પણ રામદાસે દૂર કરી અને શીખવ્યું કે તમે ઉદ્યોગ કરો, પરમેશ્વર તે સફળ કરશે. અને એ પ્રમાણે શિવાજીનો ઉદ્યોગ સફળ થયો. ફરી શિવાજીએ રાજ્ય અર્પણ કરીને છુટા થવાની ઇચ્છા દર્શાવી ત્યારે પણ રામદાસે કર્તવ્ય કરવાની જ આજ્ઞા આપી. વારંવાર દર્શન થાય તેટલા માટે રામદાસને પછીથી સજ્જનગઢ ઉપર લાવવામાં આવ્યા, અને ત્યાંના ઉત્સવો માટે અષ્ટ પ્રધાનોને કામગિરી વહેંચી આપી. એ કામગિરી મરાઠા રાજ્યના આખર સુધી તે પ્રમાણે ચાલુ રહી. સજ્જનગઢ એ નામ પરથી પણ રામદાસ માટેની પૂજ્યતા વ્યકત થાય છે. મઠોના ઉત્પન્ન માટે મોટી જાગીર આપવાની શિવાજીની ધારણા હતી, પણ રામદાસે સગવડ પ્રમાણે જ અને ખપ પુરતું જ આપવા આજ્ઞા કરી. આ પરથી તેની નિસ્સ્પૃહતા જણાઇ આવે છે.

બધા દેશોમાં અને બધે સમયે નીતિ શિખવનાર સત્પુરુષનો પ્રજાને ઘણો ઉપયોગ હોય છે. અને જે વખતે પ્રજાનો ઉદ્ધાર કરનાર કોઇ મહાપુરુષ પાકે છે, તે વખતે આવા સત્પુરુષની તેને હંમેશાં મદદ મળે છે. એ સત્પુરુષોનો આશય કેવળ લોકકલ્યાણનો જ હોય

છે; પોતાની કીર્તિ વધારવાની તેને જરા પણ પરવા હોતી નથી. દેશના મોટા માણસો આવા સત્પુરુષોને પોતાના ગુરુ કરે છે. એ રિવાજ યુરોપમાં પણ જણાય છે. એજ રીતે રામદાસ એ શિવાજીના ગુરુ હતા. રામદાસે નીતિમત્તા, દેશાભિમાન, પરસ્પર વિશ્વાસ અને રાજનિષ્ઠાના પાઠો લોકોને શીખવ્યા. તેણે મહારાષ્ટ્ર ધર્મ એટલે મરાઠાઓના કર્તવ્યનો ઉપદેશ કરીને તે પ્રમાણે આચરણ કરતાં શીખવ્યું. દરેક ગામની બહાર હનુમાનનું દેવાલય બાંધીને ત્યાં શારીરિક તથા માનસિક શક્તિ કેળવવાની યોજના કરી. જે અગિયાર મઠ તેણે સ્થાપ્યા, તે અગિયારે મરાઠાઓની ભર વસ્તીમાં આવેલા છે, અને તે મઠોમાં દરેક લોકે આવીને કર્તવ્ય શીખી લેવાની તેની યોજના હતી. આ કારણથી રામદાસની આ પ્રવૃત્તિ શિવાજીની રચનાને પોષક બની: એક બીજા સિવાય પંગુ રહેત. ગમે તે કામ લો, પણ જીવની પરવા ન કરતાં તથા જાતનું હિત ન જોતાં તે કાળજીથી પાર પાડો: આવો ઉપદેશ રામદાસસ્વામીનો હતો. અને એ ઉપદેશ શિવાજીના સહાયકોમાં બરાબર ઉતર્યો હતો. રામના નામથી કામ કરવાં, અને તે રામને અર્પણ કરવાં આવી ભાવનાથી શિવાજી, શંભાજી અને રાજારામના વખતમાં સહાયકોએ કામ કરેલાં. શંભાજીએ નાલાયકી બતાવી, છતાં સહાયકોએ કામગિરી પડતી મૂકી નહીં તેમ રિસાઇ ગયા નહીં. એથી જ રાજ્યનો બચાવ થયો. પછીથી એ ભાવના નષ્ટ થઇ એટલે અધઃપાત થયો.

સિવાય, રામદાસનું કર્તવ્ય "દાસબોધ" ઉપરથી સમજાય છે. "ઇશ્વરે તમને પ્રેરણા કરી " એમ રામદાસ શિવાજીને કહે છે, 'મેં અમુક સમજાવ્યું, એમ નથી કહેતા. અર્થાત્ રામદાસનું કામ નીતિવિષયક જ હતું. શિવાજી તેને વખતોવખત મળવા ઇચ્છતો, અને ગમે તેટલાં સંકટ વેઠીને પણ મળતો. પણ રામદાસે તેને મળવાની કદી પણ ઉત્કંઠા બતાવી નથી. શિવાજીએ રાજ્ય અર્પણ કરવા છતાં તેનો તેણે સ્વીકાર ન કર્યો, અને મઠો માટે મોકલાવેલી

અન્ન સામગ્રીનો પણ સ્વીકાર ન કર્યો. એ બધું તેમની નિઃસ્વાર્થ વૃત્તિ બતાવે છે. મરાઠા રાજ્યનો ભગવો ઝુંડો એ રામદાસ સ્વામીના ગુરુત્વનો અને નિઃસ્વાર્થ વૃત્તિનો નિદર્શક છે. "સમર્થ" એવું વિશેષણ તેને તે વખતે આપવામાં આવેલું નહીં, પણ એ સત્પુરુષની યોગ્યતા પિછાણીને પાછળથી લોકોએ એ ઉપનામ તેમને આપ્યું. શિવાજી તો તેમને ગોસ્વામી અગર સ્વામી જ કહેતા.

શિવાજીની પછીથી લગભગ બે વર્ષે રામદાસસ્વામીનું મરણ થયું. શંભાજીનો કલહ તેના જાણવામાં આવતાં તેણે એક ઉપદેશ રૂપ પત્ર લખેલો. તેમાં શિવાજીને પગલે ચાલવા ભાર દઇને જણાવેલું.

રામદાસસ્વામીએ આ બધા મઠોનો કારભાર મહાબળેશ્વરના રહીશ દિવાકર ભટને સોંપેલો હતો. તે વિદ્વાન્, નિસ્પૃહ અને કર્તવ્ય-દક્ષ હતો. તેણે શંભાજી તથા રાજારામના વખત સુધી એ મઠોનો કારભાર ઘણી દક્ષતાથી ચલાવી તેની કીર્તિ જાળવી રાખી. સ્વામીનું તેજ નષ્ટ થતાં મઠોનું રાષ્ટ્રીય સ્વરૂપ પણ લુપ્ત થઇ ગયું.

**(૧૦) શિવાજીની લૂટઃ**—શિવાજી લૂટારો હતો એમ ગણાવીને કેટલાક તેની યોગ્યતા ઘણી કમી ગણે છે. આપણે મરાઠાઓના લૂટારાપણા વિષે અન્યત્ર વિચાર કરવાનો છે. હાલ તો શિવાજીના લૂટારાપણાનો અર્થ સમજીએ. 'લૂટ' એ શબ્દના બે અર્થ થાય છે. એક એવો કે લોકો અસાવધ હોય ત્યારે તેના પર અચાનક જઇને છાપો મારવો, બૈરાં છોકરાંને મારહાણ કરીને દ્રવ્ય તથા માલ કઢાવવો અને તોડી ફોડીને કે બાળી જાળીને પણ માલ આંચકી લેવો. બીજો એ કે એકંદર પ્રજાના કલ્યાણાર્થે રાજ્ય સ્થાપનાના કામ સારૂ જોઇતો ખર્ચ પુરો કરવા ખુલ્લી રીતે મુલકમાં ફરવું, અને સર્વની પાસેથી જેની તેની શક્તિ પ્રમાણે કર ઉઘરાવવો, અગર શાંત ઉપચારોથી વસુલ કરવો. આ એક પ્રકારની રાજ્યસ્થાપનાની ઝોળી જ ગણાય. એ ઝોળી શિવાજી સ્વદેશમાં ચારે બાજુ ફેરવતો હતો. અને એમાં ભિક્ષા આપવાની દરેકને જરૂર હતી. ઝોળી ખાલી પાછી ફરે

તો શિવાજીનો ભય ખરો. 'લૂટ' શબ્દનો આ બીજો અર્થ હાલ પ્રચારમાં નથી. પણ જો કોઇ પણ રીતે શિવાજીને લૂટારો કહેવો જ હોય તો તે આ બીજા અર્થમાં કહી શકાય. પૈસા લેવા એ પરિણામ તો બંને પ્રકારમાં છે; ફરક માત્ર પદ્ધતિમાં છે. યશવંતરાવ હોલ્કર, હૈદર, પિંઢારા વગેરે લોકો પહેલા પ્રકારમાં આવે. ખાફીખાન જણાવે છે કે, "શિવાજી પુષ્કળ સંપત્તિ લૂટી લાવતો. પણ તેનો એવો નિયમ હતો કે મુલ્લાં કે કુરાનને હાથ અડાડવો નહીં, સ્ત્રી જાતિની આબરૂ લેવી નહીં. કુરાનનું પુસ્તક લૂટમાં આવી જતું તો તે ઘણા માનથી મુસલમાનને આપી દેતો. કોઇપણ માણસ પકડાય તો તેના તરફ ઘણી કાળજી રાખવામાં આવતી, અને તેને કંઇજ ત્રાસ આપવામાં આવતો નહીં. લૂટ માટેના તેના નિયમો એટલા સખત હતા કે લૂટની પાઇએ પાઇ દરેકને સરકારમાં ભરી આપવી પડતી." કોઈ પણ શહેર ઉપર જઈ તે ત્યાંના શ્રીમંત લોકો પાસે જેની તેની લાયકી પ્રમાણે રકમ માગતો અને વસુલ કરતો. સ્વરાજ્ય સ્થાપના માટેનો એ એક જાતનોકર જ હતો. પણ જ્યાં સુધી રાજ્યસ્થાપના થઇ નહતી, ત્યાં સુધી એને કર એવું નામ મળેલું નહતું અને તેને ન્યાયનું સ્વરૂપ પણ નહોતું. રાજ્યસ્થાપના થઇ કે તરત જ શિવાજીએ લૂટનો માર્ગ બંધ કરીને સીધો કરનો માર્ગ લીધો.

હરકોઇ રાજ્યસંસ્થાપકને આવા પ્રસંગો આવ્યા વગર રહેતા નથી. રાજ્યસ્થાપના માટે જે લડાઇઓ કરવી પડે છે, એ લડાઇઓમાં ખર્ચ ઘણો લાગે છે, અને તે ખર્ચ કોઇ પણ રીતે લોકોને જ ભરવો પડે છે, પછી તેને લૂટ, ઝોળી, કર, દંડ કે ભિક્ષા ગમે તે નામ આપો. સીઝરે અને સિકંદરે જીતેલા મુલકમાંથી અપાર સંપત્તિ સ્વદેશમાં આણેલી એ સૌ જાણે છે. શિવાજીને લૂટારો અથવા ધાડપાડુ એવું વિશેષણ મુસલમાન લેખકોએ આપ્યું અને અંગ્રેજ લેખકોએ માત્ર તેનો વાચ્યાર્થ લીધો. મુસલમાનો પાસેથી જ તેણે દેશને છોડાવ્યો, એટલે તેમને તો તે લૂટારો, ધાડપાડુ અગર બંડખોર લાગે જ. વળી

જ્યાં સુધી રાજ્યસ્થાપના ન થાય, ત્યાં સુધી આવા માણસો બંડખોર જ ગણાય.

શિવાજીની લૂટના સંબંધમાં બીજો એક મહત્ત્વનો મુદ્દો પણ કોઈએ લક્ષમાં લીધો નથી. એણે લૂટ કરી ખરી,પણ તે હંમેશાં શત્રુના મુલકમાં જ કરી; અને તે પણ લડાઇ ચાલુ હતી ત્યારે કરી. સુરત, હુબલી, જાલના, જુન્નર વગેરે શહેરોની લૂટ તેણે મોગલો તથા વિજાપુરવાળા સાથે લડાઇ ચાલતી હતી ત્યારે કરી. વળી એ લૂટમાં પણ તેણે ગામડાંની ખેતીવાડી બગાડી નથી કે સામાન્ય રૈયતને ત્રાસ આપ્યો નથી. માત્ર ધનાઢ્ય શહેરો અને તેમાં પણ પૈસાદાર ગૃહસ્થો તથા શત્રુના ખજાના અને લશ્કરને માટે જોઇતો સામાન તેણે લૂટ્યો છે. સ્વરાજ્યના પ્રદેશમાં તેણે કદી પણ લૂટ કરી નથી. એટલું જ નહીં, પણ સ્વરાજ્યમાં શત્રુએ કરેલી લૂટ ભરી દેવાની તે પોતાની જવાબદારી ગણતો. આવી ચાલુ લડાઈ વખતે લૂટ કરવાનું તો પાશ્ચાત્યોનું પણ ધોરણ છે. શત્રુને કમજોર બનાવવાનું એ પણ એક સાધન છે. પિંઢારા કે હૈદરના જેવો શિવાજી ધાડપાડુ નહોતો જ. ધાડપાડુ અને રાજ્યસંસ્થાપક એ બેના હેતુ ભિન્ન જ હોય છે. પહેલો નીચ હોય છે જ્યારે બીજો ઉદાત્ત હોય છે, લૂટ વખતે સ્ત્રીઓને અડવું નહીં, નાનાં બાળકોને, વૃદ્ધોને કે શરણે આવેલાંને મારવાં નહીં, કોઇને પણ વિનાકારણ દુઃખ આપવું નહીં, દેવસ્થાનો તથા સાધુસંત કે ફકીરોને લૂટવા નહીં. આ બધા નિયમો તેની ઉદાત્તતા સૂચવે છે. લૂટમાં ગાયોને કદી પકડતા નહીં, બળદો પણ ખપ પુરતા જ લેવામાં આવતા, અને લૂટના બધા નિયમો સખતાઈથી પળાતા. શહેરમાં શાહુકારો પાસે કયે કયે ઠેકાણે પૈસા છે તેની બાતમી અગાઉથી મેળવાતી, અને પછી લશ્કર શહેરને ચોતરફ ઘેરીને પડતું. ત્યાં શાહુકારોને બોલાવવામાં આવતા અને શહેરની શક્તિ પ્રમાણે અમુક રકમ બધાએ મળીને આપી દેવાની માગણી થતી. જો એ પ્રમાણે રકમ આવી જાય તો લશ્કર ઉપડી જતું, અને ન આવે

તો શાહુકારોને તથા આગેવાનોને પકડી લાવતા. કેટલાક લોકો ઘણા શ્રીમાન્ હોવા છતાં હાથ અડાવવા ન દેતા તેવાઓને ઘણો ત્રાસ પણ વેઠવો પડેલો. આ રીતે મળેલી સંપત્તિની વિગતવાર યાદી તૈયાર કરીને સરનોબત સરકારી ચોપડામાં જમા કરાવતો. એ પ્રસંગે કામગિરીના પ્રમાણમાં સરનોબતને તથા તેના માણસોને બક્ષિસો મળતી. કામગિરી ઉપર જતી વખતે સૌના અંગની જડતી લેવામાં આવતી, અને પાછા આવતી વખતે પણ જડતી લેવામાં આવતી. જો કાંઇપણ જણુસ કોઇની પાસેથી વધારાની મળતી તો તે સરકારમાં જમે થતી. કામગિરી બજાવતાં કોઇનું મરણ થતું કે કોઇ જખમી થતું, તો તેને ને તેનાં કુટુંબીઓને સરકારમાંથી વર્ષાસન બાંધી આપવામાં આવતું. આ રીતની શિવાજીની લૂટ હતી અને તે પણ રાજ્યસ્થાપનાના પહેલાં જ હતી. પછી તો તે તેણે બંધ કરી અને ખુલ્લી રીતે ચોથ અથવા સરદેશમુખી લેવા માંડી, અને તે બદલ રીતસર લેખી પાવતી આપવા માંડી. એટલે ફરીથી રૈયતને બીજો કોઇ ત્રાસ ન આપે.

શંભાજી ગાદી ઉપર આવ્યો, ત્યારે રાજ્યના ખજાનામાં રોકડ સિલક તથા જવાહિર કેટલું હતું તેની વિગતવાર નોંધ તેણે કરાવેલી છે. તે ઉપરથી જણાય છે કે મુખ્ય ખજાનામાં પાંચ લાખ હોન રોકડ સિલક હતી અને જુદા જુદા કિલ્લા ઉપરના ખજાનામાંની ત્રિશ લાખ હોન મળીને એકંદર સિલક ૩૫ લાખ હોન એટલે એક કરોડ રૂપિયા કરતાં વધારે નહોતી. તે ઉપરાંત જવાહિર, હીરા, માણેક, મોતી વગેરે હતું તથા દાગીના પણ હતા. તેમજ તાંબું, લોખંડ, સીસું તથા તરવારો, બખ્તરો વગેરે પણ ઘણાં હતાં. બંદુકનો દારૂ બે લાખ ખાંડી હતો. કાપડમાં જુદી જુદી જાતનું ઉંચું તથા હલકું કાપડ હતું તથા લખવાના કાગળો હતા. સુગંધી તેલ, અગરબતી, કેસર, જાયફળ, ખારેક, ખજુર, બદામ વગેરે વસ્તુઓ પણ ઘણી હતી. ધાન્યના કોઠારમાં બધા પ્રકારનું ધાન્ય મુબલક હતું. મધ, હિંગળો, અબરખ, હરતાળ વગેરે ચીજો પણ હતી. સંસાર વ્યવહારમાં જોઇતી લગભગ બધી જણુસો

હતી. રૂ સાત હજાર ખાંડી, છત્રીઓ બાર હજાર, પાલખીઓ ત્રણ હજાર અને જુદી જુદી જાતના ઘોડા ત્રિશ હજાર હતા. હાથી પાંચસો, ઊંટ ત્રણ હજાર, અને ગાય બળદ ૭ હજાર, વગેરે જનાવરો પણ ઘણાં હતાં. ગુલામ ગણાતા પુરુષો પણ એક હજાર અને સ્ત્રીઓ છસો હતી. એક સામાન્ય માણસે સ્વરાજ્ય સ્થાપવાનો પ્રયાસ કરતાં પોતાની ટુંકી જીંદગીમાં કેટલી કમાણી કરી તે આ ઉપરથી સહેજે જણાઈ આવે છે. પરંતુ આ બધી તો ઐહિક સંપત્તિ હતી. તેની ખરેખરી કમાણી તો ગ્રાન્ટ ડફ જણાવે છે તે હતી. એ લખે છે કે, "શિવાજીએ મુલક લઇ લીધો તથા સંપત્તિ લઇ લીધી તે મુસલમાનોને બહુ બાધક લાગ્યું નથી, પણ તેણે રાજ્યવ્યવસ્થાનું જે ધોરણ ઘડી આપ્યું તથા લોકોમાં જે આકાંક્ષા ઉત્પન્ન કરી તે મુસલમાનોને બાધક નીવડી."

**(૧૧) જાગીરો સંબંધી શિવાજીનો** કટાક્ષઃ—યુરોપમાં મૂળ એવો રિવાજ હતો કે સઘળી જમીન મોટા મોટા લોકોને વહેંચી આપતા, અને તેના બદલામાં એ લોકો લડાઇના પ્રસંગે લડાયક માણસો લઇને હાજર થતા. આ રિવાજને "ફ્યુડલ સીસ્ટમ" કહે છે. પણ જમીનદારો તેના પરિણામે બલાઢ્ય અને માથાભારે થઈ પડયા, અને તેમણે કિલ્લા વગેરે બાંધીને પોતાની મજબુતી પણ કરી લીધી. એ પદ્ધતિને ટાળવાને રાજાઓના પ્રયાસ આજ ઘણાં વર્ષથી શરૂ છે. લગભગ એવી જ પદ્ધતિ હિંદુસ્તાનમાં પણ પૂર્વે હતી. મોગલાઈમાં પાંચ હજાર અને દશ હજારના મનસબદાર હતા તે આવા જ જમીનદાર હતા. તેમની પાસે મોટી મોટી જાગીરો હતી અને જબરાં લશ્કર હતાં. એટલે ફાવે તે વખતે તેઓ બંડ કરીને સ્વતંત્ર થઇ બેસતા અને બાદશાહને પણ ગણકારતા નહીં અને મોગલ શાહજાદાઓ આવાજ જાગીરદારોના આશ્રયે બાદશાહો વિરુદ્ધ ઊઠતા. શિવાજીને આ બધું વિદિત હતું. તે પોતે પણ જાગીરદારનોજ દીકરો હતો, અને તેના બાપની પ્રવૃત્તિ પણ તેણે જોયેલી હતી. મોગલો

તથા વિજાપુરના શાહ સામે જાગીરદારો કેવાં તોફાન ઉઠાવતા હતા એ તેણે જોયું હતું. મોરે વગેરે જાગીરદારોને તેણે હરાવ્યા પણ હતા. કિલ્લાઓને આશરે તેઓ સુગમતાથી બંડ કરી શકતા. માવળા અને દેશમુખ પણ આવાજ જાગીરદાર હતા. એટલે શિવાજીએ પ્રારંભથી જ નક્કી કરી મૂક્યું હતું કે રાજ્યવ્યવસ્થા જો બરાબર જાળવવી હોય તો કોઇને જાગીરદાર બનાવવા નહીં, અને હોય તેને રહેવા દેવા નહીં; અને એજ પ્રમાણે તેણે અમલ કર્યો. તેણે કોઇને નવી જાગીરો આપી નહીં અને હતી તે પણ ખાલસા કરી. દરેકનો તેણે નોકરીના પ્રમાણમાં પગાર ઠરાવ્યો અને વખતસર જેને તેને તે બરાબર મળી જાય એવી વ્યવસ્થા કરી. બ્રાહ્મણોના અગ્રહાર પણ તેણે બંધ કર્યા. બ્રાહ્મણ એ ધર્મગુરુ કહેવાય અને તે રાજાનું અભીષ્ટચિંતન કર્યા કરે તેટલા માટે તેને ગામ કે જમીનો આપવાનો ઘણા વખતથી વહીવટ હતો તેને અગ્રહાર કહેતા. આવા અગ્રહારો બંધ કર્યા, એટલે ધર્મની બાબતમાં હાથ ઘાલવા જેવું થયું. શિવાજી ગોબ્રાહ્મણ પ્રતિપાલક કહેવાતો, છતાં તેણે બ્રાહ્મણોના અગ્રહાર તોડયા. તે ઉપર જણવ્યા પ્રમાણે સ્વરાજ્યના શ્રેયને માટે જ. જાગીરદારોએ બંધાવેલા વાડા, કોટ, કિલ્લા વગેરે પણ તેણે પડાવી નાખ્યા. અને જાગીરદારોની પેઠેજ પટેલ, કુલકર્ણી, દેશપાંડે વગેરેના પણ પગાર બાંધી આપ્યા.

વાસ્તવિક રીતે શિવાજીએ આમ કરવામાં અગાધ ડહાપણ વાપરેલું. પણ તે પદ્ધતિ રાજારામના વખતમાં અનિવાર્ય કારણોને લઇને બદલવી પડી. ફરી એ કારણો દૂર થતાં શિવાજીનોજ વહીવટ પકડવો જોઇતો હતો. પણ તે કમનસીબે સૂઝયો નહીં અને પરિણામ આવવું જોઇએ તેજ આવ્યું. કેટલાક લોકો એ પદ્ધતિ માટે શિવાજીના સલાહકારોને દોષ આપે છે, પણ તે વાસ્તવિક નથી. એ પદ્ધતિ શિવાજીએ જાતેજ કોઈની પણ સલાહ લીધા વગર પોતાનાજ અનુભવથી ઠરાવી હતી. એ સંબંધી વિશેષ વિવેચન અગાઠી આવવાનું છે.

વતન સંબંધે પછીના વખતમાં ઘણી તકરારો થઈ. તેમાંનાં કેટલાંક વતનો તો મુસલમાની રાજ્ય સમયનાં અથવા તેની પણ પહેલાનાં હતાં. મુસલમાન રાજાઓએ આવાં વતનો બંધ કરેલાં નહીં અથવા કેટલાંક નવીન પણ આપેલાં. કેમકે તેઓ જણાતા હતા કે પ્રજાને પક્ષમાં લેવાનો એ એક સરસ ઉપાય છે, અને એ રીતે તેઓ લોકપ્રિય પણ થયેલા. આવાં વતનો દેવસ્થાનો વગેરે માટે પણ અપાયેલાં હતાં, અને તે પણ મુસલમાન રાજાઓએ ચાલુ રાખેલાં. સ્વરાજ્ય સ્થાપન થયું, છતાં પણ આ વતનદારો તકરારનો પ્રસંગ આવતાં મુસલમાન રાજાઓના વખતની જૂની સનંદો રજુ કરતા. સ્વરાજ્ય પછી એ સનંદોનો જો કે કાંઇ જ અર્થ હતો નહીં, છતાં મુસલમાની સત્તાએ તેમનામાં એટલાં મૂળ નાખ્યાં હતાં, કે આ મૂળ ઉખેડી નાખવાની શિવાજીને જરૂર લાગી; અને તે પદ્ધતિનાં નુકસાન તો તેણે જોયાં હતાં. એટલે તેણે આવાં વતનો પણ તોડી નાખ્યાં. એ સંબંધી પણ વિશેષ હકીકત આગળ આવવાની છે.

**(૧૨) શિવાજીની તુલના**—શિવાજીની કામગિરી આપણે જોઇ ગયા. હવે એ કામગિરીની બીજા તેના જેવા પુરુષો સાથે તુલના કરીએ. એવી તુલના કરવાથી કંઈ તેની કિમ્મત વધતી નથી, પરંતુ જેઓ તેને ઓળખતા ન હોય, તેઓ તેમની ઓળખાણવાળા બીજા કોઇની સાથે સરખામણી કરતાં વિશેષ સ્પષ્ટતાથી તેને સમજી શકે. વળી પ્રથ્વી ઉપર થઇ ગયેલા અનેક મહાપુરુષોની માળા બધાને એક સરખા માપથી માપીને સન્મુખ મૂકીએ, તો દરેકના ગુણભેદ સરળતાથી ખ્યાલમાં આવે. પરંતુ એ હંમેશાં ધ્યાનમાં રાખવાનું છે કે આ પૃથ્વી ઉપર જેમ કોઈ પણ બે વ્યકિત સર્વાંશે સરખી હોતી નથી, તેમ બે મહાપુરુષ પણ સર્વાંશે સરખા હોઇ શકે નહીં. ઉલટું, આવી તુલનાઓમાં એકના ગુણ દોષ બીજાના ઉપર આરોપાવાનો સંભવ છે. આપણે તે માટે સાવચેત રહેવું જોઈએ.

પાશ્ચાત્ય ગ્રંથકારો શિવાજીની તુલના હૈદર કે યશવંતરાવ હોલ્કર કે પિંઢારા સરદારો જોડે કરે છે. તેઓ આ દેશની પ્રજા ન

હોવાથી શિવાજીની ખરી યોગ્યતા તે જોઈ શકતા નથી, પણ તેને લૂટારો ગણી આ લૂટારાઓ સાથે સરખાવે છે. લૂટારા શબ્દનો અર્થ આપણે જોઇ ગયા છીએ અને શિવાજી લૂટ શા હેતુથી કરતો હતો તે પણ આપણે વિચારી ગયા છીએ. એ રીતે જોતાં આ લોકો સાથે તેની સરખામણી જ ઘટતી નથી. શિવાજીએ લૂટના યોગે સ્વરાજ્ય મેળવ્યું અને દેશને પરતંત્રતામાંથી છોડવી સ્વતંત્રતા આપી; જ્યારે હૈદરે પ્રજાના સ્વાતંત્ર્યને નષ્ટ કરી તેને ત્રાસ આપ્યો. શિવાજીની પ્રવૃત્તિ પ્રજાના હિત માટે હતી, જ્યારે હૈદરની પ્રવૃત્તિ કેવળ પોતાના માટે હતી. લોકોનાં સુખ અને વફાદારી ઉપર શિવાજીના રાજ્યનો આધાર હતો, જ્યારે તલવારના જોર ઉપર હૈદરની સત્તાનો આધાર હતો. વળી હૈદર તથા ટિપુએ ધર્મની બાબતમાં લોકો ઉપર જુલમ ગુજારેલો, પરંતુ શિવાજીએ તો એ બાબતમાં મુસલમાનોને પણ સંતોષ આપેલો. અર્થાત્ એ એની તુલના કોઈ પણ રીતે યોગ્ય નથી. તે જ રીતે પિંઢારા જોડે પણ તેની સરખામણી કરવી એ ઉચિત નથી. પિંઢારા તો પ્રજાના પીડક હતા, અને પ્રજાને ત્રાસ દઇને તેમનાં ધનમાલ હરી જતા. વળી તેઓનો કંઈ પણ આશય ન હોતો. સ્વરાષ્ટ્ર કે સ્વરાજ્યનો તો તેમને ગંધ પણ નહોતો, પરંતુ શિવાજી ગરીબોને કદી ત્રાસ આપતો નહીં. શ્રીમંતોને પણ ત્રાસ આપવાનો તેનો ઇરાદો ન હતો. પોતાનું કાર્ય દેશહિત માટે છે અને તેમાં બધાએ યથાશક્તિ સહાય કરવી જોઇએ એવું તે માનતો હતો, અને જેઓ યથાશક્તિ સહાય કરતા તેને વિનાકારણ ત્રાસ તે આપતો નહીં. વળી, લૂટ માટે પણ તેણે સખત નિયમો કર્યા હતા, અને લોકોને ત્રાસ ન થાય તે માટે ઘણી કાળજી લીધી હતી. એવી કાળજી હૈદર કે પિંઢારાઓને નહોતી.

કેટલાએક શિવાજીની તુલના ગ્રીસના સિકંદર બાદશાહ જોડે કરે છે; પરંતુ તે પણ બરાબર નથી. બંનેનાં સમય, કર્તવ્ય અને પરિણામમાં જમીન આસમાન જેટલો ફરક છે. શિવાજીનો પ્રયત્ન

આખી પ્રથ્વી જીતવા માટે કે કીર્તિ પ્રસારવા માટે હતો જ નહીં. દેશને સ્વતંત્રતા અપાવવા સિવાય તેનો બીજો કંઇ આશય જ નહોતો. સિકંદરને તો આ પૃથ્વી સર કરવાનો ઈરાદો હતો. વળી જીતેલા પ્રદેશની વ્યવસ્થા બાંધવામાં સિકંદરે વિશેષ લક્ષ પણ આપેલું નથી. શિવાજીની પદ્ધતિ તેના કરતાં ઘણી જ જુદી હતી. જે પ્રદેશની વ્યવસ્થા તે ન કરી શકે, તે પ્રદેશ જીતવાનો તેણે વિચાર પણ કર્યો નથી. અર્થાત્ સિકંદરની મહત્તા ગમે તેટલી હોય, તોપણ શિવાજી-ની તુલના તેની સાથે ઘટતી નથી. સિકંદરના પિતાએ પણ તેને માટે મોટું રાજ્ય જમાવી રાખ્યું હતું, શિવાજીને તેમ નહોતું. તેમજ એક શહેર તાબે થયા પછી પણ તેમાંનાં માણસોની વિનાકારણ કતલ કરવી, અમૂલ્ય ગ્રંથ સંગ્રહ બાળી નાખવો, શરણે આવેલા બંધીવાનોને મારી નાખવા તથા દારૂના નિશામાં ચકચુર રહેવું; આવાં ઘોર પાપો શિવાજીની કલ્પનામાં પણ આવ્યાં નથી. ઉલટા એથી વિરોધી બધા ગુણો શિવાજીમાં હતા. એના કરતાં રોમન સરદાર જુલિઅસ સીઝર સાથે તેને કંઇક અંશે સરખાવી શકાય. કેમકે બંને ધોરણસર વર્તનારા, રાજનીતિકુશળ અને વ્યવસ્થિત હતા. પરંતુ સીઝરને પણ જગતને જીતી લેવાની અભિલાષા હતી, અને તેને રોમન રાજ્યના વિસ્તૃત અને સંપન્ન પાયા ઉપર કામ કરવાનું હતું. જ્યારે શિવાજીને એકડેએકથી શરૂ કરીને દેશને સ્વતંત્રતા અપાવવાની હતી. એ બંનેમાં આ મોટો તફાવત છે.

યુરોપના ઇતિહાસમાં ત્રીજો મહાન્ પુરુષ નેપોલિયન બોનાપાર્ટ થયો છે. શિવાજી અને નેપોલિયન વચ્ચે જો કે ઘણો વિરોધ છે, તો-પણ સામ્ય પણ ઘણું છે. બુદ્ધિ અને અનુભવ, લોકો ઉપર છાપ પાડવાનો વિલક્ષણ પ્રભાવ, તથા દેશને ઉન્નત કરવાની અપ્રતિમ ઉત્કંઠા, વગેરે મહા પુરુષનાં આવશ્યક લક્ષણ બંનેમાં હતાં. પણ દેશ-કાળના તફાવત પ્રમાણે બંનેની કામગિરીમાં ઘણો તફાવત હતો. અઢારમા અને ઓગણીશમા શતકમાં યુરોપનાં રાજ્યો વચ્ચે વિલક્ષણ

સ્પર્ધા ચાલતી હતી. તે દરેકની શિક્ષણની દિશા પણ જુદા જ પ્રકારની હતી. એટલે એ દેશોમાં બુદ્ધિમાન્ પુરુષોને આગળ આવવાનો જેવો અવકાશ હતો, તેવો આપણે ત્યાં ન હોતો. અર્થાત્ મોટી મોટી જીતો મેળવીને આખી પૃથ્વીમાં કીર્તિ ફેલાવવાની જેવી નેપોલિયનને સગવડ મળી, તેવી શિવાજીને મળી નહીં. નેપોલિયન વિદ્વાન પણ જબરો હતો. તે વળી પ્રવીણ લેખક અને સૂક્ષ્મ કાયદાબાજ પણ હતો. એ વખતે યુરોપમાં તેવું શિક્ષણ પ્રચલિત હતું. શિવાજી તેવો વિદ્વાન્ ન હોતો. જો કે નૈસર્ગિક બુદ્ધિ અને જગતનો વિશાળ અનુભવ બંનેમાં સરખાં હતાં. છતાં ફ્રાન્સ સરખા વિદ્યાસંપન્ન દેશમાં વિદ્યાકળા વગેરે વિષયોમાં નવીન સુધારણા કરીને દેશોન્નતિ કરવાની તથા આસપાસના બીજા દેશોને ભાવી ઉન્નતિનો માર્ગ દર્શાવવાની નેપોલિયનને જે સંધિ મળી, તે આ દેશની પરિસ્થિતિમાં શિવાજીને શક્ય જ ન હોતી. ઑસ્ટ્રિયા, રૂશિયા, પ્રશિયા, અને ઇંગ્લંડ વગેરે રાજ્યો સાથે ઘનઘોર લડાઇઓ કરવાનો નેપોલિયનને પ્રસંગ આવ્યો, અને તેને પરિણામે યુદ્ધકળાને જે નવીન સ્વરૂપ મળ્યું તે તેની વિશેષતા જ ગણાય. પણ બીજી કેટલીક બાબતોમાં શિવાજી તેની જોડીનો જ જણાયો છે, અગર કોઈ કોઈ બાબતમાં તે વધી પણ ગયેલ છે. નેપોલિયનનો ઇરાદો પ્રાણહાનિ કરવાનો નહીં હોય છતાં તેની લડાઇઓમાં ભયંકર પ્રાણહાનિ થયેલી છે. એવો પ્રકાર શિવાજીના હાથથી બિલકુલ બન્યો જ નથી એમ કહીએ તો પણ ચાલે. વળી પોતાની જાત માટે નેપોલિયનને અતિશય મહત્ત્વાકાંક્ષા હતી, જ્યારે શિવાજીએ દેશહિતની અપેક્ષાએ સ્વહિતની મુદલ દરકાર કરી નથી. નવીન લશ્કર તૈયાર કરવું, કિલ્લા વગેરે પ્રચંડ કામો કરીને દેશનો બંદોબસ્ત કરવો અને દેશમાં સરળ રાજ્યવ્યવસ્થા કરી દેશ આબાદ કરવો એ બાબતોમાં શિવાજી નેપોલિયનના જેટલો જ શક્તિમાન્ અને દૂરદર્શી જણાય છે. ફ્રાન્સ જેવા સ્વતંત્ર, સુશિક્ષિત અને સંપન્ન દેશને નેપોલિયને મહાન્ બનાવ્યો, તેના કરતાં શિવાજી-

એ જ્યાં મૂળમાં કાંઈ નહોતું અને પરદેશની ધુંસરીમાં બધા દબાયલા હતા, ત્યાં કેટલાં કેટલાં સંકટો વેઠીને દેશનો ભાગ્યોદય કર્યો. શિવાજીની આ કામગિરીનું મહત્ત્વ વિશેષ જ છે. વળી શિવાજીનું ખાનગી વર્તન અત્યંત નિર્મળ અને પવિત્ર હતું, જ્યારે નેપોલિયનનું તેવું ન હતું. તેની અનિવાર્ય મહત્વાકાંક્ષા અને પ્રખર બુદ્ધિમત્તાથી તેણે સમસ્ત યુરોપની પ્રજાનું વેર મેળવ્યું, જ્યારે શિવાજીએ સૌજન્યના પ્રભાવે સૌનો સ્નેહ મેળવ્યો અને શત્રુઓને નિર્વીર્ય બનાવ્યા.

સ્વરાષ્ટ્ર અને સ્વધર્મના રક્ષણ સારૂ કરવા પડેલા જરૂરી કામ સિવાય બીજાઓને સતાવવાનો વિચાર શિવાજીએ કદી કર્યો નથી, અને તેથીજ તેનું સીઝરની પેઠે ખુન થવાનો પ્રસંગ આવ્યો નથી. નેપોલિયનની પેઠે તેની બૂરી દશા થઈ નથી, અને સિકંદરની પેઠે લોકોની ગાળો પણ તેને ખાવી પડી નથી. એટલે આ ત્રણે મહાપુરુષોના કરતાં શિવાજી વિશેષ માનને પાત્ર છે. મહારાષ્ટ્રના લોકો તેને શિવનો અવતાર માનીને દેવની પેઠે તેની ભક્તિ કરે છે, તે ગાંડપણુથી નહીં, પણ તેની પાત્રતા અને મહત્તા સમજીને.

વાસ્તવિક રીતે શિવાજીની સાથે સરખાવી શકાય એવો કોઇ પણ એક પુરુષ મળવો કઠિન છે. કેટલેક અંશે મોગલ બાદશાહ બાબર જોડે તેને સરખાવી શકાય. બાબરનું વડીલોપાર્જિત રાજ્ય નાશ પામ્યું હતું અને તેનું બધું જીવન શિવાજીની પેઠે વિપત્તિમાં ગયું હતું. તેણે અપ્રતિમ સાહસ, બુદ્ધિમત્તા તથા સહનશીલતાથી ઉત્તર હિંદુસ્તાનનું રાજ્ય મેળવ્યું. શિવાજીની પેઠેજ તે પોતાની માતુશ્રીના વચનમાં વર્તતો. અને તે શૂરવીર હોવાની સાથે રાજ્યવ્યવસ્થામાં પણ કાંઇ કમી નહોતો. એ પણ નાની વયમાંજ મરણ પામ્યો. કદાચ તે વધારે જીવ્યો હોત, તો તેણે વધારે પરાક્રમ કર્યાં હોત. આમ છતાં પણ બાબર પરદેશો જીતવાના દોષમાંથી મુક્ત નથી. શિવાજી તેની પેઠે શૂરવીર અને સહનશીલ, અકબરની પેઠે સર્વ ઉપર સમદૃષ્ટિ રાખનારો અને રાજ્યનીતિકુશળ, તથા શાહજહાંની પેઠે કરકસર કરીને

પ્રજાસુખની વૃદ્ધિ કરનારો હતો. એટલે શિવાજી એ બધાના ગુણોનો નિષ્કર્ષ હતો. બાબર અને અકબરની પેઠે તેનું બાલપણ સંકટમાં ગયેલું હોવાથી ગરીબોનાં દુઃખ તે સમજતો હતો. જહાંગીર અને શાહજહાંની પેઠે તે એશઆરામી નહોતો; અને એશઆરામ કરવાને માટે વડીલોએ મેળવેલી સંપત્તિ પણ તેની પાસે નહોતી. ઔરંગજેબના જેવો તે અવિરત ઉદ્યોગી હતો; પણ ઔરંગજેબનાં કપટ અને વિશ્વાસઘાત તેનામાં નહોતાં. એટલે કોઈ પણ એક પુરુષ જોડે તેની સર્વાંશે સમાનતા નથી આવી શકતી, કેમકે તે લોકોત્તર પુરુષ હતો.

ઇંગ્લાંડના ઇતિહાસમાં પણ શિવાજી જેવો પુરુષ થયો નથી. કેટલેક અંશે 'આલ્ફ્રેડ ધી ગ્રેટ' તેને મળતો આવી શકે. તેણે નવમી સદીની આખરમાં ઈંગ્લંડને સ્વાતંત્ર્ય મેળવી આપ્યું. એ વખતે ડેન્સ લોકોએ આખો ઈંગ્લંડ જીતી લીધો હતો. તેની પાસેથી આલ્ફ્રેડે કેટલોક ભાગ જીતી લીધો અને કેટલાંક લોકોપયોગી કામો કર્યાં. લોકોએ તેટલા માટે તેને 'મહાન્' એવી પદવી આપી. એમના માપથી જોતાં શિવાજીની કામગિરી તેના કરતાં ઘણી વધારે હોવાથી તેને મહાન્ કરતાં પણ મોટી પદવી આપવી જોઇએ. આલ્ફ્રેડ પછી ઈંગ્લંડ ઉપર પરરાજ્ય આવ્યું નહીં, ડેન્સ લોકોએજ એ દેશ ફરી જીતી લીધો અને તે પછી ફ્રાન્સના નૉર્મન લોકોએ આખો દેશ સંપૂર્ણપણે કબજે કર્યો; તથા અંગ્રેજ લોકોનો પછી કંઇ ઉપાય ન રહ્યો, એટલે તેઓ નૉર્મન લોકોમાં ભળી ગયા. અમેરિકન સંયુક્ત રાજ્યના સ્થાપક વૉશિંગ્ટન સાથે પણ શિવાજીને કેટલેક અંશે સરખાવી શકાય, તેમજ હૉલેન્ડને સ્વાતંત્ર્ય અપાવનાર ઓરેંજના સરદાર પહેલા વિલિયમની પણ તેની સાથે સરખામણી શોભી શકે. સોળમા શતકમાં યુરોપમાં સ્પેનની સત્તા અતિશય વધી પડી હતી. હૉલેન્ડ, ઇટલી વગેરે દેશો તેના તાબામાં હતા. એજ સમયે ક્રિશ્ચિયન ધર્મમાં સુધારો કરવાના અનેક નવીન પંથ ઉત્પન્ન થયા અને યુરોપની કેટલીક પ્રજાને એ નવીન પંથ પસંદ પડયા. તેને પરિણામે જૂના અને નવા મત વચ્ચે

સો બસો વર્ષ સુધી સખત ઝગડા ચાલ્યા. એવી સ્થિતિમાં ધર્મના કારણે સ્પેનના લોકોએ હૉલેન્ડની પ્રજા ઉપર અવર્ણનીય જુલમ કર્યો. લોકોનાં મન તેથી અત્યંત ક્ષુબ્ધ થયાં. ઔરંગઝેબની પેઠે સ્પેનનો રાજા ફિલિપ પણ હૉલેન્ડમાં પોતાનું રાજ્ય કાયમ રાખવા ઇચ્છતો હતો, અને નવીન ધર્મ સ્વીકારવા દેતો નહોતો. બુદ્ધિમત્તા, દરિદ્રતા અને દેશાભિમાન એ ગુણોમાં હૉલેન્ડના લોકો મહારાષ્ટ્રીયોના જેવા હતા. આવી પરિસ્થિતિમાં અહીં જેમ શિવાજી થયો, તેમજ હૉલેન્ડમાં વિલિયમ થયો કે જેણે હૉલેન્ડને સ્વતંત્રતા અપાવી. મનુષ્યબળ નહીં, દ્રવ્યબળ નહીં, સ્વદેશની લાચાર અવસ્થા, અને શત્રુના ઘણા પરાક્રમી સરદારો દેશભર પ્રસરેલાઃ વગેરે સ્થિતિ બંને સ્થળે સરખી હતી. એટલું ખરૂં કે ધર્મની બાબતમાં સ્પેનના લોકોના જેટલો જુલમ અહીં મુસલમાનોનો નહોતો. જાતના ગુણો પણ શિવાજી અને વિલિયમમાં સરખા હતા. બંને ધોરણસર વર્તનારા, પ્રયત્નશીલ, નિઃસ્વાર્થી, અને દેશ માટે ભોગ આપનારા હતા. બંનેના પ્રયત્નનું ફળ પણ સરખું આવ્યું. બંનેએ પ્રજાને સ્વાતંત્ર્ય મેળવી આપ્યું, અને એ સ્વાતંત્ર્યનું પરિણામ પણ બંને પ્રજા ઉપર સરખું આવ્યું. મરાઠાઓનો પ્રભાવ જેમ વધતો ગયો, અને તેઓ દેશના અધિપતિ બન્યા, તેમજ હૉલેન્ડના લોકો પણ યુરોપમાં સૌથી આગળ આવ્યા. બંનેનું મૂળ નાનું હતું અને વિસ્તાર મોટો થયો. આ રીતે બંને ઇતિહાસો વચ્ચે આટલું બધું સામ્ય છે. એ હૉલેન્ડનો ઇતિહાસ અત્યારે યુરોપિયન પ્રજામાં બોધપ્રદ માનવામાં આવે છે, અને તેનો દાખલો બીજા દેશોએ લેતાં આખું યુરોપ ઉન્નતિએ પહોંચ્યું, એમ પણ ગણવામાં આવે છે. કમનસીબની વાત છે કે આપણે ત્યાં મૅકોલે શરખા ઇતિહાસલેખકો નથી. નહીં તો શિવાજીનું મહત્ત્વ કયારનુંય સ્થપાઈ સિદ્ધ થઇ ચૂક્યું હોત.

માણુસ માત્ર પોતાની પરિસ્થિતિ પ્રમાણે કામ કરી શકે છે. જાતે અત્યંત દુઃખ વેઠીને જે માણુસ સમાજનું સુખ વધારવામાં પોતાનું

શરીર ગુમાવે છે તે મહાન્ કહેવાય છે. એ મહાન્પણું કેવળ પરિણામ ઉપરથી અપાતું નથી. લ્યૂથર, કોલંબસ વગેરેને આવા અર્થમાં જ મહાન્ ગણવામાં આવ્યા છે. હિંદુસ્તાનના વાઇસરૉયોમાં લૉર્ડ મેયોને મહાન્ ગણવામાં આવે છે તે પણ આ રીતેજ. જો પરિણામ પરથી કિમ્મત કરવાની હોત, તો વૉરન હેસ્ટિંગ્સ અથવા ડલહૌસીના સોમા ભાગ જેટલું પણ તેણે કામ કર્યું નથી. અર્થાત્ જેનામાં ગુણ વિશેષ હોય, અને એ ગુણને લીધે જેણે સદાચાર તથા લોકસુખ વધારવા શ્રેષ્ઠ પરિશ્રમ કર્યો હોય, તેને લોકો મહાન્ કહે છે. પછી તે પરિશ્રમનું પરિણામ ધારવા પ્રમાણે કદાચ ન આવ્યું હોય તો પણ મનુષ્યની પરીક્ષામાં તેનો શુદ્ધ હેતુ કેટલો હતો એજ મુખ્યત્વે જોવાનું છે. આલ્ફ્રેડ, નેલ્સન વગેરેની મહત્તા આજ દૃષ્ટિથી ઠરાવવી જોઇએ. સિકંદર, સીઝર કે નેપોલિયનની પેઠે શિવાજીએ આખા જગત્ ઉપર નામના કાઢી નથી, પણ તેથી તેની મહત્તા ઓછી આંકવી ન જોઈએ. આલ્ફ્રેડને પણ એવાં મહાન્ પરાક્રમ કર્યા વગર જ આપણે મહાન્ કહીએ છીએ. સિકંદરની પેઠે તેને આખી પૃથ્વી જીતવાની ઉત્કંઠા હતી જ નહીં. તેણે પોતાની ઠરાવેલી મર્યાદામાં જ રહીને બુદ્ધિનો સદુપયોગ કર્યો અને સ્વદેશસેવા કરી, એટલુંજ તેની મહત્તા ઠરાવવાને માટે બસ છે. આ દેશના લોકો ઉપર તેણે જે મહાન્ ઉપકારો કર્યા, તેવા સિકંદર કે સીઝરે કર્યા નથી. તેણે મર્યાદામાં રહીને શાંતપણે દેશસેવા બજાવી, એ તેની કામગિરી કંઇ નાનીસુની નથી. તેના ઉચ્ચતમ હેતુને લીધેજ તેને મહાન્ પદ મળવું જોઇએ.

પરંતુ, એ પદ આપવાને અંતઃકરણમાં સહૃદયતા જોઇએ. અંગ્રેજો નેલ્સનને ભજે છે, સ્કૉટ લોકો વૉલેસને ભજે છે અને ફ્રેંચો નેપોલિયનને ભજે છે. એમાં જે તે પ્રજાની સહૃદયતા વ્યક્ત થાય છે. એ જ ન્યાય શિવાજીને પણ લગાડવો જોઇએ. આપણો દેશ લાચાર છે, જ્યાં ત્યાં તેને સહનજ કરવું પડે છે. બીજી પ્રજાના જેવાજ આપણે માણસો હોવા છતાં પરદેશીઓ આપણને પશુ પ્રમાણે

ગણે છે, એ સ્થિતિ શિવાજી અને બીજા મહાન્ પુરુષોને એવી દુઃસહ લાગી કે તેમણે દેશની સ્વતંત્રતા માટે કમર બાંધી; અને ગમે તેટલાં ઘોર સંકટો આવ્યાં તેને ન ગણકારતાં તથા પોતાનું કર્તવ્ય ન ચૂકતાં, પોતાની ધારણા તેણે પાર પાડી. આ કામગિરીની ખરી કદર કરવાને સહૃદયતા જરૂર જોઇએ. સિકંદરે કે સીઝરે આવું કાર્ય કર્યું જ નથી. સ્વાર્થ અને પોતાની મહત્તાના કરતાં તેમની દૃષ્ટિ આગળ ગઇ જ નથી. એટલા માટે શિવાજીની યોગ્યતા તેમના કરતાં વિશેષ ઠરે છે. શિવાજીએ પોતાનો હેતુ પાર પાડવામાં અસંખ્ય લોકોના પ્રાણ લીધા નથી, રક્તપાત કરવાની તેને કદી વૃત્તિ જ થઈ નથી, શત્રુને પણ સજા કરવાને બદલે તેણે બની શક્યું ત્યાં મિત્ર બનાવ્યા છે, અને એકંદર કાર્ય અત્યંત સામોપચારથી, દયાર્દ્ર અંતઃકરણથી તથા દૂરદૃષ્ટિથી પાર પાડ્યું છે. શિવાજી અને ઉપર ગણાવેલા બીજા મોટા પુરુષો વચ્ચે આ મોટો ફેર છે. પણ તે પરખવાને સહૃદયતા જોઇએ. કોઈ પણ પ્રજાનો ઇતિહાસ સજાતીય લેખકે લખેલો હોય, તે જ પ્રજાને માન્ય હોય છે, કેમકે તેમાં સહૃદયતા હોય છે. અને દરેક પ્રજાએ પોતાના મહાન્ પુરુષોને માન આપવું એ તેનું પવિત્ર કર્તવ્ય છે.

શિવાજી અને તેના પ્રધાન મંડળની તુલના ઇંગ્લંડના તે વખતના રાજકારભારીઓ સાથે કરવી એ અયોગ્ય નથી. શિવાજીના સમકાલીન રાજ્યકર્તા ક્રોમ્વેલ અને બીજો ચાર્લ્સ હતા. પૈકી ક્રોમ્વેલ યુદ્ધકલામાં નિપુણ હતો, તેટલો કદાચ શિવાજી નહીં હોય, પણ રાજકર્તા તરીકે શિવાજીને ક્રોમ્વેલ નહીં પહોંચી શકે. ક્રોમ્વેલે લશ્કરના જોર ઉપર મેળવેલું રાજ્ય તેની હયાતીમાંજ પડી ભાગ્યું અને તેના મરણ પછી ફરી જૂની વ્યવસ્થા શરૂ થઈ. તેજ પ્રમાણે બીજો ચાર્લ્સ પણ શિવાજીની બરોબરી નહીં કરી શકે. એ વિલાસી અને નિરુદ્યોગી હતો, ત્યારે શિવાજી તેનાથી કેવળ ઉલટો. ચાર્લ્સના પ્રધાનો ક્લેરેન્ડન, ડેન્બી અને સર વિલિયમ ટેમ્પલ હતા. તે પૈકી સર વિલિયમ

અપવાદ રૂપ ગણાય. કેમકે તેવો સારો પ્રધાન તો પછીનાં પણ કેટલાંક વર્ષો લગી પાક્યો નથી. પણ તે વધારે વખત ટક્યો નહીં. બાકીના પ્રધાનોના પ્રમાણમાં શિવાજીના પિંગળે, હનમંતે કે મોહિતે ઓછા નહોતા. રાજ્યના એ તો આધારસ્તંભ હતા, અને તેમણે દેશનું કલ્યાણ પણ વધારે કર્યું છે. વૉલપોલ, ન્યુકાસલ વગેરે પછીથી થયેલા પ્રધાનો કરતાં મરાઠા રાજ્યના પ્રધાનો વિશેષ પરાક્રમી અને બુદ્ધિમાં પણ પિટ્ટના કરતાં કાંઇ કમી નહોતા. પણ તેમાં પણ વસ્તુસ્થિતિ ભિન્ન હોવાથી સર્વથા તુલના ઘટતી નથી. એ વખતે આખી પૃથ્વિમાં રાજાની સત્તા અનિયંત્રિત હતી. હિંદુસ્તાનમાં ઔરંગઝેબ અને ફ્રાન્સમાં ચૌદમો લુઈ બંને સત્તાના મદમાં અંધ બન્યા હતા. તેમની સાથે સરખાવતાં શિવાજી ઘણોજ ઉંચો જણાય છે. શિવાજીના વખતમાંજ મુંબઇ બેટ અંગ્રેજોને મળ્યો અને ત્યાં પાશ્ચાત્ય નૌકાસૈન્યની સ્થાપના થઇ. એ બાબત શિવાજી સાવધ હતો, પણ તેની પછીના વખતમાં મરાઠાઓને નૌકાસૈન્ય વધારતાં આવડયું નહીં. ધાર્મિક, નીતિવિષયક અને ઔદ્યોગિક બાબતોમાં પણ તે વખતની સ્થિતિ પાશ્ચાત્યોના પ્રમાણમાં ઉતરતી નહોતી. પછીના શતકમાં પાશ્ચાત્યો આગળ વધી ગયા, અને પૌર્વાત્યો પાછળ પડયા.

મિ. રાજવાડે જણાવે છે, કે "સ્વરાજ્ય અને સ્વધર્મનું રક્ષણ કરવાના ઉચ્ચ, ઉદાત્ત ને પવિત્ર હેતુથી શિવાજીએ પ્રયત્ન ચલાવ્યો છતાં સિકંદર, સીઝર કે નેપોલિયન જેવા બીજા લોકોની સ્વતંત્રતા હરી લેનારા તથા નીચ, દુષ્ટ અને અપવિત્ર હેતુથી પ્રોત્સાહિત થયેલા માણસો જોડે તેની તુલના કરવી એ અયોગ્ય છે. ધૈર્ય, શૌર્ય, પરાક્રમ, કર્તૃત્વશક્તિ, વગેરે ગુણોના સંબંધમાં આ લોકોની શિવાજી જોડે તુલના ભલે કરાય; પણ હેતુની પવિત્રતા સંબંધે જો વિચાર કરવાનો હોય, તો આ દિગ્વિજયી પણ દુષ્ટ પુરુષો સાથે તેની તુલના શા કામની? એને બદલે સ્વતંત્રતા માટે લડનારા પવિત્ર મહા પુરુષોજ તે તુલના માટે લેવા જોઇએ. વાસ્તવિક રીતે શિવાજીની યોગ્યતા કે

મહત્તા પાશ્ચાત્ય પુરુષો સાથે તુલના કરવાથી કાંઇ વધવાની નથી. તેની યોગ્યતા તો સ્વયંસિદ્ધ છે. સિકંદરની પેઠે તેણે પોતાના સ્નેહી સોબતીઓને ઠાર કર્યા નથી, સીઝરની પેઠે તેણે પોતાની સ્રીને છોડી દીધી નથી, નેપોલિયનની પેઠે બીજી પ્રજાની સ્વતંત્રતા તેણે પગ નીચે કચરી નાંખી નથી. ક્રોમ્વેલની પેઠે તેણે કોઇ પણ પ્રાંતનાં માણસોની કત્તલ ચલાવી નથી, તેમ ફ્રેડરિક ધિ ગ્રેટની પેઠે તેનામાં કોઇ નીચ દુર્ગુણ નહોતો. તેનું વર્તન હંમેશાં ન્યાયનું, નીતિનું, પરાક્રમનું, સ્વધર્મપરાયણતાનું અને પરધર્મ સહિષ્ણુતાનું હતું. અનેક લડાઇઓમાં તેણે વિજય મેળવ્યો. તેણે મેદાનોમાં, સમુદ્રકિનારે તથા ડુંગરાઓ ઉપર ત્રણસો ચારસો કિલ્લા બાંધ્યા, નવીન સેના તૈયાર કરી, નૌકાસૈન્ય ઊભું કર્યું, નવા કાયદા રચ્યા, સ્વભાષાને ઉત્તેજન આપ્યું, કવિઓને આશ્રય આપ્યો, નવાં શહેરો વસાવ્યાં, અને સ્વરાજ્ય સ્થાપીને તેનું ઐશ્વર્ય વધાર્યું. સારાંશ, સ્વરાષ્ટ્રનો ઉદ્ધાર કરીને સ્વદેશને સ્વતંત્ર તથા સુખી કરવાનું લોકોત્તર કાર્ય કરીને જો કોઇ પણ પુરુષે આ પૃથ્વીને અક્ષય ઋણી બનાવી હોય, તો તે શિવાજીએ જ બનાવી છે. તેની ખાનગી વર્તણુક તથા સાર્વજનિક પરાક્રમો એવાં લોકોત્તર હતાં કે તેની સાથે તુલના કરવાને કોઇ પણ વ્યકિત લઇએ, તે દરેક કંઇને કંઇ બાબતમાં તેના કરતાં ઉતરતીજ નીકળશે. રામદાસ સ્વામી બરાબર લખે છે કે, "તેના ગુણ કે મહત્તાની સાથે તુલના કોની થાય?" યશવંત, કીર્તિવંત, સામર્થ્યવંત, વરદવંત, નીતિવંત, જ્ઞાની, આચારશીલ, વિચારશીલ, દાનશીલ, કર્મશીલ, સર્વજ્ઞ, સુશીલ, ધર્મમૂર્તિ, મેરુ જેવા દૃઢનિશ્ચયી, અખંડ નિર્ધારી, રાજયોગી, આવાં આવાં વિશેષણો શિવાજી માટે તેમણે વાપર્યા છે. એવા નિસ્પૃહી અને સ્પષ્ટવકતા ગ્રંથકારે તેનું જે ગુણવર્ણન કરેલું છે, તે લક્ષમાં લેતાં આપણને તેનો ખરેખરો ખ્યાલ આવે છે.

**(૧૨) બીજા લોકોનો શિવાજી વિષે અભિપ્રાય**—અંગ્રેજ ગ્રંથકારો શિવાજી માટે બહુ સારું બોલતા નથી, પણ જે પાશ્ચાત્ય

પ્રવાસીઓ તે વખતે અહીં હતા, તેના અભિપ્રાયો ખરા અને યથાયોગ્ય છે. તેઓ શિવાજી માટે માન ધરાવે છે. અઢારમા શતકમાં પેશ્વાના વખતમાં અને ઓગણીશમા શતકના આરંભે અંગ્રેજોના હાથમાં મરાઠી રાજ્ય આવ્યું, તે વખતે તથા તે પછીથી જે લેખો લખાયા તે બધામાં શિવાજી સંબંધે તથા એકંદર મરાઠા સંબંધે પુષ્કળ અનાદર જણાય છે. એ લેખોનો તોલ કરતાં નીચેની પરિસ્થિતિ ધ્યાનમાં રાખવી જોઇએ. એક તો એ કે શિવાજીના વખતમાં અને પેશ્વાઇના આરંભ સુધી એટલે અઢારમા શતકના મધ્ય ભાગ સુધી મરાઠી રાજ્યનો કારભાર લોકકલ્યાણની દૃષ્ટિથી ચલાવાતો હતો. પણ તે પછીથી પેશ્વાઇમાં ગૃહકલહ શરૂ થયો અને સિંધીયા, હોલ્કર વગેરે સરદારોએ આખા દેશમાં લશ્કરી દોર ચલાવ્યો, એટલે રાજ્યનું ધોરણ બગડ્યું અને લોકોને મરાઠાઓનો જુલમ લાગવા માંડ્યો. તે પછીથી તરતજ અંગ્રેજી રાજ્ય આવ્યું. જ્યારે નવીન રાજ્ય શરૂ થાય છે, ત્યારે પાછલા ગમે તેવા સારા રાજ્યના પણ દોષ દેખાઇ આવે છે, અને એમ ગણવાનો જનસ્વભાવ જ છે. આ પરિસ્થિતિમાં એ લેખો લખાયલા છે. એક તો બાજીરાવના રાજ્ય કરતાં અંગ્રેજોનું રાજ્ય લોકોને પસંદ પડ્યું, અને બીજું નવીન રાજ્યની કીર્તિ મેળવવાની અભિલાષા એટલે આ ભાવનાથી લખાયલા લેખો મૂળ મરાઠી રાજ્યને લાગુ કરી શકાય નહીં.

ઓવેને શિવાજીનું સારૂં વર્ણન આપેલું છે, પણ તેનામાં સહૃદયતા ન હોવાથી તેની વર્તણૂકમાં તેને વિલક્ષણ વિરોધ જણાયો છે. એ જણાવે છે કે, “ અવ્યવસ્થા મટાડીને તેની જગાએ નિયમિત વ્યવસ્થા લાવવી એ ખરા મુત્સદ્દીનું કામ છે. શિવાજીએ તેના કરતાં પણ વિશેષ કામ કર્યું એમ પ્રથમ દર્શને જણાય છે. ચાલુ અવ્યવસ્થાનો લાભ લઇને તેણે પોતાની ધારણા પાર પાડી ને એ પ્રવાહને યોગ્ય દિશામાં વાળી લીધો. જુલમી સામ્રાજ્યનું પુર તેણે અટકાવી દીધું, પણ તેને બદલે લૂટાલૂટ તથા લશ્કરી સ્વેચ્છાચાર તેણે દાખલ કર્યો. એ પ્રવાહમાં તે

દબાયો કે ગભરાયો નહીં. પણ એને વાળી લઇ તેણે રાજ્યવ્યવસ્થા તથા રાષ્ટ્રીય સ્વતંત્રતા ઉત્પન્ન કરી. મરાઠાઓમાં રહેલી મહત્ત્વાકાંક્ષાને તેણે પ્રદીપ્ત કરી, પણ તેની તેને કદી ભીતિ લાગી નહીં. લુચ્ચાઈ અને બેવફાઇથી તેણે પોતાનો ઉત્કર્ષ સાધ્યો, તથાપિ તેનો વિશ્વાસઘાત કોઇએ કર્યો નહીં. બંડખોરપણું એ તેનો અને તેના લોકોનો જીવનહેતુ હતો, છતાં તેના કાયદા કડક હતા અને તેનું ઉલ્લંઘન કદી થતું નહીં. જો કોઈ કરે તો તેને શિક્ષા પણ થયા સિવાય ન રહે. સારાંશ, જંગી તોફાનમાં પ્રવેશ કરવા છતાં એ તોફાનને તેણે તાબામાં લીધું અને તેનો લાભ લીધો. એવો વિલક્ષણ પુરુષ શિવાજી હતો. તેનું ચરિત્ર વાંચતાં આવો વિલક્ષણ વિરોધ ભાસે છે. પણ તેણે જે સંસ્થાઓ અસ્તિત્વમાં આણી તેનું અવલોકન કરતાં એ વિરોધ નષ્ટ થઇ જાય છે.” આ ઉપરથી એમ સમજાય છે કે શિવાજીને દોષ આપવા જતાં પણ તેના લોકોત્તર ગુણો અને કૃત્યો ઉપર ઢાંકપિછોડો કરી શકાતો નથી.

બર્નિયર નામનો ફ્રેંચ પ્રવાસી સન ૧૬૫૫ થી ૧૬૭૭ સુધી આ દેશમાં હતો. તે જણાવે છે કે, “ શિવાજી નામનો એક શૂરવીર અને સાહસિક પુરુષ વિજાપુરના રાજ્યમાં ધાંધળ કરતો હતો. તે સદા ચંચળ, સાહસિક અને જાતને માટે કેવળ બેફીકર હતો. તેણે શાહિસ્તખાન ઉપર છાપો માર્યો અને સુરત શહેર લૂટીને અપાર સંપત્તિ મેળવી.” વળી એક ખાસ જાણવા લાયક હકીકત પણ સુરતની લૂટના સંબંધમાં તે જણાવે છે: “ સુરતમાં અંગ્રેજ નામે પાદરી હતો તેના તરફ શિવાજી બહુ માનપૂર્વક વર્તેલો અને તેને કશી અડચણ થવા દીધી નહીં. તેજ પ્રમાણે ડીલાઇલિ નામનો એક ડચ વેપારી ઘણો ધર્મિષ્ઠ હતો. શિવાજીએ તેને પણ અડચણ કરી નહીં. એ સિવાય પણ બીજા ડચ તથા અંગ્રેજ વેપારીઓને તેણે બીલકુલ ત્રાસ આપેલો નહીં.” સુરતમાં એક બીજો યાહુદી વેપારી હતો. તેણે બાદશાહને વેચાતાં આપવા માટે ઘણાં અમૂલ્ય રત્નો એકઠાં

કર્યાં હતાં. શિવાજીને તેની બાતમી મળી અને ત્રણ વખત તેના માથાપર તલવાર ધરી રાખી તથા હમણાંજ માથું કાપી નાખીશ એવી ધમકી આપી છતાં એ મારવાડી માન્યોજ નહીં." બર્નિયર લખે છે કે, "યાહુદી લોકો જીવ કરતાં પણ પૈસાને વધારે કિમ્મતી ગણે છે. છેવટ એ યાહુદી ન માન્યો અને શિવાજીએ તેને જવા દીધો." બર્નિયરની આ હકીકત પરથી એટલું સ્પષ્ટ થાય છે કે ઝોળીની ભિક્ષા વસુલ કરવા માટે શિવાજી ધમકી આપવા કરતાં આગળ વધતો નહીં, તેમજ ધર્મિષ્ઠ લોકોને પણ તે ત્રાસ આપતો નહીં.

બીજો ફ્રેંચ પ્રવાસી ટેવર્નિયર લખે છે, કે "શાહજીના બંડથી વિજાપુરનું રાજ્ય ગોટાળામાં પડયું હતું. શાહજીને તેણે કેદ કર્યો અને તે મરણ પર્યંત ત્યાંજ રહ્યો. તેના પુત્ર શિવાજીને તે માટે ઘણોજ ક્રોધ આવ્યો. શિવાજી ઉદાર તથા માયાળુ સ્વભાવનો હોવાથી તેને જોઇએ તેટલા અનુયાયીઓ મળ્યા, અને તેણે સવાર તથા પાયદળ એકઠા કર્યાં. થોડાજ વખતમાં તેની પાસે પુષ્કળ લશ્કર એકઠું થયું. એટલામાં વિજાપુરનો શાહ મરણ પામ્યો. તેને કાંઇ સંતતિ નહોતી, એટલે શિવાજીને ફાવ્યું અને દક્ષિણ કિનારા ઉપરનો પુષ્કળ પ્રદેશ તેને મળ્યો. શિવાજી તેના લશ્કરને સારો પગાર આપતો અને નોકરો વફાદારીથી તેની નોકરી કરતા."

એ સિવાય થિવેનૉટ, ડિગ્રાફ, ડિલન, ડિલાવેલ વગેરે ફ્રેંચ પ્રવાસીઓ તે વખતમાં આવેલા. તેમણે તથા ડૉ. ફ્રાયર, મિ. ઍલેકઝાન્ડર ડૉ, મિ. ઍલેકઝાન્ડર કર વગેરે ગૃહસ્થોએ શિવાજી સંબંધી ઘણી હકીકત આપેલી છે. કયારે નામના એક બીજા ફ્રેંચ પ્રવાસીએ વળી ઘણી ખાત્રી લાયક માહિતી આપેલી છે, અને શિવાજીની તારીફ ઘણા ઉલ્લાસથી કરેલી છે. સીઝર તથા ઑગસ્ટસ સાથે તેણે શિવાજીની સરખામણી કરી છે, અને એ "સર્વગુણ સંપન્ન યોદ્ધા તથા ચક્રવર્તી રાજા હતો" એમ જણાવેલું છે. વળી રૉબર્ટ આર્મે પણ શિવાજીની મહત્તા માટે ઉત્કૃષ્ટ અભિપ્રાય આપેલો છે.

વિજાપુરના મુસલમાની ઇતિહાસમાં પણ શિવાજી માટે આવો ઉલ્લેખ છે: "શિવાજી જેવો ચપળ, કાવાદાવા જાણનાર, ઠગ અને ધૂર્ત કોઇ કદી જન્મ્યો જ નહીં હોય. એ ઘણો પરાક્રમી, શૂરવીર, બુદ્ધિમાન્ અને સાહસિક હતો. ઘણા પ્રકારની ઠગવિદ્યા તેનામાં ઓતપ્રોત ભરેલી હતી. લુચ્ચાઇમાં તે એટલો પ્રવીણ હતો કે તેની જોડીજ કોઇ મળશે નહીં. શાહજીના જીવતાંજ શિવાજીએ આ પ્રકારની કીર્તિ મેળવી હતી. તેણે પોતાના બાહુબળથી અને બુદ્ધિબળથી મોટી મોટી રાજધાનીઓ પાયમાલ કરી અને મોટાં મોટાં સંસ્થાનો જડમૂળથી ઉખેડી નાખ્યાં. દિલ્હી અને વિજાપુર વચ્ચે વેર કરાવનાર પણ એજ હતો. તેનું ભાગ્ય એટલું બલવત્તર કે એ બંને મહાન્ રાજ્યોની વચમાં રહેવા છતાં બંનેના મુલકોને તેણે એક સરખો ઉપદ્રવ કર્યા કર્યો, અને બંને રાજ્યોને ડુબાડી દેવાનો દૃઢ સંકલ્પ કર્યો. બંને રાજ્યો તેને મસળી નાખવાને અતિશય આતુર હોવા છતાં તેમનું કંઇજ ચાલ્યું નહીં. શિવાજી જે કામ હાથમાં લેતો, તે કામમાં તેને ક્વચિત્જ અપયશ આવતો. આ રીતે તેણે પાંત્રિશ વર્ષ સુધી એકસરખો ઉદ્યોગ કર્યો અને ઘણોજ મુલક મેળવી મરાઠી રાજ્યનો પાયો નાખી સન ૧૬૮૦માં મરણ પામ્યો." આ અભિપ્રાય શિવાજીના વિરુદ્ધ પક્ષનો છે. છતાં તે ઘણો મહત્ત્વનો છે અને શિવાજીની યોગ્યતાને બાધક નથી.

ખાફીખાન જણાવે છે: "શિવાજીએ મસીદોને ઇજા કરી નથી. કુરાનની કોઇ પ્રત તેના હાથમાં આવી હશે, તો તેને માન આપીને તેણે પોતાની મંડળીના કોઇ મુસલમાનને તે સોંપી હશે." ખાફીખાન એ ચુસ્ત મુસલમાન અને હિંદુઓને હલકા ગણનારો તથા શિવાજીને દુષ્ટ તથા પાજી કહેનારો હતો. તેણે જ્યારે શિવાજી માટે આવો અભિપ્રાય આપેલો છે, ત્યારે સામાન્ય મુસલમાનોને શિવાજી માટે કેવો ભાવ હશે તે આ પરથી સમજી શકાય છે. મુસલમાન એટલે પરધર્મી, એમ સમજીને તે તેનો દ્વેષ ન કરતો. સ્વધર્મ તેને સ્થાપવો

હતો, પણ પરધર્મનો ઉચ્છેદ કરવાનો તેનો બિલકુલ હેતુ નહોતો. તે બધાની સાથે સરખી રીતે વર્તતો. અર્થાત્ શિવાજી મુસલમાનોનો શત્રુ હતો, એમ કહેવું એ યથાર્થ નથી.

ખાફીખાન વળી પણ જણાવે છે: "પોતાના રાજ્યના લોકોનું માન સાચવવાને તેના પ્રયત્નો એક સરખા ચાલુ હતા. દેશમાં બંડ થતાં અને લૂટફાટો ચાલતી, તેથી રૈયતને ત્રાસ થતો, પણ તે સિવાય કોઇ પણ પ્રકારની નીચતા તેણે કદી કરી નથી. તેના હાથમાં આવેલી મુસલમાન વહુ દીકરીઓની પણ આબરૂ ઉપર તેણે કદી હાથ નાખ્યો નથી. એ બાબતમાં તેના હુકમો એટલા સખત હતા કે તે તોડનારા-ને સખત શાસન થતું." આ અભિપ્રાયથી શિવાજીની નીતિમત્તા જણાઇ આવે છે, અને તે પણ એક વિરોધી લેખકના હાથથી.

ખુદ ઔરંગજેબે જણાવેલું છે કે, "શિવાજી મોટો લડવૈયો હતો. હિંદુસ્તાનનાં પ્રાચીન રાજ્યો દબાવવાનો મારો સતત ઉદ્યોગ હોવા છતાં શિવાજીએ નવીન રાજ્ય સ્થાપ્યું. બીજો કોઇ એ કરી શકે નહીં. સતત ઓગણિશ વર્ષ સુધી મારૂં લશ્કર તેની સાથે લડયું, છતાં તેના રાજ્યની તો ચડતી જ થતી ચાલી."

એ સિવાય પણ ઘણા અભિપ્રાયો છે, પણ તે આપવાની હવે જરૂર નથી. આટલા ઉપરથી પણ તેમાં રહેલા તફાવતનો ભેદ સમજી શકાશે, અને ખરા અભિપ્રાયનો અંદાજ કાઢી શકાશે. શિવાજીનું એકંદર ચરિત્ર જેણે લક્ષ પૂર્વક વાંચ્યું હશે, જે તેનો અંતઃસ્થ હેતુ જાણતા હશે અને જેની સહૃદયતા તેની સાથે હશે, તેઓ વગર વિલંબે ખરા અભિપ્રાય ઉપર આવી શકશે. પરદેશીઓ તેમનો આ હેતુ જાણતા નહોતા, અને તેની સાથે તેમનામાં સહૃદયતા પણ નહોતી; એટલે તેમના અભિપ્રાયમાં ભેદ હોય અથવા વિરોધ હોય, એ કુદરતી છે, તથાપિ પરદેશી અભિપ્રાયો પણ સર્વથા વિરુદ્ધ નથી જ; અને મુસલમાનોએ પણ તેની તારીફ કરેલી છે.

**(૧૩) ઉપસંહાર**—મહારાષ્ટ્રનો ઉદય થવાનાં મુખ્ય કારણો બે ગણાય: (૧) અનુકૂળ પરિસ્થિતિ, અને (૨) એ પરિસ્થિતિનો ઉપયોગ કરી લેવાની શિવાજીની વિલક્ષણ બુદ્ધિમત્તા. આ બે કારણોના મેળાપથી સ્વરાજ્યની સ્થાપના થઈ. હાલની પેઠે દરેક વાત કાગળ પર નોંધવાનો પરિપાઠ જો તે વખતે હોત, તો તેણે સ્વરાજ્ય માટે કેટલો બધો પ્રયાસ કર્યો, તેમાં કેટલી અડચણો આવી, અને તેમાંથી તે કેમ છુટો થયો, વગેરેની વિગત આપણને બરાબર મળી હોત. તોપણ આપણને જે થોડી હકીકત મળી છે તે પરથી પણ આપણને તેની કામગિરી માટે માન ઉત્પન્ન થયા સિવાય રહેતું નથી.

હંમેશાં સાવધ તથા સાર્થક રહીને તે પોતાની ધારણા સારી યુક્તિથી પાર પાડતો. ખૂન વગેરે ક્રૂર પ્રકાર તેને અન્તઃકરણથીજ ગમતા નહીં. તેણે પોતાના સૌજન્યથી, દક્ષતાથી અને મમતાથી બધા લોકોનાં મન ખેંચી લીધાં હતાં. શત્રુને પકડીને તાબે લેવાથી જો કામ થાય તેમ હોય, તો તેને ઠાર મારવાનો તો વિચાર કરતો જ નહીં. આ હેતુ પ્રમાણે તેણે મરાઠી રાજ્ય સ્થાપવામાં આડે આવનારા જે જે હતા તે બધાનો નાશ કર્યો અને સ્વરાજ્ય ધીમે ધીમે સાવધાનતાથી વધાર્યું. એક કામ પાકું થયા પછી બીજું કામ હાથમાં લીધું એટલે થયેલું કામ બિલકુલ બગડ્યું નહીં. તેમજ એકાએક ઘણાં કામો ઉપાડવાની ધમાલ પણ કરી નહીં.

સ્વરાજ્ય સ્થપાવાથી મહારાષ્ટ્રીયોમાં એકતા થઇ, અને જગત્ના ઇતિહાસમાં મરાઠાઓનું નામ પ્રસિદ્ધ થયું. તેનીજ સાથે મહારાષ્ટ્રીયોમાં રહેલા ગુણ બહાર આવ્યા. પ્રજામાં ગુણ હોય પણ પ્રસંગ ન હોય, તો તે ગુણ વ્યર્થ જાય છે. પ્રસંગ હોય પણ ગુણ ન હોય તો પ્રસંગ વ્યર્થ જાય છે. પ્રસંગ અને ગુણ બંનેનો યોગ એ વખતમાં થયો. વળી, મહારાષ્ટ્રીયોમાં જે જુદી જુદી જાતિઓ છે, તેનું ઐક્ય થઈ સંમેલન થયું. દરેકને પોતાના તરફનું તેમ સમાજના તરફનું એવાં બે કર્તવ્ય હોય છે, એ શિવાજીએ સમજાવ્યું, અને એ બંનેનો

વિરોધ મટાડી બંને કેમ સાધવાં તે તેણે સમજાવ્યું. બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ, વૈશ્ય, શૂદ્ર, વગેરે સર્વ જાતિએ પોતપોતાનો જાતિભેદ ઘરના ઉંબરામાં પાળવો; પણ બહાર આવ્યા પછી સાર્વજનિક કામમાં તો સર્વ જાતિ સરખી ગણાય—ગણવી અને સર્વેએ એકદિલથી રાષ્ટ્રહિત, સમાજહિત તથા સાર્વજનિક હિત સાધવું ઘટે. આમ કરવામાં જે ચૂકે તે મરે, અને તેનો મોક્ષ પણ ન થાય. તેના આલોક અને પરલોક બંને બગડે. આ રીતે પોતાનું કર્તવ્ય બજાવવાની અપરિહાર્ય જવાબદારી દરેકને તેણે સમજાવી. એ જવાબદારી ધીમે ધીમે લોકોના મનમાંથી ક્યારે ક્યારે ને કેમ વધતી ઓછી થતી ગઈ, તે સમજવા જેવું છે; અને તેમાં ઇતિહાસનું અધ્યયન છે. ભવિષ્યમાં આપણે જોઈશું કે કેટલાક ઇસમો એવા નીકળ્યા કે જેઓ સ્વહિત સાધવામાં તત્પર હોવા છતાં સમાજહિતનો દેખાવ કરતા હતા; અને સમાજહિતના નેતાઓ એવા સ્વાર્થસાધકોને બહાર લાવવાનો પ્રયત્ન કરતા હતા. આ પ્રકારનો ઝઘડો આશરે દોઢસો વર્ષ ચાલ્યો. એક જાતિનું મહત્ત્વ વધારે કે એક સમાજનું મહત્ત્વ વધારે એ પ્રશ્નનો નિકાલ લાવવામાં એ રીતે સેંકડો વર્ષ ગયાં અને હજી પણ એ ઝઘડો ચાલુ જ છે.

શિવાજીની યોગ્યતા ચોકસપણે ઠરાવવાનો યોગ્ય સમય હજી આવ્યો જ નથી. મહાન્ પુરુષોના સંબંધમાં હંમેશાં તેમજ બનતું આવ્યું છે. તેની મહત્તાજ તેમાં નડે છે. તેનાં પરાક્રમોથી રાગદ્વેષ આવીને તે આંખને અંધતા આપે છે. એ અંધતા દૂર થયા સિવાય સત્ય સૂઝે નહીં. સિવાય, તે વખતના કાગળપત્રો હજી ઘણા જડતા આવે છે અને ઘણી વાતો અંધારામાંથી અજવાળામાં આવતી જાય છે. અર્થાત્ દિવસે દિવસે તેની યોગ્યતા વધારે અને વધારે અંકાતી જશે.

જે પુરુષને કદી કોઈ પ્રકારનું દુર્વ્યસન અડયું નથી, જેણે પરસ્ત્રીને માતા સમાન ગણી છે, જેણે સ્વધર્મ પ્રમાણે જ પરધર્મનું પણ માન સાચવ્યું છે, જેણે લડાઈમાં પરાભવ પામેલા શત્રુને પણ

તેના જખમો રૂઝવીને તેને ઘેર પહોંચાડયા છે, જેણે લશ્કર, કિલ્લા, નૌકાસૈન્ય વગેરેની યોજનાથી દેશના રક્ષણુની પુરતી તજવીજ કરી રાખી છે, જેણે સંકટને વખતે જાતે બધાથી આગળ પડીને દેશ-સેવા કરવાનું શીખવ્યું છે, જેણે અનેક અણીના પ્રસંગે કેવળ પોતાનો બચાવ કર્યો છે, જેણે ઔરંગઝેબ જેવા પ્રતાપી બાદશાહનો ભગીરથ પ્રયત્ન સતત ત્રિશ વર્ષ સુધી પણ યત્કિંચિત ફાવવા દીધો નથી, એટલુંજ નહીં, પણ જેણે ત્રણ મોટાં રાજ્યોનો પરાભવ કરીને આખા ભરતખંડમાં અપૂર્વ એવું સ્વરાષ્ટ્રનું સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરીને પોતાની કીર્તિ પૃથ્વી ઉપર અજરામર કરી છે, તે પ્રતાપી અને પુણ્યશીલ પુરુષની યોગ્યતા પૂર્ણપણે વર્ણવવાને કોણ સમર્થ છે? પુનાના તેના પોતાના રહેવાના વાડામાં પાંચ વર્ષ સુધી ઔરંગઝેબના સુબેદારો મુકામ નાખીને રહ્યા, અને તેથી જે મુખપાશ થયો તે તેણે સુરતનું નાક દાબીને છોડવ્યો. તેની આ કુશળતાની ઇતિહાસ સદૈવ તારીફ કરશે. કોઇને કદી પણ જાગીર કે જમીન નહીં આપનાર, ન્યાયના કામમાં કોઇની પણ મહોબત નહીં રાખનાર, દુષ્ટોનો કાળ પણ ગરીબોનો બેલી, અને એકંદર રૈયતને પેટનાં છોકરાંની પેઠે ગણનાર, સદૈવ સાવધ તથા ઉદ્યોગી, હંમેશાં માતુશ્રીના અર્ધા વચનમાં રહેનાર, અહર્નિશ રાષ્ટ્રની ચિંતા કરનાર, સ્વદેશ, સ્વભાષા તથા સ્વધર્મ એ ત્રિવિધ સંપત્તિનું યોગ્ય સંરક્ષણ કરનાર, અને પાપથી ડરનાર પણ રણમાં શૂરવીર, એવો આધુનિક કાળનો એ અદ્વિતીય રાજ્યસંસ્થાપક છત્રપતિ શિવાજી પ્રાચીન પુણ્યશ્લોકોની પંક્તિમાં બેસવાને સર્વથા પાત્ર છે.



# પ્રકરણ ૧૨ મું.

## છત્રપતિ શંભાજી.

**(૧) રાજ્યારોહણ અને તે માટેનો કલહઃ**—સાધારણ રીતે એવું જણાઇ આવે છે કે રાજ્ય સ્થાપન કરનાર પુરુષ જેવો બુદ્ધિમાન્ અને પરાક્રમી હોય છે, તેવા તેની પછીના પુરુષો હોતા નથી. આ નિયમ મરાઠી રાજ્યને પણ લાગુ પડે છે. શંભાજી નબળો નિપજે તેવી કોઇપણ પરિસ્થિતિ નહોતી. જન્મથી તે સુખચેનમાંજ ઉછર્યો નહોતો. માતાનું સુખ તો તેને મળ્યું જ નહોતું. અને શિવાજી જેવા મહાપુરુષના સહવાસમાં તે ઘણાં વર્ષ રહ્યો હતો. શિવાજીએ દેશહિત માટે વેઠેલાં કષ્ટ અને ત્રાસ તેણે જોયાં–અનુભવ્યાં હતાં. આના કરતાં બીજું વધારે મહત્ત્વનું કયું શિક્ષણ તેને મળવાનું હતું? એમ છતાં પણ એ અપ્રતિમ સંસ્કારનું તેના પર વિપરીતજ પરિણામ આવ્યું. શિવાજી પણ તેને ઓળખી શક્યો હતો અને તેટલાજ માટે તેને પન્નાળા ઉપર અટકાવી રાખ્યો હતો. પણ શિવાજીનું મરણ એકાએક થયું. એટલે રાજ્યની વ્યવસ્થા પછીથી કેમ કરવી તે ઠરાવી આપવાને તેને અવકાશ મળ્યો નહીં. પોતાનું મરણ આટલી ઉતાવળે થશે એમ તેને લાગ્યું હોત, તો અવશ્ય તેણે ભવિષ્ય માટેની યોજના ઘડી હોત. વળી શંભાજી સુધરશે જ નહીં એમ પણ તેને હજુ લાગેલું નહોતું. બાવિશ ત્રેવિશ વર્ષનો છે એટલે તેનામાં જુવાનીનો તોર અને ઉદ્ધતાઈ છે, પણ માથા ઉપર જવાબદારી આવશે એટલે તે બધું ચાલ્યું જશે એમ પણ તેને લાગેલું. અને ઇતિહાસમાં તેવા દાખલા પણ બનેલા છે. સલીમ અને શાહજહાંએ જુવાનીમાં તેના પિતાને અસંતોષ આપેલો, પણ ગાદી ઉપર બેઠા પછી તેઓ સીધાદોર થઇ ગયેલા. ઇંગ્લંડનો પાંચમો હેનરી પણ યુવાન હતો

ત્યારે ગાંડા જેવો હતો; અને બધાને તે ગાદી ઉપર આવ્યો ત્યારે બીક લાગતી હતી. પણ ગાદી ઉપર આવ્યા પછી તે એવી રીતે વર્ત્યો કે ઉત્તમ રાજા તરીકે ગણાયો. ખુદ શિવાજીનાં પણ જુવાનીનાં કૃત્યો જોઇએ તો ભવિષ્યમાં તે આવાં મહાન્ કૃત્યો કરી શકશે એમ કોણ કહી શકે? શાહજીને પણ તેનો ભરોંસો નહોતો. અર્થાત્ ઇતિહાસમાં એવાં ઘણાં ઉદાહરણ છે. પણ કમનસીબે શંભાજી સીધો થયો નહીં. રાજ્યકારભાર બરાબર ચલાવવાના બે માર્ગ હતા. એક તો એ કે બધા આગેવાન માણસોની સંમતિ લીધા સિવાય શંભાજી વિરુદ્ધ પ્રપંચ થવો જોઇતો નહોતો. અને જો કરવો હતો તો પછી શંભાજીને કોઇ પણ મદદ ન આપી શકે તેવી ગોઠવણ કરવી જોઇતી હતી. શિવાજીના મરણની બાતમી બહુ દિવસ છુપાવી શકાય તેમ હતું જ નહીં, એટલે પ્રપંચ ગોઠવતાં પણ સર્વેએ એકમત થવાની જરૂર હતી. એ એકમતી જો શક્ય નહોતી, તો પછી વિના-કારણ પ્રપંચ કરી શંભાજીને ચીડવવો જોઇતો નહોતો. નિદાન એકમતી થતાં સુધી બધો વ્યવહાર શંભાજીના ધોરણ ઉપર ચાલવા દેવો જોઇતો હતો. શંભાજી વિશ્વાસઘાતી નહોતો, પણ શૂરવીર, સહૃદય અને ઉદાર મનનો હતો. માત્ર તે ઉતાવળો, ઉદ્ધત અને તામસી હોવાથી પોતાના તરંગ પ્રમાણે વર્તતો. આવા માણસને ખુશ રાખીને તેના તરંગને સન્માર્ગે વાળી શકાત. ઔરંગઝેબ જેવો તે કપટી કે વિશ્વાસઘાતી હોત તો તેણે આટલી ઉતાવળે શુભેચ્છકોનો નાશ ન કર્યો હોત. શિવાજીએ ભિન્ન ભિન્ન પ્રકૃતિના હજારો માણસોના તરંગોને પરખીને તેમનો સદુપયોગ કરી લીધો હતો. હવે તેજ માર્ગ પ્રધાન મંડળે શંભાજીના સંબંધમાં લેવો જોઇતો હતો. શિવાજીના મરણના સમાચાર તેને મોકલીને બધાએ તેને રાયગઢ બોલાવી મદદ કરી હોત, તો તે આટલો ભ્રમિત અને ઘાતકી થયો નહોત, અને કદાચ બધાના તંત્ર પ્રમાણે પણ વર્ત્યો હોત. પણ તે રસ્તો કોઇને ન સૂઝયો; અને તે કેવળ પોતાના તરંગ પ્રમાણે વર્ત્યો. શંભાજીનો સ્વભાવ

તેની મુદ્રામાં રાખેલી ઉક્તિ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે. તેની મુદ્રામાં નીચે પ્રમાણે ઉક્તિ હતી—

**श्री शंभोः शिवजातस्य मुद्रा द्यौरिव राजते ।**
**यदंकसेविनो लेखा वर्तते कस्यनोपरि ॥**

અર્થાત્—શંભાજીનો જે આશ્રય કરશે, તેનો અધિકાર કોના ઉપર નહીં ચાલે? આ ઉક્તિમાં કેટલું ઔદ્ધત્ય અને અવિવેક છે!

વાસ્તવિક રીતે જેને ખરૂં સ્વદેશાભિમાન કહીએ તે પણ લોકોમાં તે વખતે વિશેષ નહોતું. દરેક સ્વાર્થદૃષ્ટિથી વર્તતા હતા. શિવાજીનું મરણ થતાંજ ગાદી માટે કલહ શરૂ થયો, અને તેનું નિરાકરણ આગેવાન લોકો પણ કરી ન શક્યા, એ કેટલું શોચનીય ગણાય?

શિવાજીના અંતકાળ વખતે મુખ્ય પ્રધાનોમાંથી પણ કોઇ પાસે નહોતા. હંનમંતે કોલ્હાપુરમાં, અન્નાજી કોકણમાં, મોરોપંત ઉત્તરમાં, અને હંબીરરાવ કરાડ તરફ હતો. 'શંભાજીથી મારી ગેરહાજરીમાં રાજ્યની વ્યવસ્થા થઇ શકશે નહીં,' એવા ઉદ્દગાર શિવાજીએ વખતો વખત કાઢેલા તેનો લાભ લઇને અને શંભાજી પાસે નહોતો તે જોઇને, સોયરાબાઇએ કેટલાક માણસોની સલાહથી રાજારામને ગાદીએ બેસાડવાની ખટપટ ચલાવી અને શિવાજીની ઉત્તરક્રિયા રાજારામને પાસે રાખીને આબાજી ભોસલે પાસે કરાવી. રાજારામ આ વખતે ૧૯ વર્ષનો હતો. શંભાજીને મરણની બાતમી પણ તરત મોકલવામાં આવી નહીં. મોકલી હોત તો તે ત્રણ ચાર દિવસે પણ રાયગઢ આવી પહોંચ્યો હોત. અન્નાજી દત્ત, મોરોપંત વગેરે બે ચાર દિવસમાં જ આવી પહોંચ્યા. તેમની પાસે સોયરાબાઇએ રાજારામને ગાદી ઉપર બેસાડવાની મસલત ચલાવી. શંભાજી ઉપર શિવાજીની પ્રીતિ નહોતી એ તો સૌ જાણતાં હતાં, અને બીજાઓને પણ તે ગમતો નહોતો જ. એ બધાનો નાશ કરશે અને પોતે પણ નાશ પામશે એવી સૌને ભીતિ હતી. અને મોગલો તો હારીનેજ બેઠા છે; એટલે

વ્યવસ્થા કરવાની ખાસ જરૂર હતી. તેથી અન્નાજી દત્ત, મોરોપંત પિંગળે, પ્રલ્હાદ નિરાજી અને રામચંદ્રપંત, વગેરેને સોયરાબાઇનો એ વિચાર પસંદ પડયો. આ બધામાં અન્નાજી દત્ત પ્રમુખ હતો. તેણે પ્રથમ રાયગઢનો બંદોબસ્ત કર્યો, અને પછી શંભાજીનો બંદોબસ્ત કરવાને જનાર્દનપંત સુમંતને લખી મોકલવાનું ઠર્યું. લખવાનું તમામ કામ બાલાજી ચિટનિસ કરતો. અને જે હુકમ ચિટનિસના હાથથીં ન લખાતો તે બરાબર પળાતો પણ નહીં. નિદાન બાલાજીના હસ્તાક્ષર સિવાય આજ સુધીનો કોઇપણ હુકમ બહાર પડેલો જ નહીં. એટલે આ હુકમ પણ બાલાજી પાસેજ લખાવવો જોઇએ. પણ, બાલાજીનું વલણ શંભાજી તરફ હતું. સોયરાબાઇ માટે પણ તેને એટલું માન નહોતું, અને તે માનતો હતો કે આ પ્રપંચ સફળ નહીં થાય. (શિવાજીની હાજરીમાં પણ રાજારામને ગાદી અપાવવાની સોયરાબાઇએ ખટપટ ચલાવેલી, પણ તે બાલાજીને પસંદ નહોતી. આમ હોવાથી તેને અતિ આગ્રહ કરવા છતાં પણ તે સ્વહસ્તે લખી મોકલવાની તેણે ના પાડી. બહુજ આગ્રહ થયો ત્યારે તેના પુત્ર "આવજી પાસે મરજી પડે તે લખાવો" એટલું તેણે કહ્યું. એટલે આવજી પાસે લખાવીને પત્ર પન્નાળા મોકલ્યો. (હિરોજી ફર્જંદ અને સોનાજી નાયક ઉપર એ પત્ર હતો. તેમાં જણાવ્યું હતું કે, "મહારાજના મરણના ખબર ફેલાવવા નહીં. માત્ર શંભાજીને કેદ કરી સાવધ રહેવું." શંભાજી ઉપર પણ પત્ર હતો જ. પણ શંભાજીને એ પત્ર મળતાં પહેલાંજ બધી બાતમી મળી ગઇ, અને તેણે એ પત્ર લાવનાર જાસુસોને ખૂબ ધમકાવ્યા. જાસુસોએ ગભરાઇ જઇ ખરી હકીકત બધી તેને જણાવી દીધી એટલે તરતજ શંભાજીએ સોનાજી નાયક તથા સૂર્યાજીને ઠાર મારી નાખ્યા. માત્ર હિરોજી તે વખતે ચિપલુણ ગયેલો એટલે બચ્યો. શંભાજીએ તરતજ પન્નાળા તાબામાં લીધો અને તેનો બંદોબસ્ત કરી વાળ્યો. અને એ વાતની કાંઇ બાતમી રાયગઢ જવા ન દીધી.

અહીં રાયગઢ ઉપર સોયરાબાઇના પક્ષે શિવાજીના મરણ પછી એક મહિનો અને ત્રણ દિવસે રાજારામને ગાદી ઉપર બેસાડી કારભાર શરૂ કર્યો. એટલા દિવસો કેમ ગયા તે સમજાતું નથી. પણ મસલત ચલાવવામાં અને સહુને આ પક્ષમાં વાળવામાંજ એ વખત ગયો હશે. રાયગઢની નીચેના ભાગનો બંદોબસ્ત માલુ સાવંતને સોંપ્યો હતો અને હુંબીરરાવને પણ બંદોબસ્ત રાખવા જણાવ્યું હતું. પણ તેટલુંજ કરીને એ લોકો બેસી ન રહ્યા. ખરી રીતે બધાએ બહાર પડીને બીજા લોકોને પણ પક્ષમાં લેવા જોઇતા હતા, અને બંદોબસ્ત કરવો જોઇતો હતો, પણ તે મોટી ભૂલ થઇ. વિનાકારણ બધા રાયગઢ ઉપર જ બેસી રહ્યા. વળી પેશ્વા મોરોપંત અને અન્નાજી વચ્ચે જબરો વિરોધ હતો, બાકીના લોકોને કંઇ ખાસ આગ્રહ નહોતો. પણ એકંદરે સોયરાબાઇનો પક્ષ જોઇએ તેવો પ્રબળ નહોતો.

શંભાજીએ પન્નાળાનો બંદોબસ્ત કર્યો, પણ તેની પાસે લશ્કર નહોતું. એટલે તેણે જનાર્દનપંતના હાથ નીચેના કેટલાક માણસોને ફોડયા અને એક દિવસે રાતના અચાનક છાપો મારી તેને પણ પકડી કેદ કરી પન્નાળા આણ્યો. શંભાજીનો આ પહેલો વિજય છે. આ બાતમી હુંબીરરાવને મળતાં તે પણ ડરી ગયો. તે જાતે કુશળ કે ચતુર નહોતો. ધણીનો હુકમ વફાદારીથી પાળવા સિવાય તે કાંઇ સમજતો નહોતો. એથી શંભાજીએ તેને પોતાની મદદમાં બોલાવ્યો કે તેની વિરુદ્ધ વર્તવાની તેની છાતી ચાલી નહીં. વળી શિવાજીના જેવાંજ શૌર્ય તથા સાહસ તેનામાં હશે એમ તેણે જનાર્દનપંત પરના હુમલાથી માની લીધું. આ રીતે તે શંભાજીને જઇ મળ્યો, અને શંભાજી એટલી સવડ થતાં બધું લશ્કર લઇ રાયગઢ ઉપર આવ્યો. રસ્તામાં પેશ્વા મોરોપંત પણ તેને મળ્યો. આમ થતાં સોયરાબાઈના પક્ષના ઘણા માણસો ખપી ગયા, અને શંભાજીને આવી મળ્યા. કિલ્લાની નીચેના ભાગનો રખેવાળ માલુ સાવંતના

માણસો પણ તેને આવી મળ્યાં. અને એ પ્રમાણે થતાં કિલ્લાના દરવાજા પણ બંધ થયા નહીં, એટલે શંભાજીનો કિલ્લામાં સહજજ પ્રવેશ થયો. શંભાજીએ તરતજ મોરોપંત પિંગળે, અન્નાજી દત્ત વગેરેને ઘેર જપ્તી મોકલી અને તે બધાને તથા રાજારામને કેદ કર્યા. વળી માલુ સાવંત વગેરે પંદર માણસોને એકદમ ઠાર મારી નાખ્યા. વળી લાગલાજ સોયરાબાઇ પાસે જઇને "તમે રાજ્યલોભને લીધે મહારાજને વિષ પ્રયોગ કરી મારી નાખ્યા" વગેરે કહ્યું, અને તેને અંધારી કોટડીમાં પૂરી દીધી. ત્યાં તે અન્નપાણી વગર ત્રીજે દિવસે મરણ પામી, અને તેની ક્રિયા રાજારામ પાસે કરાવી. એ ઉપરાંત લગભગ બસો ત્રણસો સરદારોને જબરી શિક્ષા કરી. આ ક્રૂર વર્તનથી શંભાજી ઉપર લોકોની જે કાંઇ થોડી પણ પ્રીતિ હતી તે નષ્ટ થઇ. સોયરાબાઇના પક્ષના શિર્કે સરદારને તેણે શત્રુ ગણ્યા અને મોરોપંત પિંગળેનું ઘર લૂટી લઇ તેનું પદ બહિરોપંતને આપ્યું. આ પ્રમાણે કરી શંભાજી સન ૧૬૮૧માં શિવાજીના મરણ પછી સાડાત્રણ મહિને ગાદીએ બેઠો અને કારભાર શરૂ કર્યો. પ્રધાનો પાસેથી જે તે કામ બારોબાર ન લેતાં મુતાલિકો માર્ફતે લેવા માંડયું.

સોયરાબાઇ ઉપર શિવાજીને મારી નાખવાનો આરોપ શંભાજીએ શા આધારે મૂક્યો તે કાંઇ સમજાતું નથી. ચિટનિસ બાલાજી તેની વિરુદ્ધ હતો, અને અહીં ચાલતી ખટપટ કદાપિ તેણે શંભાજીને જણાવી પણ હોય. વળી તેના પુત્ર આવજીએ શંભાજીને કેદ કરવાનો હુકમ લખ્યો. તે માટે શંભાજી આવજી ઉપર વેર ન લે તે હેતુથી પણ કદાચ તેણે શંભાજીને વહાલા થવા આવો આરોપ સોયરાબાઇ ઉપર મૂકયો હોય. ખરૂં શું હશે તે કહી શકાતું નથી.

**(૨) કરતા કારવતાઓનો વધ**—રાયગઢનો બંદોબસ્ત કરીને શંભાજી પન્નાળા ગયો. તેટલામાં ઔરંગજેબનો પુત્ર અકબર તેનો આશરો લેવા રાયગઢ આવ્યો. જોધપુરનો શૂરવીર સરદાર દુર્ગાદાસ તેની જોડે હતો. શંભાજીની ગેરહાજરીમાં પણ તેની તજવીજ બરા-

ખર રહી, અને શંભાજીને પણ ખાતમી મળતાં તેણે તેની તજવીજ માટે પોતાના કારભારીને મોકલી આપ્યો, અને પોતે જાતે પણ થોડા દિવસ પછી રાયગઢ આવ્યો.

થોડા દિવસ શાહજાદો રાયગઢ એકલો રહ્યો. તે દિવસોમાં અનાજી દત્તના પક્ષે તેના પાસે શંભાજીના વિરુદ્ધની અને રાજારામના લાભની કેટલીક વાતો કહી. પણ તેથી કંઇ લાભ ન થતાં તેણે ઉલટો શંભાજીનો ક્રોધ પોતાના ઉપર ખેંચી લીધો. એમ કહેવાય છે કે દાદજી પ્રભુએ આ ખાતમી શંભાજીને આપી અને શાહજાદાએ તેનો પુરાવો આપ્યો. અન્નાજી દત્તે એ સંબંધી એક પત્ર શાહજાદાને લખેલો, અને શાહાજાદે તે પત્ર શંભાજીને બતાવ્યો. એટલે શંભાજી અતિશય ચિડાયો. ગમે તેમ હો, પણ અનાજી સરખા અનુભવી અને કુશળ માણસના હાથે આ બીજી ભૂલ થઈ. આપણા શત્રુમિત્ર કોણ છે, પરિસ્થિતિ કેવી છે, અને પ્રયત્નનું ફળ આવવાનો સંભવ કેટલો છે, તેનો વિચાર કર્યા સિવાય જે કંઇ કરવામાં આવે, તેનું પરિણામ બુરૂં જ આવે. અને તે રીતે અનાજીના આ કૃત્યની તેને અત્યંત કડક શિક્ષા થઇ. અનાજીની આ ભૂલ ન થઈ હોત, તો કદાચ શંભાજીએ પ્રધાન મંડળને છેડયું નહોત. પણ પછી તો શંભાજીને એમ જ લાગ્યું કે અનાજી દત્તના તથા સોયરાબાઇના પક્ષના શિર્કે સરદાર એટલાજ મારા વિરુદ્ધ નથી; પરંતુ શિવાજીના વખતના સઘળા આગેવાન માણસો મારૂં અહિત વાંછે છે, અને એ બધાનો નાશ ન થાય ત્યાં સુધી હું નિર્ભય કે નિશ્ચિંત નથી. એ બધા મારૂં ગળું ક્યારે કાપશે તેનો કાંઇ ભરોંસો નહીં, માટે તેમના પર કદી વિશ્વાસ મૂકવો નહીં, અને બની શકે તેમ તેમને દૂર કરવા. શંભાજીનો આ વિચાર મરણ પર્યંત કાયમ રહ્યો. પછીથી જો કે બીજા ઘણા બનાવો બન્યા, અને અનેક સંકટો પણ આવ્યાં; તથાપિ આ તેનો દુરાગ્રહ કદી છુટયો નહીં. તેના કલ્યાણનો માર્ગ બતાવે, તેમાં પણ એ લોકોનો કંઇ હાથ છે એમ તેને

લાગે તેથી ગમે તેટલું નુકશાન થાય તો પણ એ માર્ગે તે જાય નહીં, શંભાજીનો એવો હઠીલો સ્વભાવજ હતો. તે ઔરંગજેબની પેઠે કપટી નહોતો. રાજકર્તા પુરુષે ઉતાવળા ન થવું જોઇએ. હંમેશાં સાવધ રહીને તેણે પોતાનો ઉદ્દેશ બીજાને જણાવા ન દેવો, પોતાની મનોવૃત્તિ છુપાવીને બહાર જુદી બતાવવી અને શત્રુનું છળકપટ જાણી લઇ તેની સાથે મિત્ર પ્રમાણે વર્તી તેને તાબામાં લઇ લેવો, એવી ઔરંગજેબી-વિશ્વાસઘાતકી અને દીર્ઘદ્વેષી પદ્ધતિની બિચારા શંભાજીને બિલકુલ ગમ નહોતી. તેના મનની એ જબરજસ્ત શંકાની નિવૃત્તિ મરણ સુધી પણ થઇ નહીં. શંભાજીનું પછીનું બધું વર્તન એ સંશયના પાયા ઉપર થયું. ઔરંગજેબનું લશ્કર તેને પકડવા માટે આવ્યું, તેમાં પણ તેણે આ માણસોનુંજ કંઇક કારસ્થાન હશે એમ માનીને રક્ષણના કંઇ ઇલાજ લીધા નહીં. આ શંકાને લીધે તેણે અનેક માણસોને ક્રૂરપણે મારી નાખ્યા. તેમ છતાં પણ તેના શત્રુઓ તો કમી ન થતાં વધતા જ જાય છે એમ તેને લાગ્યું. કલુશાના હાથમાં બધી સત્તા આપવાનું પણ આ શંકાને લીધે જ થયું. પરિસ્થિતિ પ્રમાણે સ્વભાવ બદલી વાળવો એ તો એકલો શિવાજી જ જાણતો હતો. શંભાજી તે કદી પણ સમજ્યો નહીં.

આ રીતે શંકાના બલિદાનમાં અનેક અમૂલ્ય નરરત્નોનો ભોગ અપાયો. બધામાં મુખ્ય અન્નાજી દત્ત, તે પછી શિર્કે સરદાર, ચિટનિસ બાલાજી આવજી, તેનો ભાઇ શ્યામજી આવજી અને પુત્ર આવજી બાલાજી, અને હિરોજી ફર્જંદ: આ બધાને હાથીના પગ નીચે કચરાવીને મરાવી નખાવ્યા. બધાને આથી બહુ ખરાબ લાગ્યું અને સૌ હેબતાઇ ઉઠયા. શિર્કે સરદારનો તેણે સમૂળ ઉચ્છેદ કર્યો. “શિરકાણ” એટલે શિર્કે જ્યાં મળે ત્યાં તેને મારી જ નાખવો, એવો શબ્દ ત્યારથી પ્રચારમાં આવ્યો. ચિટનિસ બાલાજી ઉપર તેને એટલો ક્રોધ કેમ આવ્યો તે બરાબર સમજાતું નથી, પણ દાદજી રઘુનાથ દેશપાંડે અને બાલાજી વચ્ચે અતિશય દ્વેષ હતો. દાદજી

કલુશાના પક્ષનો હતો અને કલુશાને શિવાજીના વખતનો એક પણ માણુસ રહેવા દેવો ન હોતો. તેણે દાદજીને ચિટનિસી આપવા શંભાજીને કહેલું, પણ તે શંભાજીએ માનેલું નહીં. એટલે કલુશાએ શંભાજી નિશામાં હતો તે વખતે બાલાજીને મારી નાખવાનો હુકમ લઇ લીધો અને તેનો તાબડતોબ અમલ કરી દીધો. એટલે ચિટનિસને મરાવવામાં દાદજી અને કલુશા બંનેનો હાથ જણાય છે, શંભાજીની સ્ત્રી યેસૂબાઇએ એ બાબત ઘણો ઠપકો આપ્યો. ત્યારે શંભાજીને ઘણો પસ્તાવો થયો અને "મેં તો માત્ર તેને પકડવા જણાવ્યું હતું, મારી નાખવા કહેલું નહોતું," એવું કહ્યું. એટલે શંભાજીએ પાછી ચિટનિસી બાલાજીના વંશજોનેજ આપી.

પણ, બાલાજીના મરણથી રાજ્યને ઘણું નુકશાન થયું. ગમે તે પક્ષમાં હોય, છતાં સ્વામીભક્તિમાં ફરક ન પડવા દેવો એ પ્રભુ જાતિનો મોટો ગુણ બાલાજીમાં પૂર્ણપણે હતો. શંભાજીની મરજી સંભાળીને પણ તે રાજ્યનું હિત બને તેટલું કરત. આ ચિટનિસના કુટુંબનો મહારાષ્ટ્ર ઉપર મોટો ઉપકાર છે. જે કાંઇ ઇતિહાસ ઉપલબ્ધ છે, તે એ કુટુંબેજ લખી રાખેલો છે. એવી મહત્ત્વની કામગિરી બીજા કોઈએ કરી નથી. ઔરંગજેબ અને શિવાજી વચ્ચેનું તહનામું પણ આ બાલાજીએ ઘડેલું; અને ઔરંગજેબના બે કારભારીઓની મદદથી તે પાર પડેલું. બાલાજી ઉપર રામદાસસ્વામીની પણ ઘણી પ્રીતિ હતી. રાજ્યાભિષેકના કામમાં એ શિવાજીને બહુ ઉપયોગી થયેલો અને મરાઠાની જોડે પ્રભુનીતિનું પણ ક્ષત્રિયત્વ તેણે સ્થાપિત કરેલું. રઘુનાથ હનમંતેના કર્ણાટકના કારભારને શિવાજી પાસે તેણે પુષ્ટિ અપાવેલી. તે માટે હનમંતેનો તેના પર ઘણો પ્યાર હતો. શિવાજીના વતી તે એકવાર મુંબઇ ગયેલો, અને ત્યાંના અંગ્રેજો જોડેના વાંધાઓનો પણ તેણે નિકાલ કરેલો. પણ કલુશાના નીચ કારસ્થાનમાં તેનો ભોગ લેવાયો.

શંભાજીએ આગેવાન ગણાતા માણસોને હાથીના પગતળે કચ-

રાવી મરાવ્યા, એ અલબત્ત ક્રૂરતા છે, પણ તે ક્રૂરતાનું માપ વીસમી સદીની હાલની દષ્ટિથી કરવું ન જોઇએ. કેમકે હાથીના પગ નીચે કચરાવવા, શૂળી ઉપર ચડાવવા, પર્વત ઉપરથી ફેંકાવી દેવા, વગેરે શિક્ષાઓ એ વખતમાં અને છેક અઢારમા તથા ઓગણીશમા શતકની આખર સુધીમાં પણ ઘણી પ્રચલિત હતી. ગુન્હો અને શિક્ષા એના મહત્ત્વનું પ્રમાણ તે વખતે આજના કરતાં ભિન્ન હતું. ઓગણીશમી સદીમાં (સન ૧૮૩૨ માં) ઇંગ્લંડમાં પણ દુકાનમાંથી એક નાની સરખી ચીજ ચોરવા માટે અથવા રસ્તા ઉપર પડેલી જણસ છુપાવવા માટે દેહાન્ત દંડની શિક્ષા થતી. છેક હમણાંના વખત સુધી દુનિયાના દરેક દેશમાં મહાન્ અપરાધો માટે કેવળ મરણની શિક્ષા પુરતી ગણવામાં આવતી નહોતી. એટલે કોઇપણ ક્રૂર રીતે મરણ લાવવાનો વહીવટ હતો. શંભાજીના વખતમાં તો ઇંગ્લંડમાં અનેક ક્રૂર પ્રકારો ચાલતા. શંભાજી પછી સો વર્ષે ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિ થઈ તે વખતે ત્યાં જે ક્રૂર પ્રકારો થયા, કિંવા હૉલેન્ડની રાજ્યક્રાન્તિ વખતે સ્પેનના વહીવટમાં જે ક્રૂરતા વર્તી, તે સાંભળી પણ શકાશે નહીં. આ ઉપરથી શંભાજીનો અપરાધ ક્ષમ્ય હતો એમ કહેવાનો આશય નથી. પણ દરેક વાતનો તોલ જે તે સમયની પરિસ્થિતિને અનુસરીને કરવો જોઇએ.

શંભાજીની સ્ત્રી યેસૂબાઇ ડાહી હતી. તે પિલાજી શિર્કેની દીકરી હતી. તેની સાથે સન ૧૬૬૭ ના અરસામાં લગ્ન થયાં. સને ૧૬૮૦ માં તેને એક પુત્ર થયો. તેનું નામ શિવાજી, અને તેજ પછીથી શાહુ છત્રપતિના નામથી પ્રસિદ્ધિમાં આવ્યો. શિર્કેનો શંભાજીએ સમૂળ નાશ કરવા છતાં યેસૂબાઇએ તેને પ્રસંગોપાત્ત કહેવું ઘટે તે કહેલું અને તેટલું રાષ્ટ્રહિત સાધવા પ્રયત્ન કરેલો. શંભાજીના મરણ પછી ઔરંગજેબના તાબામાં પણ તે ઘણા ડહાપણથી વર્તી. બાલાજી મરાયા પછી તેના નાના દીકરા ખંડોબા અને નીલોબાને તેના પ્રયત્નથી જ ચિટનિસી મળી. શંભાજીનું ચિત્ત ઠેકાણે નથી એમ

જાણ્યા પછી તેણે સરકારી મહોરસિક્કો પોતાની પાસે રાખેલો અને દરેક હુકમ ઉપર તે પોતાની સમક્ષ ખંડોબા પાસે સિક્કો કરાવતી.

સન ૧૬૮૨ માં રામદાસસ્વામી મરણ પામ્યા. એમના મરણથી રાજ્યને ઘણી હાનિ થઇ. શંભાજી ઉપર દાબ રાખે એવી બીજી કોઇ વ્યક્તિ તે વખતે નહોતી. તેણે પોતાના મરણ પહેલાં શંભાજીને એક પત્ર લખેલો. એ પત્ર પરથી મરાઠી રાજ્ય માટેની તેની લાગણી જણાઇ આવે છે. એક બીજી હાનિ પણ આજ વખતમાં થઈ. રઘુનાથપંત હનમંતે પણ એજ સાલમાં મરણ પામ્યો. શિવાજીના મરણ પછી શંભાજી ગાદી ઉપર આવવાની બાતમી મળતાં તેને ઉપદેશના બે શબ્દો કહેવા સારૂ તે મોટું લશ્કર તથા ત્રિશ ચાળીશ હજાર હોન લઇને શંભાજીની મુલાકાતે રાયગઢ આવ્યો. શંભાજીએ દરબાર ભરી ઘણા ઠાઠથી તેની મુલાકાત લીધી. હનમંતેએ શંભાજીને મીજબાની આપી અને બીજાઓનો પણ સારો સત્કાર કર્યો. શંભાજીએ પણ તેને તેવુંજ માન આપ્યું. હનમંતેએ આ બધી યોજના હેતુસર ગોઠવેલી હતી. ખાનગી રીતે એકાંતમાં જઇને તેણે શંભાજીને ઠપકો આપ્યો હોત, તો તે તેણે સાંભળ્યો પણ ન હોત, અથવા તિરસ્કારી કાઢ્યો હોત. પણ હનમંતેએ જાહેર દરબાર ભર્યો અને તેમાં બધા જૂના માણસોને એકત્ર કર્યા, એટલા માટે કે શંભાજી જો યોગ્ય રીતે વર્તે, તો અમે બધા તેના તાબામાં રહેવા તૈયાર છીએ, એમ તેને બતાવવું. આવા પ્રતિષ્ઠિત અને પરાક્રમી પુરુષોનો હું આગેવાન છું અને એ આગેવાનીમાં અસાધારણ જોખમ તથા જવાબદારી છે. એ જવાબદારી મારે ઘણા ડહાપણથી બજાવવી જોઈએ. આમ અપ્રત્યક્ષ રીતે શંભાજીને લાગે, અને તે સન્માર્ગે વળે, એવા શુભ હેતુથી તેણે આ યોજના કરેલી. અને તેટલાજ માટે તેણે એક દિવસ ભર દરબારમાં શંભાજીને પ્રશ્ન કર્યો, કે "હવે શો વિચાર છે? રાજ્યની વૃદ્ધિ થવાને બદલે એ કમી થતું જાય છે તેનું કારણ શું? નોકરો બેદિલ છે, અને ઔરંગજેબ જેવો પ્રબળ શત્રુ ખાઇપીઇને પાછળ

પડયો છે, તેનું શું ધાર્યું છે? મહારાજ હજી હમણાંજ કૈલાસવાસી થયા, તેટલામાંજ આ શો ફેરફાર? મહારાજ કાંઇ સાથે લઈ ગયા નથી!” પણ આ બોલવું શંભાજીને રૂચ્યું નહીં. તેણે જેમ તેમ વખત કાઢી નાખ્યો અને કલુશાનું જોર વધતાં હુનમંતે તરફ દુર્લક્ષ્ય થયું. હુનમંતે આથી નિરાશ થયો અને કર્ણાટક તો હું સંભાળી રાખું એમ સમજીને તે રજા લઇ પાછો ગયો. ત્યાં ગયા પછી તો તે તરતજ મરણ પામ્યો. અને ત્યાંનો કારભાર હરજી રાજે મહાડિક તથા નીલો મોરેશ્વર પિંગળેને સોંપવામાં આવ્યો. નીલો બલ્લાળ ચિટનિસ પણ તેની જોડે હતો.

**(૩) શંભાજીની પરિસ્થિતિ, ઔરંગઝેબ અને કલુશા:**
—ઔરંગઝેબ જોડે ત્રિશ વર્ષનું યુદ્ધ ચાલુ હતું. પણ શિવાજીની હયાતીમાં તેનું આકરૂં સ્વરૂપ આવેલું નહીં, કેમકે તે વખતે ઔરંગઝેબ ઉત્તર તરફની ભાંજગડમાં હતો. શિવાજીના મરણ પછી તેને લાગ્યું કે હવે મારી ધારણા જલદી પાર પડશે. વળી શાહજાદો અકબર દક્ષિણમાં આવવાથી તેને દ્વેષ પણ વધારે આવ્યો હતો. આખા હિંદુસ્તાન ઉપર મોગલ સામ્રાજ્ય ફેલાવવાની તેની ઉત્કટ ઇચ્છા હતી. તેની પાસે અપાર લશ્કર હતું, અને તેને કપટજાળ પાથરતાં પણ સારી આવડતી હતી. એટલે તે પોતાની ધારણા અવશ્ય પાર પડશે એમ માનતો હતો. વિજાપુર, ગોવળકોંડા અને મરાઠા એ ત્રણે રાજ્યો ઉપર એ રીતે તેની તરાપ હતી. એ ઉપરાંત ચાલુ લડાઈએ મહીસુર વગેરે ભાગો ઉપર પણ હુમલા થતા હતા. તેથી શિવાજીના મરણ પછી બાદશાહ જાતે તમામ લશ્કર અને પુષ્કળ સાધન સંપત્તિ લઇને દક્ષિણમાં આવવા નીકળ્યો. તેની જોડે તેના ત્રણ દીકરા તથા આખું કુટુંબ હતું. દીકરાઓ તરફની તેને હંમેશાં ભીતિ રહેતી કે તેને દૂર રાખે તો બંડ કરે માટે તે હંમેશાં સાથે રાખી કંઇને કંઈ કામગિરી સોંપ્યા કરતો. એ દીકરાઓને પણ કેદની અને મરણની ભીતિ હંમેશાં રહેતી. આ રીતે ઔરંગઝેબ મોટા રસાલા સાથે

આવ્યો અને પ્રથમ ઔરંગાબાદમાં અને પછી અહમદનગરમાં તેણે મુકામ નાખ્યો. તેને ખાત્રી હતી કે વર્ષ બે વર્ષમાં આ ત્રણે રાજ્યોનો પાર આવી જશે, અને તેટલા માટે તેણે સપાટાબંધ પ્રવૃત્તિ શરૂ કરી. તે માનતો હતો કે અકબર પાદશાહના જેટલી જ ચાલાકી અને ચાતુરી મારામાં છે. તે ઉપરાંત તેનામાં જે કપટવિદ્યા નહોતી, તે પણ મારામાં છે, એટલે વિજયના મોટા ગુમાનમાં તે હતો. પણ આવડા મોટા લશ્કરની મદદથી જે કાર્ય અકબરે થોડા જ વખતમાં કર્યું હોત, તે તેના હાથથી ઉલટું નિષ્ફળ ગયું, અને તેનો પોતાનો જ ઘણી રીતે વિનાશ થયો. આ વિપરીત પરિણામનું કારણ મરાઠા હતા. મરાઠા સિવાયના તમામ શત્રુઓનો તેણે પરાભવ કર્યો. પણ મરાઠાને જીતવામાં તે ફાવી શકયો નહીં. બાદશાહના બીજા પણ શત્રુઓ તે વખતે હતા. અંગ્રેજો, પોર્ટુગીઝો અને શીદી એ પૈકી શીદીને તેણે તાબામાં લીધો હતો, અને આ લડાઇમાં તેની મદદ પણ લીધી હતી, અને અંગ્રેજ તથા પોર્ટુગીઝોને તેણે દાબમાં રાખ્યા હતા. પોર્ટુગીઝો તો એ વખતે નબળા પડી ગયા હતા, અને અંગ્રેજો પ્રસંગ જોઈને વર્તતા. મરાઠા તથા મોગલ બંનેને ખુશ રાખીને તેઓ પોતાનો બચાવ કરી લેતા. પણ એક વખત બાદશાહને વહેમ આવતાં તેણે દશ વર્ષ સુધી અંગ્રેજોને ઘણો ત્રાસ આપ્યો હતો.

આ ઉપરથી શંભાજીની પરિસ્થિતિ કેટલી વિકટ હતી તે ખ્યાલમાં આવશે. એક બાજુ બાદશાહના જોર ઉપર કૂદનારો શીદી નજીકમાં જ મોઢું ફાડીને બેઠો હતો. બીજી બાજુ બાદશાહ પોતે તેને આખો ને આખો ગળી જવાના વેતમાં હતો, અને ત્રીજી બાજુ અંગ્રેજ તથા પોર્ટુગીઝો સ્વાર્થ સાધવાનો લાગ જોઇ રહ્યા હતા. ચોથી બાજુ તેના પોતાના કુટુંબમાં જ બહુ કલહ હતો. અને વિશ્વાસઘાત, ગુપ્ત પ્રપંચ, બેવફાદારી વગેરે વાતાવરણમાં તે ઘેરાયલો હતો. આ રીતે ચારે તરફની સ્થિતિ તેને વીંછીની પેઠે ડંખ દેતી હતી, અને આ ચાલુ પીડાઓની વચ્ચે તેને માર્ગ કરવાનો હતો.

શંભાજી ઉપર આરોપ મૂકતાં પહેલાં આ પરિસ્થિતિનો વિચાર જરૂર કરવો જોઇએ. ખરી રીતે તો તેણે આ ચારે બાજુથી આવેલાં સંકટો-ને પહોંચી વળવાને અતિશય પ્રયત્ન કર્યો છે. તે વ્યસનાધીન હતો એ ખરૂં, પણ શિવાજીના પુત્ર તરીકે કેવળ જ નાલાયક નહતો. નવ વરસની કારકિર્દીમાં તેણે પણ શિવાજીની પેઠે એકે દિવસ નિરાંતે ઉંઘ લીધી નહતી. બધા શત્રુઓ સાથે તે એક સરખો લડયા કરતો હતો અને બધા ઉપર તેણે છાપ પાડી હતી. વિજાપુર અને ગોવળકોંડાનો પરાભવ થયા પહેલાં શંભાજીની એવી હાર પણ થઇ નહોતી. પણ તે એનો પરાભવ થયા પછી બાદશાહની પ્રચંડ શક્તિ એકલા શંભાજી તરફ જ વળી. શિવાજીના વખતમાં આટલાં સંકટો ચોતરફથી એકી સાથે આવેલાં નહીં. કદાચ આવ્યાં હોત તો તેણે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને આવવા દીધાં નહોત. પણ હિકમત, કાવાદવા, કે યુક્તિપ્રયુક્તિ શંભાજીને આવડતાં નહોતાં. બે શત્રુઓ સાથે ચડી આવે તો એકની ગમે તે રીતે પણ સમજુત કરીને બીજા ઉપર સંપૂર્ણ બળ વાપરવાની શિવાજીની કળા તેને કદી આવડતી નહીં. તેને તો શત્રુ થયો એટલે તેની સાથે લડવું જ અને તે લડતાં પ્રાણ જાય તો પણ ભલે, એટલી જ સમજ હતી. તે સ્વભાવનો ઉતાવળો અને ભોળો, તથા જેટલો પરાક્રમી અને શૂરવીર તેટલો જ હઠીલો અને દુરાગ્રહી હતો. પ્રત્યક્ષ મૃત્યુનો તેણે સ્વીકાર કર્યો, પણ પોતાનો માની સ્વભાવ તેણે છોડયો નહીં. આ સ્વભાવથી તેનું ઘણું બગડયું, પણ તેનામાં નિંદ્ય કે તિરસ્કરણીય એવું કંઇ નહતું. આવા સ્વભાવનો માણસ એક વખત વિશ્વાસઘાત કે ગુપ્ત પ્રપંચના વહેમમાં સપડાયો કે બસ, પછી તેને બીજું કંઇ જ સૂઝે નહીં. તેના ખરેખરા ભલાની વાત પણ તેને ખરી લાગે નહીં. જેમ તેનો લાભ વધારે સમજાવીએ તેમ તે વધારે ચિડાય. આવા માણસને સુખ અને શાંતિ જરાપણ હોય જ નહીં. તેના મનમાંથી ગભરાટ, ચિંતા કે ઉદ્વેગ કદી જાય જ નહીં. એક અવિશ્વાસને લીધે શંભાજીની આવી અવસ્થા થઇ. ઔરંગ-

જેબમાં પણ અવિશ્વાસ હતો; પરંતુ મનની વાત મનમાં રાખીને બહાર બીજો ભાવ બતાવવાની કળા તેને સારી આવડતી હતી, એટલે તેનો વિનાશ આટલી ઉતાવળે થયો નહીં. જો કે પરિણામ તો તેનું પણ તેવું જ આવ્યું.

ઑર્મ નામના ઇતિહાસલેખકે, શંભાજીની લડાઇઓની સવિસ્તર રસભરી તથા મુદ્દા સાથે હકીકત આપેલી છે. તે વાંચતાં તેનું શૌર્ય, સાહસ અને આગ્રહ વગેરે ગુણ આશ્ચર્ય પમાડે છે. અને એવા પુરુષને છેવટે અપયશ મળ્યો એ જાણી ખેદ થાય છે. આ શત્રુઓ જોડે તે સતત લડતો હતો, છતાં ચારેને તે દાદ આપતો ન હોતો, અને અનેક વખતે તે ચારેને તેણે હંફાવ્યા હતા. ઑર્મ તથા મનૂચીના લેખો પરથી સમજાય છે કે શંભાજીની તલવારને એક દિવસનો પણ વિસામો મળ્યો ન હોતો. ખુદ શિવાજીએ પણ એટલો પરિશ્રમ વેઠ્યો નહોતો. એટલે શંભાજીની કિમ્મત આ ઉપરથી કરવાની છે. વ્યસનાસક્ત હોવા છતાં વ્યસનનો લાભ લેવાનો પણ તેને વખત મળ્યો નથી. તેની જગાએ રાજારામ હોત તો તે પણ આટલું કરી શકત નહીં. કદાચ માણસો તેના લાભમાં હોત અને બધાના સરખા બળથી તેને લાભ મળ્યો હોત, પણ નિઃસહાય અને નિરાધાર શંભાજીએ પોતાની જ અક્કલ પ્રમાણે રાજ્ય-નૌકા તે વખતના ખળભળેલા ભયંકર સમુદ્રમાં હાંકી; અને તે તેમાં નિષ્ફળ થયો.

**નિકોલો મનૂચી** નામનો વેનિસનો એક પ્રવાસી સન ૧૬૫૬ થી સન ૧૭૧૭ સુધી હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે ફરેલો. શિવાજી અને જયસિંગની મુલાકાત વખતે એ જયસિંગની પાસે તોપખાનાનો ઉપરી હતો. શંભાજીની પાસે તે પોર્ટુગીઝોનો વકીલ થઇને આવ્યો હતો. તેણે ઘણો સમય મોગલ દરબારમાં ગાળેલો, અને તેને જુદા જુદા પ્રકારનો ઘણો અનુભવ હતો. ઔરંગઝેબના શાહજાદા મોઆઝીમ પાસે તે ઘણાં વર્ષ ડાક્ટર તરીકે રહેલો, અને છેક ૧૭૧૭

માં તે મદ્રાસમાં મરણ પામ્યો. તેણે મોગલ રાજ્ય સંબંધે ખુલાસા-વાર વૃત્તાંત વિસ્તૃત રીતે લખેલું છે, પણ તે હમણાં સુધી બહાર આવેલું ન હોતું. તેને ઘણાં વર્ષનો પ્રત્યક્ષ અનુભવ હોવાથી તેનું એ વૃત્તાંત ઘણું કિંમતી છે. એમાં શંભાજી માટે પણ તેણે સો પચાસ પાનાં લખેલાં છે. તે વાંચતાં આપણને શંભાજીની ખરી કદર કરવાનું સૂઝે છે; અને તેના પરાક્રમ માટે માન ઉત્પન્ન થયા વગર રહેતું નથી. પોર્ટુગીઝો, અંગ્રેજો અને મોગલોને પણ તેની કેટલી ધાસ્તી હતી એ તે પરથી સમજાય છે. તેના બાપની ચતુરાઈ કે સમય-સૂચકતા તેનામાં નહોતી; માટે જ તેને યશ મળ્યો નહીં, અને વ્યસ-નાસક્તિને લીધે તેનાં બધાં પરાક્રમ ઉપર પાણી ફરી વળ્યું. અર્થાત કેવળ પરિણામ ઉપરથી તેની યોગ્યતા આંકવી યોગ્ય નથી. મરણ પહેલાંના માત્ર થોડા મહિના જ તે વ્યસનના નાદમાં સપડાયો હતો, એમ મનૂચી જાતમાહિતી ઉપરથી જણાવે છે.

એ વખતના કાગળો પણ બહુ મળતા નથી, કેમકે તેનો ઘણો સમય લડવામાં જ ગયો. એટલે કારભાર કરવાની તેને ફુરસદ જ મળી નહીં. વળી કારભાર જાળવવાની તેને શિવાજીના જેવી કાળજી પણ નહોતી. પ્રધાનો અને સરદારો ઉપર અવિશ્વાસ, ઘણા શત્રુઓ જોડે એક સાથે લડાઇ, અને વિષયાંધતા: આ ત્રણ બાબતોમાં શંભાજીનો કાળ ગયો. છતાં જે થોડા કાગળો મળી આવેલા છે તે પરથી સમજાય છે કે અષ્ટ પ્રધાનોને દૂર કરીને તેણે બધું કામ એકલા કલુશા પાસેથી લીધું એ ખરૂં એ નથી. કલુશાને તેણે એક પણ પ્રધાનનું કામ સોંપેલું નહોતું. નિલોપંત પેશ્વા હતો અને રામચંદ્ર-પંત અમાત્ય હતો. દાદજીને અમાત્ય પદ આપવા વિચાર હતો, પણ તે અમલમાં આવ્યો નહીં. શરૂઆતમાં રામચંદ્રપંત ઉપર તેને રોષ હતો, પણ તે ધીમે ધીમે કમી થતો ગયો. પણ કલુશાની સોબતથી તેણે રામચંદ્રપંતનો ઉપયોગ કર્યો નહીં તેથી રાજ્યને નુકસાન થયું. વળી, શંભાજી આગળ કલુશા સિવાય કોઇની જવાની હિંમત ચાલતી

નહીં. એટલે ઘણાંખરાં કામ કલુશાના તંત્ર પ્રમાણે થતાં. કલુશાને મહારાષ્ટ્રનું અભિમાન નહોતું.

કલુશા અથવા કવિકુલેશ, એ કનોજો બ્રાહ્મણ હતો, અને કાશીક્ષેત્રમાં ભોસલે કુટુંબનો ગોર હતો. શિવાજીએ આગ્રાથી છૂટતાં આ બ્રાહ્મણના હવાલમાં શંભાજીને સોંપેલો ત્યાંથી તે પછી શંભાજીને લઇને દક્ષિણમાં આવ્યો અને ત્યારથી તે શંભાજી પાસે રહ્યો. કુલેશનો અપભ્રંશ થતાં કલુશા થઇ ગયું. શિવાજીના કારભારનું રહસ્ય તે સમજેલો નહીં. મંત્રવિદ્યાનું તેને ગુમાન હતું, અને તેટલા પુરતું થોડું સંસ્કૃત તેને આવડતું. તેની બોલી મીઠી હતી અને સામા ઉપર તેની સહેજે છાપ પડતી. પરદેશી હોવાથી કોઇ પ્રપંચમાં તે ભળશે નહીં એમ સમજીને શંભાજીએ તેના પર અતિશય ભરોસો મૂકયો. ઉત્તર હિંદુસ્તાનમાં અને વિશેષે કરીને તીર્થસ્થળોમાં તે વખતે ભાંગ ગાંજો વગેરે ઘણા પ્રકારનાં વ્યસનો પ્રચલિત હતાં; અને કલુશા એ બધામાં પ્રવીણ હતો. શંભાજી બે ત્રણ વર્ષ તો તે બાજુમાં જ તેની સાથે રહેલો, અને દક્ષિણમાં આવ્યા પછી પણ મોટે ભાગે તેની જ સોબતમાં રહ્યા. આ સમયમાં જ તે વ્યસનાસક્ત થઈ ગયો. શિવાજીના વખતમાં કોઈ પણ માણસ વ્યસની નહોતો એટલે વ્યસનો તેની પાસેથી જ આવ્યાં. આવો માણસ શંભાજી ઉપર છાપ પાડે એ સ્વાભાવિક જ હતું. મહાદજી, નિંબાળકર અને હરજી રાજે તથા માલોજી ઘોરપડે વગેરે સરદારો હંમેશાં શંભાજી પાસે રહેતા, અને તેની એકનિષ્ટાથી સેવા કરતા, છતાં તે કોઇનું વજન તેના પર પડયું જ નહીં.

બખરોમાં જણાવેલું છે કે, “ મદ્ય, વેશ્યા અને મૃગયાના નાદમાં શંભાજી સદા નિમગ્ન રહેતો. બહાર શું થાય છે અને શત્રુઓ આખા રાજ્યમાં કેવા ફરી વળેલા છે તેનું તેને ભાન નહોતું. પનાળા તથા વિલાસગઢ ઉપર એકાંત સ્થળે એ વિલાસમાં પડી રહેતો; અને પોતાના સુખમાં જરા પણ ખામી આવવા દેતો નહીં.”

આ હકીકત ઑર્મ તથા મનૂચીના લેખો પરથી અસત્ય અને અતિશયોક્તિભરી લાગે છે. વાસ્તવિક રીતે ચોતરફનાં સંકટોમાં તેને સુખના બે ચાર દિવસો પણ ભાગ્યે મળ્યા હશે. કદાચ છેવટના દિવસોમાં એ વિશેષ વિષયાસકત થયો હોય. અનેક પ્રકારની આપત્તિઓ વિસરવા માટે તેના ભોળા દિલે કદાચ એ માર્ગ લીધો હોય. નિદાન ઔરંગજેબે તેને પકડયો તે વખતે અને તેના થોડા દિવસ અગાઉ તો તે જરૂર અસાવધ હતો એમાં સંશય નથી. પણ છેવટના થોડા વખતની તેની રહેણી કરણીથી તેની આખી કારકિર્દી માટે અનુમાન બાંધવું વ્યાજબી નથી.

જૂના પ્રધાનોને છોડીને તેણે કલુશા જેવા નવા માણસનો ભરોસો કેમ કર્યો તેનો પણ ખુલાસો મળી શકે તેમ છે. શંભાજી ઘણા ભાગે કલુશાની જ સોબતમાં રહેલો તે આપણે જાણીએ છીએ. કલુશા મીઠું મીઠું બોલતો, અને મંત્રસાધનાના ચમત્કારોની વાતો કરતો. શંભાજીનું ચિત્ત એ રીતે એણે હરી લીધું હતું, તેવામાં ગુપ્ત પ્રપંચ ચાલવાનો જબરજસ્ત સંશય તેને આવ્યો, અને એનો લાભ લઇને કલુશાએ છાની રીતે ચાડીઓ ખાઇને પોતાને માટે વિશેષ પ્રેમ તથા બીજાઓ માટે અત્યંત દ્વેષ ઉત્પન્ન કર્યો. તે પછી શાહજાદા અકબર દ્વારા અન્નાજીનું કારસ્તાન ફૂટયું અને બાલાજી જેવા અત્યંત વફાદાર માણસ માટે પણ તેને વહેમ આવ્યો. શરૂઆતમાં કલુશાનો રાજ્યકારભારમાં થોડો હાથ હતો, પણ છેવટમાં તો તે બધાં કામો તેનીજ સંમતિથી કરવા લાગ્યો. કલુશાએ બતાવેલી યુક્તિઓ તેને ગમવા લાગી અને નાઇલાજે એનો બધો વિશ્વાસ એના ઉપર જ ઢોળાયો. કલુશાની મંત્રસાધનાથી પણ પોતાનો લાભ થશે એમ શંભાજીને લાગેલું, અને અનુષ્ઠાનો વગેરેથી અસાધ્ય વાતો સાધ્ય થશે એમ તેણે માનેલું. શત્રુઓનો પરાભવ તેણે કલુશાની સહાયતાથી કરવા ધારેલો.

શાહજાદા અકબર અને શંભાજી વચ્ચે કેટલોક પત્રવ્યવહાર

થયેલો તે પરથી કેટલીક વાતો જણાઈ આવે છે. અકબરે શંભાજીને જણાવેલું કે, “રાજ્યની શરૂઆતથી જ હિંદુઓને ડુબાડી દેવાનો ઔરંગઝેબનો નિશ્ચય છે. રજપુતો જોડે લડાઇ ચલાવવાનું કારણ એજ. પણ, બધા લોકો ઇશ્વરની સંતતિ છે અને રાજા તેનો સંરક્ષક છે, માટે બાદશાહને એવી વૃત્તિ રાખવી યોગ્ય નથી. મને ખાત્રી છે કે એ રીતે વર્તવાથી આ દેશ અમારા હાથમાંથી જશે. ઇશ્વર કૃપાથી હું જો રાજા થઇશ, તો હું તો માત્ર નામનો ધણી રહીશ, અને બધો કારભાર તમને સોંપીશ. માટે આપણે બંને મળીને બાદશાહને હરાવીએ.” વળી એક બીજા પત્રમાં લખેલું, કે “કવિ કુલેશ તમારો ઘણો વિશ્વાસુ અને ઉત્કૃષ્ટ નોકર છે. પણ તેને માટે તમારા પ્રધાનને ખોટું ન લાગે તો સારૂં. જો એમ થાય તો તમે તેને સંભાળી લેજો.” કવિ કુલેશ પરના એક પત્રમાં અકબરે લખેલું કે, “મોગલો જોડે સલાહ કરવી હોય તો મને અડચણ નથી; પણ તેમ કરવું મને ઠીક લાગતું નથી. રૂબરૂ મળવાની જરૂર છે. ઘણી વાતો ગોઠવવાની છે, અને એ બધી ગોઠવણ ચોમાસામાં જ કરી લેવી જોઈએ. સલાહ થવાની છે એમ માનીને અસાવધ રહેવું નહીં. ચોમાસું ખલાસ થતાં જ ભીમગઢનું કામ હાથ ઉપર લેવું.” ફરી તેણે શંભાજીને લખેલું, “કવિ કુલેશને હું મળ્યો. આ પત્ર પહોંચતાં જ તમે મને મળશો. શત્રુ નજીક આવતો જાય છે. કયે વખતે શું થશે તે કહી શકાય નહીં.” આ એકંદર વ્યવહાર ઉપરથી અકબરનું વલણ સમજાય છે. પણ શંભાજીને સંશય પડયો કે રખે બાદશાહ એ રીતે છેતરતો હોય. એટલે તેણે અકબર જોડે બહુ છુટ લીધી નહીં. છેવટે અકબર ત્યાંથી ઈરાન ચાલ્યો ગયો.

એમ કહેવાય છે કે કલુશાને ઔરંગઝેબે જ જાસુસ તરીકે મોકલ્યો હતો, અને એ રીતે શંભાજીને પકડવાનો તેનો બેત હતો. પણ તે ખરૂં લાગતું નથી. કેમકે કલુશા ઔરંગઝેબ પાસેથી આવ્યો જ નહોતો. માત્ર છેવટના વખતમાં જ્યારે ઔરંગઝેબને લાગ્યું કે

શંભાજી એકલા કલુશાના જ તંત્રથી ચાલે છે, ત્યારે તેણે કલુશાને ફોડવાનો પ્રપંચ રચ્યો હશે. પણ તે પાર પડેલો નહીં.

**(૪) શંભાજી, શીદી અને અંગ્રેજો**—શિવાજીના મરણ વખતે **ખાંડેરી** બેટ તેના તાબામાં હતો, અને ઉંદેરી શીદીના તાબામાં હતો. શીદી **મજગામ** બંદરેથી શિવાજીના મુલકને ઉપદ્રવ કર્યા કરતો. એજ વખતે **ઔરંગઝેબે** હિંદુઓ પાસેથી જઝિયા-વેરો લેવાનું શરૂ કર્યું; અને અંગ્રેજ વગેરે પરદેશી લોકો પાસેથી પણ તેમના માલ પર લેવાતી જકાત વધારીને એ રીતે કર લેવા તેણે સુરતના સુબાને સખત હુકમો લખ્યા હતા. શીદીને એટલુંજ જોઇતું હતું. મુંબઇના બંદરમાં આવીને પછી તેણે કાયમનું થાણું નાખ્યું. અને શિવાજીના મુલકમાંથી માણસો પકડીને તેણે ગુલામ તરીકે વેચવા માટે મુંબઇ આણ્યા. અંગ્રેજોને આ વાતની ખબર પડતાં તેમણે ૨૧ માણસોને છોડાવી ઘેર મોકલાવ્યા. શીદી જોડે તેમને થોડી લડાઇ થઇ, અને હવે પછી શિવાજીના મુલકને ઉપદ્રવ કરીશ નહીં એવી તેની પાસેથી અંગ્રેજોએ કબુલાત લીધી. પણ તે પછી ૨૦૦ મરાઠા **ખાંડેરી** જતા હતા. તેના પર હલ્લો કરી શીદીએ તેમાંના ૮૦ ને કાપી નાખ્યા. આ બાબતમાં અંગ્રેજોની મદદ છે કે કેમ તે જાણવા એક વકીલને શંભાજીએ અંગ્રેજો પાસે મોકલ્યો. તેણે શીદી સંબંધી ઘણી બાતમી શંભાજીને મેળવી આપી. તે પછી મરાઠા સરદાર **દોલતખાન** અને શીદી વચ્ચે ઘણી લડાઇઓ થઇ. પણ ચોમાસું આવી લાગતાં શીદી સુરત ગયો, અને મરાઠાઓ રાયગઢ આવ્યા.

તે પછીને વર્ષે **ઔરંગઝેબ** જાતે દક્ષિણમાં આવ્યો અને શીદીના નૌકાસૈન્યને પણ વધાર્યું. આ તરફ **દોલતખાન** પણ તૈયારીમાં હતો જ. શીદી **મિસરી** નામનો એક માણસ પણ સામા પક્ષમાંથી ફૂટીને આ તરફ ભળ્યો હતો. સિવાય, દાદજી રઘુનાથ દેશપાંડેને પણ

શંભાજીના નૌકાસૈન્યનો ઉપરી બનાવ્યો હતો; અને "શીદીનો પરાભવ કરશો તો અષ્ટ પ્રધાનમાં તમારી નીમણુક કરીશું." એવું તેને વચન આપ્યું હતું. તે ઉપરાંત શીદીનાં માણુસોને ફોડવાને શંભાજીએ ખંડોજી ફર્જંદને જંજિરા મોકલ્યો હતો. શંભાજી સાથે મારે વેર થયું છે એમ જણાવી તેણે શીદીની નોકરી સ્વીકારી. પણ તેની હકીકત એક દાસીદ્વારા ફૂટી ગઈ અને શીદીએ ખંડોજીને તથા તેના જોડીદારોને ઠાર મારી નાખ્યા. શંભાજી તેથી શાહજાદા અકબરને લઇને જાતે હલ્લો કરવા માટે રાજપુરી આવ્યો. પણ ઔરંગજેબનું લશ્કર રાજ્ય ઉપર ચડી આવ્યાની બાતમી મળતાં તેનાથી જાતે હાજર રહેવાયું નહીં. દાદજીએ ઘેરો ઘાલ્યો, પણ વરસાદના તોફાનને લીધે તેનો પરાભવ થયો અને તેનાં બસો માણુસો પકડાયાં. શીદીએ મહાડ સુધી હલ્લો કરી દાદજીની સ્ત્રીને પણ નસાડી. છતાં શંભાજી હિમ્મત હાર્યો નહીં. તેણે ફરી મજગામના કાફલા ઉપર હલ્લો કર્યો, પણ તેમાંય જીત મળી નહીં. મરાઠા સૈન્યે ઘણું પરાક્રમ કર્યું, પણ શીદી મિસરી કેદ પકડાયો અને છેવટે નિરુપાય થઇ મરાઠાઓએ પોતાનાં કેટલાંક વહાણો શત્રુના હાથમાં ન જવા દેવા પાણીમાં ડૂબાડી દીધાં. આ પરાજયથી શંભાજી અંગ્રેજ તથા પોર્તુગીઝો ઉપર બહુ ચિડાયો. કેમકે તેઓ મદદ કરતા નહોતા. પોર્તુગીઝોની તો તેણે તરત જ ખબર લઈ લીધી અને અંગ્રેજોની પણ લેવાની હતી. તેવામાં ઔરંગજેબની ચડાઇના ખબર આવ્યા એટલે તેમની જોડે લડાઇ કરવાનું માંડી વાળી વકીલ મોકલી મિત્રતા રાખવા કહેવરાવ્યું. એ વખતે અંગ્રેજોને કર્ણાટકનાં કેટલાંક બંદરોમાં વખારો નાખવાની હતી એ બદલની પરવાનગી લેવા તેનો એક વકીલ શંભાજી પાસે આવ્યો. એ વકીલનાં વહાણુ ઉપર હલ્લો કરી મોગલોએ લૂટ્યું; પણ વકીલ તેમાંથી છુટી શંભાજીને મળ્યો. શંભાજીએ તેની માગણી કબુલ રાખી; પણ એ વકીલ ઉતાવળ કરી એકદમ મુંબઇ ચાલ્યો ગયો.

**(૫) પોર્ટુગીઝો સાથે વિગ્રહ**—સોળમા શતકની શરૂઆતમાં વાસ્કોડીગામા તથા આલ્બુકર્કે આ દેશમાં પોર્ટુગીઝોની સત્તા સ્થાપી. ત્યાર પછીનાં સો વર્ષ સુધી તેમની સારી વૃદ્ધિ થઇ. પણ પછીથી ડચ અને અંગ્રેજ લોકો આવતાં તેમની પડતી શરૂ થઇ. શિવાજીના વખતમાં તો આ પડતી વિશેષ થઇ ચૂકી હતી. એટલે તેમનું જોર ઘણું ઓછું હતું. અને શિવાજીની ધાક વધારે તેથી તે વખતમાં કંઇ વિશેષ લડાઇઓ ચાલેલી નહીં, પણ રૈયતને તેમનો ત્રાસ વધારે હતો. એટલે શિવાજીએ ફોંડાનો કિલ્લો અને કારવારનો કિલ્લો, સદાશિવગઢ તથા સુંદા પ્રાંત પણ કબજે લીધેલો; ફોંડામાં કાયમનો સુબો મૂકેલો. શંભાજીના વખતમાં મોગલોને મળીને એમણે રૈયતને ઉપદ્રવ કરવા માંડયો તથા શીદી ઉપર ચડાઇ લઇ જવામાં તેઓ અડચણ કરતા તેથી શંભાજીએ તેની પુરેપુરી ખબર લઇ લેવાનો વિચાર કર્યો.

પ્રથમ ગોવાને લગતા બેટો કબજે લેવાનો શંભાજીએ વિચાર કર્યો, અને સને ૧૬૮૩ ના ચોમાસામાં ચૌલ બંદર ઉપર હલ્લો કર્યો. ચોમાસામાં આ પ્રમાણે હલ્લો આવશે એમ કોઇએ ધારેલું નહીં. પણ એ લડાઈથી કંઈ લાભ થયો નહીં. બીજી બાજુ ઔરંગઝેબે પોર્ટુગીઝોને ખૂબ ચડાવ્યા, અને શાહઆલમને મદદમાં મોકલી સુરતનાં વહાણો પણ ગોવા મોકલ્યાં. ગોવાના અધિકારી ઉપર ઔરંગઝેબનો પત્ર આવ્યો, તે વખતે મનૂચી ત્યાં હતો. તે તેણે વાંચી સમજાવ્યો. અને સલાહ આપી કે, "બાદશાહના લખવા ઉપર ભરોંસો રાખશો નહીં. શંભાજીનો પરાભવ કર્યા પછી તમારો પણ પરાભવ કરતાં વાર લાગશે નહીં." પણ તે સલાહ સ્વીકારાઈ નહીં. શંભાજી આ બધું જાણતો હતો. તેણે જાસુસો મોકલી પોર્ટુગીઝોને છેતરવાની યુક્તિ કરી. જાસુસોદ્વારા તેણે એવી વાત ચલાવી કે ફોંડાના કિલ્લામાં શંભાજીએ ઘણું દ્રવ્ય ભરેલું છે. એ દ્રવ્ય મેળવવાને પોર્ટુગીઝો એ કિલ્લા ઉપર ચડે કે મરાઠાઓએ ગોવા કબજે લેવું એવી

તેની ધારણા હતી. મનૂચીએ ફોંડા ઉપર ન ચડવા સલાહ આપી. પણ તે ન ગણકારતાં ગોવાના અધિકારીએ પાંચ તોપો, આઠસો યુરોપિયનો અને આઠ હજાર સિપાઇઓ લઇ ફોંડા ઉપર હલ્લો કર્યો. અંદર રહેલાં માણસોએ કિલ્લાનો સારી રીતે બચાવ કર્યો અને બહારથી શંભાજીએ અકબર સાથે આવી પોર્ટુગીઝોને તોબા પોકરાવી તેમનાં ઘણાં માણસોને કાપી નાખ્યાં. યુરોપિયનો સાથે મરાઠાઓની સીધી લડાઇનો આ પહેલો જ પ્રસંગ હતો, પણ મરાઠાઓએ તેમાં બહાદુરી બતાવી નામ કાઢ્યું. (ઇ. સ. ૧૬૮૩) પોર્ટુગીઝો ઘણી મુશ્કેલીથી ખાડી ઉતારી ગોવા આવ્યા. દરમિયાન ઔરંગઝેબનો પત્ર આવ્યો કે, એજ પ્રમાણે લડાઇ ચાલુ રાખો, હું મદદ મોકલું છું, શંભાજીએ સાષ્ટી તથા બારદી કબજે કરી ગોવા ઉપર માણસો મોકલ્યાં. અને એજ વખતે ગોવા તાબે આવત, પણ મનૂચી તે વખતે ત્યાં હતો, તેને પોર્ટુગીઝોએ તહ કરવા શંભાજી પાસે મોકલ્યો. શંભાજીએ માગણી કરી કે તમારા મુલક ઉપર ચોથાઇનો હક્ક આપો. પણ તે માગણી કબુલ થઇ નહી. પોર્ટુગીઝોએ મોગલો પાસેથી વિશેષ મદદ મેળવી અને ફરી લડાઇ ચાલુ થઇ. ગોવાની ઇશાનમાં બે માઇલ ઉપર એક મજબુત કિલ્લો હતો તે શંભાજીએ લઇ લીધો અને એ લડાઇમાં ગોવાનો અધિકારી પણ મરતો મરતો બચ્યો. હવે ગોવા હાથમાં આવવાની તૈયારી હતી, તેટલામાં ફરી તેમણે તહને માટે મનૂચીને મોકલ્યો. શાહજાદો અકબર આ વખતે ઇરાન ચાલ્યો ગયો હતો અને શંભાજીએ ફોંડાનો કિલ્લો નવીન બાંધી મજબુત કર્યો હતો તથા ગોવાની ઉત્તરનો ભાગ બાળી નાખીને અને લૂટી લઇને ઉજડ કરી નાખ્યો હતો. શંભાજીએ તહ ઠરાવતાં પચાસ લાખ રૂપિયા દંડ માગ્યો, પણ એ દંડ તેમણે આપ્યો નહીં અને ફરી તહ મુલતવી રહ્યો. એટલામાં શાહજાદો શાહઆલમ મનૂચીને પકડીને ફરી પોતાની નોકરીમાં લઈ ગયો. ફરી સન ૧૬૮૫ માં પોર્ટુગીઝોએ લડાઇ ઉઠાવી. પણ તે વખતે શંભાજી મોગલો જોડે

ગુંથવાયલો હોવાથી એ બાજુ તેનાથી લક્ષ અપાયું નહીં અને પોર્ટુગીઝોએ પણ વિશેષ કાંઇ કર્યું નહીં.

**(૬) મોગલો જોડે લડાઈ, શંભાજીનું ક્ષાત્રતેજ, અજીમની બાગલાણ ઉપર ચડાઈ**—ઔરંગજેબને એવો વહેમ હતો કે મારા અધિકારીઓ લાંચ રૂશવત ખાઇને મરાઠા જોડે બરાબર લડતા નથી. તેટલા માટે તે જાતે દક્ષિણમાં આવ્યો હતો. તેણે પોતાના બે પુત્ર મોઆજીમ તથા અજીમને શંભાજી ઉપર મોકલ્યા. મોઆજીમે દક્ષિણનો ભાગ અને અજીમે ઉત્તર ભાગ લેવો એવો હુકમ હતો. બાગલાણમાં સાલ્હેરનો કિલ્લો એ સુરત અને ખાનદેશના નાક જેવો છે તેથી તેને તાબામાં રાખવાને શિવાજીએ ઘણી મહેનત કરી હતી. પણ તે અજીમના આવતાં પહેલાં જ દગાથી મોગલોને મળી ગયો. અજીમ ત્યાંથી બહાદુરખાનને સાથે લઇ નાશકત્ર્યંબક તરફ આવ્યો અને એ બાજુના કેટલાક કિલ્લા તેણે કબજે કર્યા. ત્યાંથી મોગલ લશ્કર રામસેજના કિલ્લા ઉપર આવ્યું. તે વખતે હુંબીરરાવ તે કિલ્લાની નજીકમાં સામે થયો અને મોગલ લશ્કર તેની પછવાડે પડી સતારા તથા મિરજ સુધી આવ્યું. પણ આમ કરવામાં એ લોકો ફસાયા. મરાઠાઓએ જંગલમાંથી ચારે બાજુથી આવીને તેને હેરાન કર્યું. મોગલ લશ્કર એથી અજીમ ઉપર ચિડાયું અને ઔરંગજેબે તેથી અજીમને વિજાપુર ઉપર ચડાઈ લઈ જવાને બહાને પાછો બોલાવી લીધો.

**રામસેજની લડાઈ**—સાલ્હેર વગેરે કિલ્લા ગયાની બાતમી મળતાં શંભાજીને ઘણી ચિંતા થઇ. તે પોર્ટુગીઝ તથા શીદીને પડતા મૂકી મોગલો તરફ આવ્યો. રામસેજનો કિલ્લો નાશિકની ઉત્તરે આવેલો છે તે લેવા માટે શાહબુદીનખાન તેના પર ચડેલો હતો. આ શાહબુદીનખાન તે પ્રસિદ્ધ નિજામ-ઉલ-મુલ્કનો બાપ થાય. રામસેજના કિલ્લા ઉપર મારો કરવાને મોગલોએ એક અતિ ઉંચો પાળો કરાવેલો, પણ તેનો ઉપયોગ ન થતાં મરાઠાઓએ તેમને અનેક

વખત થકવ્યા. આ પ્રસંગે રામસેજના હવાલદારે અતિશય પરાક્રમ કર્યું. પણ તેનું નામ આજે ઉપલબ્ધ નથી, એજ પ્રમાણે દગો કરીને સાલ્હેર સોંપી દેનારનું પણ નામ ઉપલબ્ધ નથી. શાહબુદીનખાનથી કિલ્લો લેવાતો નથી એમ જાણી બાદશાહે તેની જગાએ ખાન-જહાનને મોકલ્યો અને તેની સાથે બુંદેલા સરદાર દલપતરામ હતો. એ બધાએ મળી અનેક વખત ઘણા સખત હુમલા કર્યા, પણ તેમાં તો ફાવી શક્યા નહી.

**મોઆજીમના લશ્કરની દુર્દશા**—મોઆજીમ મોટું લશ્કર લઇને કલ્યાણ પ્રાંતમાં ઉતર્યો. તેની મદદમાં હુસેનઅલી નામે એક સરદાર પણ હતો. કલ્યાણમાં છાવણી રાખીને તેણે મરાઠા રાજ્યના ઘણા પ્રદેશને હેરાન કર્યો; પણ તેને પરિણામે પછી તેની જ દુર્દશા થઇ. મરાઠા તો જંગલોમાં અને ડુંગરોમાં જ રહેનારા એટલે તેઓ મુલકના ત્રાસથી કંઇ ગભરાયા નહીં. તેઓ સામે મોઢે લડવા આવ્યા નહીં, પણ કિલ્લાઓમાં રહીને જ તેમણે બચાવ કર્યા કર્યો અને પ્રસંગે છાપા મારીને માલ વગેરે લૂટયા કર્યો. મરાઠાઓનો આ પ્રયોગ સફળ થયો. મોઆજીમ થાકીને દક્ષિણ કોંકણ તરફ ગયો અને છેક વેંગુર્લે સુધીનો પ્રદેશ તે લૂટતો ગયો. શંભાજીનું લશ્કર આ વખતે રાજાપુર હતું અને ગોવા સર થવાની તૈયારી હતી તેવામાં મોઆજીમે ગોવાની નજીક છાવણી નાખી. ત્યાં રહીને મોગલ લશ્કરે હિંદુ રૈયતને ઘણો ત્રાસ આપ્યો. પણ અનાજની મોંઘવારીથી લશ્કરને બહુ વેઠવું પડયું. ઔરંગજેબે આ હકીકત જાણી શાહબુદીનખાનને મદદે મોકલ્યો અને સુરતને માર્ગે વહાણમાં અનાજ મોકલાવ્યું. આ શાહબુદીનખાને રાયગઢ નજીક શંભાજીની એક ટુકડીનો પરાભવ કર્યો, અને તે બદલ બાદશાહે તેને "ગાજીઉદીન"નો ઇલકાબ આપ્યો. (ઇ. સ. ૧૬૮૨) ફરી એક બીજો કિલ્લો તેણે હસ્તગત કર્યો, તે માટે વળી "ફિરોજ-જંગ"નો ઇલકાબ તેને આપ્યો. પણ સુરતથી આવતું અનાજ વગેરે શંભાજીનાં વહાણોએ લૂટી લીધું, અને કેટલાંક વહાણો પોર્ટુગીઝો-

એ ગોવા ઉતરવા દીધાં નહીં, માત્ર થોડું અનાજ તેમને પહોંચ્યું. આ રીતે મોઆજીમ દોઢ વર્ષ હેરાન થયો છતાં ફળ કાંઇ આવ્યું નહીં, એટલે બાદશાહે બીજી રીતે મરાઠાઓને સપડાવવા સારૂ રણ-મસ્તખાન તથા રૂહુલ્લાખાનને કલ્યાણ પ્રાંતમાં મોકલ્યા. પણ શંભાજી વિલક્ષણ ત્વરાથી તેના ઉપર પહોંચ્યો અને તેની પાસેનો માલ તથા ખજાનો પડાવીને રાયગઢ મોકલી આપ્યો. બાદશાહે તેથી તે બંનેમે પાછા બોલાવી લીધા. અહીં મોઆજીમના લશ્કરમાં રોગ ચાલ્યો અને ઘણાં માણસો તેમાં મરી ગયાં. ખાવા પુરતું અનાજ પણ તેમની પાસે રહ્યું નહોતું. બાદશાહે પછી રૂહુલ્લાખાન સાથે લશ્કર મોકલીને મોઆજીમને પાછા આવવા જણાવ્યું. મોગલ લશ્કરને કોકણમાંથી પાછા આવતાં પણ ઘણી મુશ્કેલી પડી. રોગ તો તેમાં પ્રસરેલો જ હતો, અને મરાઠાઓએ વખતો વખત છાપા મારીને વળી તેને હેરાન કર્યું. છેવટે મોઆજીમ મહા મુશ્કેલીએ કૃષ્ણા નદીને કાંઠે વાળવા જઇ પહોંચ્યો ને ત્યાં તેણે છાવણી નાખી. (ઇ. સ. ૧૬૮૪)

આ પ્રમાણે ચોપાસ શત્રુઓ ફરતા હતા, છતાં શંભાજીએ અદ્ભુત સાહસ કરીને ભરૂચ ઉપર સ્વારી કરી, (ઇ. સ. ૧૬૮૫) અને ત્યાંથી પુષ્કળ સંપત્તિ લૂટી લઈ રાયગઢ પહોંચાડી. બીજાં ઠેકાણાંઓથી પણ મરાઠા લશ્કરે આ વખતે પુષ્કળ લૂટ મેળવી હતી. ભરૂચથી પાછા આવતાં શંભાજીના લશ્કરની એક ટુકડી ગંગાસ્નાનને બહાને જૂદી પડી. તેનો ઇરાદો મોગલોને મળવાનો હતો. પણ તે ઇરાદો જાણી લઇ, શંભાજીએ તેના ઉપર એક બીજી ટુકડી ગંગા-સ્નાનના નિમિત્તે મોકલી. એ બીજી ટુકડીએ પહેલી ટુકડીવાળાને મળી પ્રથમ સ્નેહ બતાવ્યો, પણ પછીથી એકદમ ભયંકર સ્વરૂપ ધારણ કરી એ હરામખોરોને ઉડાવી દીધા.

સન ૧૬૮૫ ની શરૂઆતમાં ચાર હોંશિયાર સરદારોના હાથ નીચે દશ હજાર મરાઠાઓની એક ટુકડી એટલી ઝડપથી ઉત્તર તરફ ગઇ કે કોઇને પણ તેનો પત્તો મળે તે પહેલાં તેણે બારાનપુર સુધીનો

બધો પ્રદેશ બાળીને અને લૂટીને ઉજડ કર્યો. ઔરંગજેબે તેની પછ-વાડે ૭ હજાર માણસો આપી બહાદુરખાનને મોકલ્યો. પણ તેની અને મરાઠા લશ્કરની વચ્ચેનું ૭ દિવસનું અંતર કદી કમી થયું જ નહીં. ફરી બાહાનપુરના રક્ષણ માટે ઔરંગજેબે પોતાના ચોથા દીકરા કામબક્ષને બાર હજાર માણસો સાથે મોકલ્યો. મનૂચી લખે છે, કે "આ રીતે શંભાજીને જીતવો તો બાકી રહ્યો, પણ તેણે જ બાદશાહને હેરાન કર્યાં કર્યો. લશ્કર માટે જતું અનાજ તથા સામગ્રી લૂટી લેવાં, ઊંટ, ઘોડા, ખચ્ચર વગેરેને પકડી લેવાં, જો કોઇ આડે આવે તો તેને કાપી નાખવા, સરસામાન પૈકી પોતાને જોઇએ તેટલો રાખી બાકીનાનો નાશ કરવો, અને કોઇ મોટો સરદાર હાથ આવે તો તેની પાસેથી મોટી રકમનો દંડ લીધા બાદ તેને છોડવો. આ રીતે તેની પાસે એટલો સામાન એકઠો થયો હતો, કે તેને લઇ જવાને અડ-ચણ પડતી. તેટલા માટે તેઓ ઠેકાણે ઠેકાણે મોટાં બજાર ભરીને એ સામાન વેચી નાખતા. આવા બજારમાં મૂળ માલીકો પણ કિંમત આપીને પોતાનો માલ છોડાવી જતા."

આ રીતે ત્રણ વર્ષ ચાલ્યું. બાદશાહે સખત મહેનત રાત દિવસ લીધી, પણ તે ફોગટ ગઇ. તેની હિમ્મત હવે ખૂટી ગઈ. તે ઘણો જ નિરાશ થયો. શિવાજીનું મરણ થયું, પણ મરાઠાઓનું પાણી ગયું નથી એવી તેની ખાત્રી થઇ. તેનો પુત્ર પણ પાણીદાર છે, અને લડાઇમાં તે ફાવવા દેશે નહીં જ એમ તેને ચોક્કસ થયું. તેથી નાઇલાજે મરાઠાનો નાદ તેણે છોડી દીધો, અને પોતાનો મોરચો વિજાપુર તરફ વાળ્યો. શંભાજી પણ તેના ઉપર નજર રાખીને પછી પન્નાળા તથા વિશાળગઢની વચ્ચે રહેવા લાગ્યો. એ વખતે 'બાર દ્વારી' નામની એક નવી જગા તેણે પોતાને રહેવાને માટે કિલ્લા ઉપર તૈયાર કરાવી.

શંભાજીના વખતના કેટલાક પત્રો મળી આવેલા છે એ પરથી તે લડાઇના કામમાં કેવો કુશળ હતો, લોકોને કેમ ઉત્તેજન આપતો,

ભૂલ કરનાર તરફ કેવો કડક હતો, તથા લડાઇમાં મરી પડેલાઓને કેવાં ઇનામો આપતો, તે જણાઇ આવે છે. હજી તે વખતના બીજા પત્રો મળી આવે તો વળી વિશેષ અજવાળું પડે.

**(૭) વિજાપુર અને ગોવળકોંડાનો પરાભવ: શંભાજીની અવ્યવસ્થા:**—મોગલ વિગ્રહની શરૂઆત વખતે શંભાજી પાસે જબરૂં લશ્કર હતું. મુંબઇની આસપાસ ૧૫ હજાર તથા દંડારાજપુરીમાં ૫૦ હજાર લશ્કર હતું. તેના નૌકાસૈન્યમાં ૧૨૦ મોટાં લડાયક વહાણો અને ૧૫ નાનાં વહાણો હતાં. ઘાટ ઉપર ૧૫ હજાર ઘોડેસ્વાર હતા, અને એ ઉપરાંત બીજી નાની નાની ટુકડીઓ ઘણી હતી. લડાઇઓ બહુ ચાલવાથી રાજ્યવ્યવસ્થા માટે તેને ફુરસદ મળેલી નહીં. ફુરસદ મળેલી હોત તો પણ એ કામ માટે તેની આવડત ઓછી હતી. શૌર્ય સિવાય બીજો કોઇ ઉપયોગી ગુણ તેનામાં નહોતો. વળી બીજી અડચણ એ થઇ કે રાજ્યકારભાર બરાબર ચલાવી શકે એવો એકે માણસ તેની પાસે રહ્યો નહોતો. તેના ક્રૂર સ્વભાવને લીધે માણસો હંમેશાં તેનો દ્વેષ કરતા, અને જૂના પૈકી જે કોઇ હતા તેના પર તેનો વિશ્વાસ નહોતો.

હંબીરરાવ મોહિતે સેનાપતિ રહ્યો ત્યાં સુધી લશ્કરની દિશા નબળી પડેલી નહીં. પણ કલુશાનો પ્રવેશ રાજ્યકારભારમાં થઇ ચૂક્યો હતો અને પેશ્વા મોરોપંતના મરણ પછી તેની સત્તા વધી પડી હતી. શંભાજીને તેના પર સંપૂર્ણ ભરોંસો હતો અને અત્યંત પ્રસન્નતા હતી. એટલે તેના સિવાય રાજ્યમાં પાંદડું પણ હાલતું નહોતું. પણ તે પરદેશી હતો, અને રાજ્યનું કે લોકોનું કલ્યાણ કરવાની તેનામાં બુદ્ધિ નહોતી. હાથમાં આવેલો અધિકાર સ્વાર્થ માટે વાપરવા સિવાય તેનામાં બીજી આવડત નહોતી. આ રીતે પ્રધાનમંડળ નકામું થઇ પડતાં આખા રાજ્યમાં અવ્યવસ્થા ચાલી. શિવાજીની વ્યવસ્થા, નિયમો અને ધોરણ તૂટતા ગયાં. લશ્કરનો બંદોબસ્ત બગડતો ચાલ્યો અને

મેળવી આણેલી લૂટ છુપાતી ગઇ. લશ્કરની સાથે જે તે બૈરાં પણ ફેરવવા લાગ્યા; અને લૂટમાં પણ બૈરાંઓને પકડવા લાગ્યા. આ રીતે શિવાજીનો ભરેલો ખજાનો જલદી ખાલી થઇ ગયો અને વિશેષ ભરણું થવાનું બંધ પડી ખર્ચનાં બારણાં વધતાં ગયાં. લશ્કરોનો પગાર વખતસર મળતો બંધ થયો, અને જેણે તેણે મુલક લૂટીને પોતાનો પગાર પોતાની મેળે વસુલ કરી લેવાના હુકમો આપવા પડયા. બીજો માર્ગ જ ન રહ્યો. શંભાજી માનતો હતો કે શિવાજીએ એટલું બધું દ્રવ્ય એકઠું કર્યું છે કે તે કદી ખૂટવાનું જ નથી. કલુશાએ ખરી સ્થિતિ તેને જણાવી પણ નહીં. રઘુનાથપંત મરણ પામતાં કર્ણાટકનું દ્વાર પણ બંધ થયું. એટલે પૈસા મેળવવા સારૂ કલુશાએ જમીનનો દર વધાર્યો. પણ તેમ કરવા છતાં શિવાજીના વખત જેટલું વસુલ આવ્યું નહીં. એટલે કારભારીઓ વસુલ ઉઠાવી જાય છે એવો વહેમ લઇ કલુશાએ મુલક ઇજારે આપવા માંડયો, અને જે વધારે પૈસા આપે તેને ઇજારો આપતો. પરિણામે રૈયતને વિશેષ ત્રાસ પડવા માંડયો, અને તે મુલક છોડીને જવા માંડી. શંભાજીને ખરી હકીકત જણાઇ પણ નહીં. કલુશા સિવાય બીજાને તેની પાસે જવાની મનાઇ હતી અને કદી કોઈ સાહસ કરી જતું તો તેને શિક્ષા થતી અગર કલુશા પાસે જવાનું ફરમાન થતું. કલુશાએ સાચી વાતો તેને જણાવી જ નહીં, કેમકે એ જણાવે તો તેની પોતાની નાલાયકી જણાઇ જાય. એટલે તેણે પોતાની મેળે જે તે રસ્તા લેવા માંડયા. સાથે બેસીને કદી વિચાર પણ કર્યો નહીં.

સન ૧૬૮૫ માં શંભાજીની હીલચાલ કંઇ વિશેષ જાણવામાં આવી નથી. ઇતિહાસ એટલો અધૂરો છે. ઔરંગજેબે વિજાપુર જીતવાને શાહજાદા અજીમ તથા ખાનજહાનને મોકલ્યા અને તે પોતે પણ વિજાપુર ગયો. વિજાપુરવાળા શિયાપંથી હતા અને શિયાપંથી ઉપર તેને વધારે ચીડ હતી. તેના લશ્કરમાં પણ શિયાપંથી મુસલમાનો હતા તેને તે હંમેશાં ગાળો આપતો અને ચીડવતો.

શેખ-ઉલ-ઇસ્લામ નામનો એક મોટો વિદ્વાન્ માણસ તેની પાસે હતો. તેણે આ ચડાઈ ન કરવા વીનવ્યું પણ બાદશાહે તે માન્યું નહીં, તેથી તે ચાલ્યો ગયો. ફરી તેને બોલાવવા મોકલ્યું, પણ બાદશાહનું મોં જોવા તે પાછો આવ્યો નહીં. વિજાપુરની સાથે ઉપરનો વિરોધ આ રીતે ધર્મનો હતો; પણ અંદરખાનેથી તેની રાજ્ય વધારવાની મહત્ત્વાકાંક્ષા જ તેને દોરતી હતી. વિજાપુરવાળા ઘણા જુસ્સાથી લડયા, પણ છેવટે તેને શરણે આવવું પડયું, અને વિજાપુર ખાલસા થયું. (ઇ. સ. ૧૬૮૬)

શાહજાદા મોઆજીમને બીજું લશ્કર લઇ બાદશાહે ગોવળકોંડા ઉપર મોકલ્યો. તેણે હૈદરાબાદ તાબે લઇ તે લૂટયું અને ઘણું દ્રવ્ય મેળવ્યું. અબહુસન કુતુબશાહ તે વખતે વ્યસનાસકત થઇને કિલ્લામાં ભરાઇ બેઠો હતો, અને તેના મુસલમાન અધિકારીઓ અગાઉથીજ ફૂટીને મોગલોને મળી ગયા હતા. એકલો દિવાન મદનપંત બાકી હતો. બાદશાહે કુતુબશાહને કહેવરાવ્યું કે “ બ્રાહ્મણ અધિકારીઓનાં માથાં કાપીને અમારા તરફ મોકલાવો અને તેની સાથે જવાહિર, હાથી, રોકડ પૈસા તથા યુદ્ધસામગ્રી મોકલો, અને હવે પછી વિજાપુરને મદદ નહીં કરીએ એવું વચન આપો.” કુતુબશાહે એ બધું કબુલ કર્યું. મદનપંતનું માથું કાપી તેણે બાદશાહ તરફ મોકલ્યું, અને કેટલાક બ્રાહ્મણોને કિલ્લાઓ ઉપરથી ફેંકી દઈ મારી નાખ્યા. એટલું કરવા છતાં પણ રાજ્યનો બચાવ તો થયો જ નહીં. મોઆજીમનો ઇરાદો ગોવળકોંડા લેવાનો નહોતો તેથી તેણે કુતુબશાહને તેવું વચન આપ્યું. પણ તે વચન તોડીને ગોવળકોંડા ખાલસા કરવા બાદશાહે ફરમાન મોકલ્યું. મોઆજીમે તે માન્યું નહીં. બાદશાહે યુક્તિ કરીને તેને પોતાની પાસે બોલાવી લીધો અને તેને તથા તેના પુત્ર અજીમુદીનને કંઈ બક્ષિસ આપવાને બહાને પોતાની પાસે મળવા બોલાવ્યા. એ બંને આ રીતે આવેલા જાણીને બાદશાહે તેની જુદી જુદી મુલાકાત લીધી અને બંનેને કેદ કરી લીધા. એ

વખતે અઝીમુદ્દીન બાદશાહને મારવા જતો હતો, પણ મોઆઝીમે તેને ના પાડી અને શાંતિથી કેદ સ્વીકારી લીધી. (ઇ. સ. ૧૬૮૭) મોગલ લશ્કર તો ગોવળકોંડા ઉપર હતું જ. તે ચોમાસામાં અનાજ વગર ઘણું હેરાન થયું. પણ બાદશાહ જાતે આવ્યો, અને દગો કરી દરવાજો ઉઘડાવી કુતુબશાહને કેદ કરી લીધો તથા ગોવળકોંડાની પણ આખર આણી. (ઇ. સ૦ ૧૬૮૭)

આ રીતે આ બંને રાજ્યોનો પરાભવ કરી બાદશાહ તેની વ્યવસ્થા કરવામાં ગુંથાયો. વિજાપુરના સરદારો ડફળે, માને, ઘાટગે, નિંબાળકર વગેરેને તેણે રજા આપી. તે બધા શંભાજીને આવી મળ્યા, અને તેણે આખો મોગલ પ્રદેશ લૂટી ખાવાની તેને રજા આપી. આ રીતે મરાઠાઓની સ્વચ્છંદી લૂટફાટની શરૂઆત થઈ. રૈયતને તેથી ઘણો ત્રાસ થયો. દરમિયાન બાદશાહ વિજાપુર ગયાનું જાણી શંભાજીએ ખાનદેશ ઉપર સવારી કરી અને બાહાનપુર કબજે કરી સતારા વગેરે મોટાં શહેરો લૂટયાં. શાહજાદો અકબર તેની પાસેથી ચાલ્યો ગયો હતો એટલે બાદશાહને તેને માટે હમણાં ઉતાવળ નહોતી. તેનો ઇરાદો વિજાપુર તથા ગોવળકોંડા લઇને શંભાજી ઉપર આવવાનો હતો. મોઆઝીમની ઇચ્છા પ્રથમ શંભાજીને જીતવાની અને પછી ગોવળકોંડા ઉપર જવાની હતી. કામબક્ષ અને તેની માએ પ્રથમ ગોવળકોંડા લેવું અને પછી શંભાજી ઉપર આવવું એવો વિચાર આપ્યો અને આઝીમે સલાહ આપી કે પ્રથમ શંભાજીને જીતવો; પણ તે કામ માટે બાદશાહે જાતે જવું. આ પ્રમાણે મતભેદ હતો એટલે બાદશાહે વાત ચલાવી કે હું દીલ્લી જાઉં છું. પણ અંદરખાનેથી વિજાપુર, ગોવળકોંડા તથા શંભાજી એ ત્રણેનો ઘાટ ઘડવાની તેણે પેરવી કરવા માંડી.

**(૮) શંભાજીનું યુદ્ધ અને હંબીરરાવનું મરણ**—વિજાપુરનો પરાભવ થયા પછી ત્યાંના સરદાર સર્જેખાનને બાદશાહે શંભાજી ઉપર મોકલ્યો. તે વાઇ સુધી આવ્યો. ત્યાં હંબીરરાવ

છાવણી નાખી પડયો હતો. તેની સાથે ઘણી સખત લડાઇ થઇ. મોગલોનો તેમાં પરાજય થયો અને મરાઠાઓને ઘોડા વગેરે લૂટ પણ ઘણી મળી. પણ ચાલુ લડાઇએ હંબીરરાવને ગોળો લાગ્યો અને તેથી તે મરણ પામ્યો. એ શિવાજીના વખતનો અનુભવી સેનાપતિ હતો અને લડાઇમાં કદી પરાભવ પામેલો જ નહીં. આ છેવટની લડાઇમાં પણ તેની જીત જ હતી. પ્રામાણિકતા અને સ્વામીની અનન્ય ભક્તિ એ તેનામાં અસાધારણ હતાં. લૂટની જણસોને હંમેશાં જરા પણ ગરબડ થવા દીધા વગર તે રાજ્યમાં પહોંચાડતો. તલવારના બળ સિવાય એ રાજ્યકારભારમાં કંઇ સમજતો પણ નહીં, અને એ ભાંજગડમાં તે કદી પડયો જ નહીં. પોતે ભલો અને પોતાનું કામ ભલું, એવી રીતેજ તે વર્તતો. શિવાજી, મોરોપંત પેશ્વા, અન્નાજીદત્ત વગેરે રાજ્ય મેળવનારા પુરુષો પૈકી આ છેલ્લો હતો. એ હયાત હતો ત્યાં સુધી શંભાજીને કંઈ ખામી આવી નહીં, અને શંભાજીને પણ તેની કદર હતી. પણ તે ગયો એટલે શંભાજી હતાશ થઇ ગયો. એના મરણથી રાજ્યને પણ મોટી હાનિ થઇ. દીલગિરીની વાત એ છે કે તેની વિશેષ હકીકત મળી આવી નથી.

વાઇની લડાઇ પછી મોગલો તથા મરાઠા જોડે તાત્કાલિક તહ થયો, પણ તેમાં શી સરતો હતી તે જાણવામાં આવ્યું નથી. કર્ણાટકનો કારભાર આ વખતે હરજી રાજે મહાડિક સંભાળતો હતો. તેની મદદમાં શંભાજીએ મોરોપંતના ભાઇ કેશવપંત તથા સંતાજી ઘોરપડેને દશહજાર માણસો સાથે મોકલ્યા. (ઇ. સ. ૧૬૮૭) મોગલ લશ્કર ગોવળકોંડા તરફ રોકાયું હતું તથા દૂરદૂરના બીજા ભાગો સર કરવાને પણ છુટું છુટું થઇ ગયું હતું. શંભાજીએ તેનો લાભ લઇને વિજાપુરની પશ્ચિમ બાજુનો બધો મુલક પાછો લઇ લીધો, અને કર્ણાટકમાં વ્યંકોજી તથા તેના પુત્ર શાહજી વસુલ મોકલતા નહોતા તથા પોતાને વિજાપુરના સરદારો ગણાવતા હતા. તે આ વખતે સ્વતંત્ર થઇ સામ્રાજ્યથી છુટા ન પડી જાય તેમ કરવાની

જરૂર હતી. વળી મોગલ લશ્કર પણ કર્ણાટક ઉપર આવે, માટે આ ભાગ પોતે સંભાળી લઇ કર્ણાટકની મજબુતી કરવા શંભાજીએ આ ગોઠવણ કરી. તેમાં ગૃહકલહ પણ હતો. કેશવપંતને હરજીરાજે સાથે સારો બનાવ ન હતો એટલે તેણે તેની વિરુદ્ધ શંભાજીના કાન ભર્યા હતા, અને જરૂર જણાય તો તેને કેદ પકડી લેવાને પણ ગુપ્ત હુકમ લીધો હતો. આ લશ્કર કર્ણાટક પહોંચે તે પહેલાં બાદશાહે એક લશ્કર મહીસુર વગેરે તરફ મોકલ્યું હતું અને મરાઠાઓ આવતાં પહેલાંજ તેણે બેંગલોર શહેર કબજે કર્યું હતું. અહીં કર્ણાટકમાં હરજી રાજેએ બંદોબસ્ત બરાબર રાખ્યો હતો એટલે કેશવપંતે કાંઇ ગરબડ ન કરતાં તેની સાથે મિત્રભાવ દાખવ્યો અને બંને મળીને બેંગલોર તરફ ચડયા. પણ રસ્તામાં તે સર થયાની તેમને બાતમી મળી. એજ અરસામાં બાદશાહ દિલ્લી જાય છે એવી બાતમી આવી. એટલે હરજીરાજે કર્ણાટકમાં પાછો આવ્યો અને કેશવપંત મોટું લશ્કર લઇ મહીસુર તરફ ગયો. ત્યાં તેણે બે ત્રણ માસ મોગલો જોડે લડાઇ કરી, અને ત્યાંથી એકાએક પાછો આવ્યો. શા માટે આવ્યો તે સમજાયું નહીં, પણ આવ્યા પછી હરજીરાજે સાથે તેને ખુલ્લું વેર થયું. તેવામાં ઔરંગજેબે બીજું લશ્કર મોકલ્યું અને મચ્છલીપટ્ટણથી પૂર્વ કિનારાપરનો સઘળો પ્રદેશ કબજે લઇ લીધો. એ ભાગમાં જે સરદારો ગોવળકોંડાના તાબેદાર હતા, તે બધાને તેણે તહ કરી તાબામાં લઇ લીધા. હરજીરાજેએ જણાવ્યું કે એ મોગલ લશ્કરને હરાવીને આપણે એ બધો પ્રદેશ ફરી લઇ લઇએ; પણ કેશવપંતે તેનું માન્યું નહીં. છેવટ હરજીરાજે એકલો તે તરફ ગયો અને તેણે આર્કોટ, કાંચીવર, પુનામાલી વગેરે સ્થળો તથા તેની આસપાસનો મુલક થોડાજ વખતમાં પાછો મેળવી લીધો. વળી વસુલનો વખત હોવાથી એ ભાગમાંથી વસુલ પણ લઇ લીધું. હરજીરાજેના આ પરાક્રમ પછી કેશવપંત અને સંતાજી પણ તે બાજુ ગયા અને તેમણે પણ બીજાં ઘણાં ઠેકાણાં હસ્તગત કર્યાં.

આ અરસામાં શંભાજીએ પણ પનાળાની દક્ષિણનો બધો પ્રદેશ જીતી લીધો. એકસોવિશ મહત્ત્વનાં સ્થળો એ વખતે તેના હાથમાં આવ્યાં. વાસ્તવિક રીતે શંભાજી માટે આ બહુ સરસ તક હતી. ઔરંગઝેબ તેને ચોપાસથી ઘેરવા ઇચ્છતો હતો, પણ મરાઠા ઉલટા વિશેષ જોસથી ઉછળીને બહાર પડયા હતા. જો આ વખતે ડહાપણ અને ચતુરાઇથી શંભાજીએ કામ લીધું હોત, તો આખી મોગલસેના તારાજ થઇ જાત. દેશમાં સર્વત્ર તેને માટે અસંતોષ હતો. ખુદ તેના સરદારો અને દીકરાઓ પણ કંટાળી ગયા હતા. એટલે જે તક શિવાજીને મળી નહોતી તે શંભાજીને મળી. કોઇ પણ મોગલ સરદારની તેની સામે આવવાની છાતી ચાલતી નહોતી. પણ તેનાં વ્યસનોએ તેનો ઘાત કર્યો. સન ૧૬૮૮ માં એ વ્યસનોનું પ્રબળ ઘણું વધી ગયું હતું.

બીજી બાજુ બાદશાહને અત્યંત કાળજી થઈ. મરાઠાનું આટલું પ્રાબલ્ય તે સહન કરી શકયો નહીં. કોઇ પણ ઉપાયે તેમને હાંકી કાઢવા મહમદ સીદીકને મોટું લશ્કર આપી મોકલ્યો. તેણે પુનામાલી તથા વાંદીવાસ કબજે લઇ ત્યાં છાવણી નાખી. તેની સામે લડવા માટે મરાઠા લશ્કર પણ પાછું આવ્યું. પરંતુ ઘણા વખત સુધી એ બંને વચ્ચે સીધી લડાઈ જ થઇ નહીં. બંને આસપાસના મુલકને ત્રાસ આપતા હતા, અને કેટલીક વખત તો તેમના હુમલા મદ્રાસ સુધી પહોંચતા. મદ્રાસમાં અને એ કિનારે એ વખતે અંગ્રેજોની ઘણી વખારો હતી, અને તેમાં પુષ્કળ માલ ભર્યો હતો. એટલે અંગ્રેજોને આ વખતે ઘણી ભીતિ હતી. પણ નાની નાની ટુકડીઓ વચ્ચેની સહેજસાજ લડાઇઓ થવા સિવાય જાણવાજોગ મોટી લડાઇ એ લશ્કરો વચ્ચે એકેય થઇ નહીં. આ રીતે આખું વર્ષ ચાલ્યું ગયું, પણ મરાઠાઓ પણ ડગ્યા નહીં. હરજીરાજેએ આ પ્રમાણે કર્ણાટકનો સારો બંદોબસ્ત રાખ્યો અને કેશવપંત જેવા વિરોધીને પણ તેણે વાળી લઇ

રાજ્યનું હિત કર્યું. કર્ણાટકની આ વ્યવસ્થાનો લાભ પછીના વખતમાં રાજારામને સારો મળ્યો. માત્ર વ્યંકોજીના પુત્ર શાહજીએ આ વખતે મૂર્ખતા કરી. તેનું એક પરગણું મહીસુરના રાજાએ લઇ લીધું. આ હકીકત તેણે હરજીરાજેને પણ પોતાની નબળાઇ ન જણાવવાના હેતુથી જણાવી નહીં. જણાવી હોત તો હરજીરાજેએ તે તેને તરતજ પાછું અપાવ્યું હોત.

(૯) **શંભાજીનો વધ** (ઇ. સ. ૧૬૮૮–૮૯)—બાદશાહે વિજાપુર રહીને શંભાજીએ જીતી લીધેલાં મેદાન ઉપરનાં બધાં થાણાં પાછાં લઇ લીધાં, પણ ડુંગરી થાણાં તેનાથી લેવાયાં નહીં. તેથી તેવા બધા ભાગોને તેણે ઘેરો ઘાલ્યો અને જવા આવવાનો માર્ગ બંધ કર્યો. પણ મરાઠાઓ ગુપ્ત રાખેલા વિકટ માર્ગોથી જતા આવતા અને ઘેરો ઘાલી પડેલા લશ્કરને હેરાન કરતા. શંભાજી પન્હાળા ઉપર રહેતો હતો તેને પણ બાદશાહે ઘેરો ઘાલ્યો. પણ કિલ્લો કોઇ રીતે હાથ આવ્યો નહીં. શિવાજીએ આ કિલ્લાઓ એટલા મજબુત કર્યા હતા કે દરેક કિલ્લો બે ચાર વર્ષ સુધી નિદાન ટકી રહે. એમ છતાં શંભાજી પકડાયો અને તેનો ક્રૂર રીતે વધ થયો. એ સંબંધમાં ઑર્મ આ પ્રમાણે હકીકત આપે છેઃ—

“ એ રીતે ખુલ્લી લડાઇમાં બાદશાહનું કંઈ ચાલ્યું નહીં ત્યારે તેણે પોતાની હંમેશની કપટવિદ્યાનો આશરો લીધો. શંભાજી સ્ત્રી-લંપટ હતો અને તેની વિષયવાસનાને તૃપ્ત કરવામાં કલુશાની ઘણી મદદ હોવાથી તેના પર તેની વિશેષ કૃપા હતી. ઔરંગજેબે આ વાત જાણી કલુશાને ફોડવાનો વિચાર કર્યો. કલુશા જેવા સ્વાર્થી માણસને ફોડતાં તેને શી વાર? શંભાજીને શસ્ત્રપ્રયોગ કે વિષપ્રયોગથી મારી નાખવા કરતાં જીવતો પકડીને તાબામાં લેવાનો બાદશાહનો વિચાર તેને પસંદ પડ્યો. એક દિવસ રાતના એક સ્વરૂપવાન હિંદુ કન્યાનો વરઘોડો નીકળવાનો હતો. તેને પકડવા માટે કલુશાએ શંભાજીને સલાહ આપી. શંભાજીએ એ સલાહ માની આગળ જઇ એ વરઘોડા

ઉપર હલ્લો કર્યો અને કલુશાને લશ્કર લઇ પછવાડે આવવા જણાવ્યું. એ વખતે અગાઉથી કરી રાખેલી ગોઠવણ મુજબ મોગલ લશ્કર એ સ્થળની આસપાસ છુપાઈ રહ્યું અને શંભાજી એ બાઇને પકડીને પાછો ફર્યો તે વખતે એ લશ્કરે એકદમ હલ્લો કરી તેને પકડી લીધો. કલુશાએ બતાવવા પુરતી થોડી લડાઈ કરી, પરંતુ છેવટે તે પણ પકડાઇ ગયો.

"બંનેને બાદશાહ પાસે આણ્યા. બાદશાહે પ્રથમ કલુશાને શંભાજીને અવળે રસ્તે ચડાવવા માટે ખૂબ ઠપકો આપ્યો, પણ પછીથી સ્વામીદ્રોહનો આરોપ મૂકી તેને ઠાર મરાવી નાખ્યો. પછી શંભાજીને મુસલમાન બનાવવા આગ્રહ કર્યો. પણ તેણે પેગંબરની નિંદા કરી. એટલે બાદશાહે તેને ઊંટ ઉપર બેસાડી બધે ફેરવ્યો તથા ફરી તેને મુસલમાન થવા સમજાવ્યું. શંભાજીએ એ વખતે જણાવ્યું કે "મને તમારી દીકરી પરણાવો તો મુસલમાન થાઉં." બાદશાહે એથી ચિડાઇને પ્રથમ તો પેગંબરની નિંદા કરનારી તેની જીભ કપાવી નાખી, અને પછી તેના શરીરના ટુકડે ટુકડા કરાવી કાગડા કુતરા પાસે ખવરાવ્યા. આ રીતે અત્યંત ક્રૂર રીતે શંભાજીનો અંત આવ્યો."

ગ્રાન્ટ ડફે આ સંબંધી હકીકત બખરો ઉપરથી આપેલી છે પણ તેમાં ને ઉપર જણાવેલી હકીકતમાં ઘણો તફાવત છે. તે જણાવે છે કે, ગોવળકોંડાના સરદાર તકરીબખાને અને તેના પુત્ર ઇખલાસખાને શંભાજી સંગમેશ્વરમાં વિલાસમગ્ન હતો તેવામાં પકડયો. કલુશા સામે થયો પણ તે ઘાયલ થયો અને પકડાયો. શંભાજીએ નાસી જવાની તજવીજ કરી પણ તેમાં તે ફાવ્યો નહીં. તેની સાથે બીજાં પણ ૨૪ માણસો પકડાયાં. બાદશાહ આ વખતે તુલાપુરમાં હતો. શંભાજીને ઠાર મારવો કે નહીં એ સંબંધમાં પછી વાટાઘાટ ચાલી. વજીર મંડળીએ સલાહ આપી કે ઠાર મારવો નહીં; માત્ર મારી નાખવાની ધમકી આપીએ, એટલે કિલ્લા વગેરે જલદી કબજે સોંપી

દેશે. બાદશાહનો પણ એવોજ વિચાર હતો. પણ શંભાજીને પોતાની આ સ્થિતિનો ઘણો કંટાળો આવ્યો હતો અને એક પળ પણ વધારે જીવવું તેને વસમું લાગતું હતું. એવામાં બાદશાહે કહેવરાવ્યું કે "મુસલમાન થાય તો જીવિતદાન મળે." શંભાજીએ તેના જવાબમાં પેગંબરની નિંદા કરી કહેવરાવ્યું કે, "તમારી દીકરી મને દેતા હો તો હું મુસલમાન થાઉં." બાદશાહને તેથી ઘણુંજ ખોટું લાગ્યું અને તરતજ તેણે તેની આંખો કઢાવી નાખી તથા જીભ કપાવી નાખી અને ભર લશ્કર વચ્ચે તેનો તથા કલુશાનો શિરચ્છેદ કરાવ્યો.

આ પ્રમાણે હકીકતમાં કેટલોક ફેર છે, અને તેનો મેળ બેસારવો કઠણ છે. એ સિવાય ઔરંગઝેબ જોડે એક બુંદેલા સરદાર હતો, તેણે પણ કેટલીક હકીકત લખી રાખેલી છે. પરંતુ તે પરથી પણ ખરા નિર્ણય ઉપર આવી શકાતું નથી. છતાં નીચેના ચાર પ્રશ્નોનું નિરાકરણ થવાની જરૂર છે.

(૧) **શંભાજીને કોણે પકડયો?** ઑર્મ કોઇનું નામ આપતો નથી. બુંદેલાના લેખમાં ખાનજમાને પકડ્યો એમ જણાવેલું છે. બખરોમાં ઇલાચીબેગ એવું નામ છે. ડફે તકરીબખાન તથા ઇખલાસખાનનાં નામ આપેલાં છે. રત્નાગિરિ ગેઝેટમાં વળી મુકરબખાનનું નામ છે. પણ આ બધાં નામોનો મેળ ખાફીખાનના લેખ ઉપરથી થઇ શકે છે. તે જણાવે છે: "ગોવળકોંડાનો શેખ નિઝામ નામે સરદાર બાદશાહને જઈ મળ્યો. તે વખતે બાદશાહે તેને "તકરીબખાન"નો ઇલકાબ તથા પાંચ હજારની મનસબદારી આપી. ફરી તેણે સારૂં પરાક્રમ કરતાં "મુકરબખાન" એવો બીજો ઇલકાબ આપી તેને શંભાજી ઉપર કર્ણાટક મોકલ્યો. તેણે અનેક જાસુસો રાખીને શંભાજીની ગુપ્ત બાતમી મેળવી અને પોતાના દીકરા ઇખલાસખાન તથા બીજાં થોડાં માણસોને સાથે લઇને તેણે શંભાજીને પકડયો. એ પરાક્રમ બદલ બાદશાહે તેને વળી "ખાનજમાન"નો

ઈલિકાબ આપ્યો,અને તેના દીકરાને "ખાન–ઇ–આલમ" એવો ઈલિકાબ આપ્યો." આ ઉપરથી એ બધાં નામોનો મેળ પડી જાય છે. બખરમાં જણાવેલો ઈલાચીબેગ તે ઈખ્લાસખાન જ હશે.

(૨) **ક્યાં પકડયો?** ડફ અને બખર **સંગમેશ્વરમાં** પકડયાનું કહે છે, **ઑર્મે પન્નાળા** કહે છે અને બુંદેલા **વિશાળગઢ** કહે છે. ખાફી-ખાન બાણગંગાને કાંઠે, સમુદ્રથી એક દિવસની મજલને અંતરે અને કોલ્હાપુરથી ૪૫ ગાઉ દૂર **સંગમેશ્વરમાં** પકડયો એમ જણાવે છે. એ તો નિર્વિવાદ કે **શંભાજી પન્નાળા** અને **વિશાળગઢ**ની વચમાં રહેતો હતો. **સંગમેશ્વર વિશાળગઢથી** આશરે પચીશ માઈલ, કોલ્હા-પુરથી સાઠ માઈલ અને સમુદ્રકાંઠેથી વિશ માઈલ છે. એટલે ખાફી-ખાનનું વર્ણન લગભગ મળતું આવે છે. **શંભાજી** કદાચ પોતાના વિલાસમાં કંઇ અડચણ ન આવે, તથા પોતે ક્યાં છુપાયો છે તેની દુશ્મનને બાતમી પણ ન મળે, તેટલા સારૂ આ ગુપ્ત સ્થળે આવ્યો હોય. પણ પન્નાળા ઉપર ચાલુ ઘેરો હતો,અને આસપાસ મોગલ લશ્કર ફરતું હતું છતાં તે આમ છુપાઇને ચોરની પેઠે આવે અને વિલાસમગ્ન પડયો રહે,એ તેની કારકિર્દી ઉપરથી સંભવતું નથી. શત્રુ સામે આવ્યો હોય ત્યારે તે પોતાની હાર થવાની હોય અથવા જાન જવાનો હોય તો પણ છુપાઇ જતો નહીં. શિવાજીના જેવી પ્રસંગ સાધીને વર્તવાની કળા તેનામાં નહોતી. છતાં, સન ૧૯૮૮ ના ચોમાસાના મહિનાઓમાં તે અતિશય વિલાસશીલ રહીને, વ્યસનો તથા સંકટોના દબાણમાં, પોતાનું પૂર્વનું પાણી ભૂલી જઇને એટલો દીન અને હીન થઇ ગયો હોય એમ જણાય છે. કદાચ કલુશા મંત્રના જોરથી બધા લશ્કરને હરાવી દેશે એવા વિશ્વાસમાં તે કોઇ સ્ત્રીના છંદમાં પડીને **સંગ-મેશ્વર** આવ્યો હોય! અથવા મોગલોએ ફોડેલો કલુશા તેને જાણી જોઇને ત્યાં લાવ્યો હોય અને છુપી રીતે મોગલોને તેની બાતમી કલુશાએ આપી દીધી હોય!

(૩) **તેને ક્યારે પકડયો?**—બખરમાં ઇ. સ. ૧૬૮૯ ના માર્ચમાં

શંભાજી મરાયાનું જણાવવામાં આવેલું છે. ગ્રાન્ટ ડફ ઇ. સ. ૧૬૮૯ ના ઑગસ્ટમાં જણાવે છે, અને ઑર્મ જૂન ૧૬૮૯ માં કહે છે. પણ માર્ચ સને ૧૬૮૯ એ ખરો વખત હોવો જોઇએ. કેમકે સંગમેશ્વર, વિશાળગઢ અને કોલ્હાપુરમાં ચોમાસામાં તો એટલો વરસાદ પડે છે કે એ વિકટ પ્રદેશોમાં લશ્કર જઇજ શકે નહીં. વળી એક બીજા લેખથી શંભાજી સંગમેશ્વરમાં સને ૧૬૮૮ ના ઉનાળા તથા ચોમાસા સુધી રહ્યો હતો એવો પુરાવો મળે છે. એટલે મનૂચી જણાવે છે તે પ્રમાણે એ ઇ. સ. ૧૬૮૮ ના ડિસેમ્બરમાં પકડાયો હશે અને ત્યાંથી કોલ્હાપુર અને કોલ્હાપુરથી બાદશાહના મુકામે આવી સને ૧૬૮૯ ના માર્ચમાં તે મરાયો હશે.

**(૪) તેને કેવી રીતે પકડયો ?**—ગ્રાન્ટ ડફ અને ઑર્મ બંનેની હકીકતમાં ઘણો વિરોધ છે. ઑર્મ કહે છે, કે કલુશાના ફીતુરથી પકડાયો. ડફ ફીતુરની ના પાડે છે, અને બખર ફીતુરની વાતને પુષ્ટિ આપે છે. ડફને એમ કહેવા માટે ખાફીખાનનો પણ આધાર છે. ઑર્મ વરઘોડાની વાત આપે છે, તે બીજું કોઇ જણાવતું નથી. બુંદેલા જણાવે છે કે શંભાજી વિષયાસક્ત થઇને સંગમેશ્વરમાં પડયો હતો ત્યાંથી મોગલોએ પકડયો. વાસ્તવિક રીતે એમ જણાય છે કે તે વખતે આ બાબત ઉપર ઘણી ઘણી ગપો ચાલેલી અને તે ગપો જેણે તેણે ખરી માની લીધેલી એટલે અંગ્રેજી પત્રો કે બખરોમાં પણ ખરીજ વાત આવેલી હોય એમ કહી શકાય નહીં. છતાં મુસલમાની પક્ષના અને જેને ખરી માહિતી મળવાનો વિશેષ સંભવ એવા ખાફીખાનની હકીકત વધારે વિશ્વાસપાત્ર ગણાય. તે જણાવે છે કે, “શંભાજી સંગમેશ્વરમાં રહે છે એવી બાતમી મળતાં બે હજાર સવાર અને એક હજાર પાયદળ લઇ મુકરબખાન કોલ્હાપુરથી નીકળ્યો. રસ્તો ઘણો જ વિકટ હતો. લશ્કર આવવાની બાતમી શંભાજીને મળી પણ તે તેણે ખરી માની નહીં. ખાન બસો ત્રણસો માણસો લઇ આગળ આવ્યો. કલુશા તેની સામે થયો, પણ તેના

હાથમાં તીર લાગતાં તે ઘોડા ઉપરથી પડયો. એ વખતે શંભાજી નાસી જવાની ગોઠવણુમાં હતો, પણ એ કલુશાની મદદે આવ્યો. તેવામાં કલુશાને મોગલોએ પકડી લીધો એટલે શંભાજી એક દેવળમાં સંતાઈ ગયો, અને મોગલોએ એ દેવળને ઘેરો ઘાલી તેને પકડી લીધો. આ પ્રસંગે માલોજી ઘોરપડે તથા બીજા ઘણા મરાઠાઓ મરાયા. શંભાજીની સ્ત્રી, છોકરાં અને રાજારામની સ્ત્રી પણ પકડાયાં. એકંદરે ૨૬ માણસો પકડાયાં." આ હકીકતમાં કલુશાનું ફીતુર આવતું નથી, માટે એ વાત માનવા જેવી જણાતી નથી. શંભાજી તેને કેવળ વશ થઇ ગયો હતો અને બીજા કોઇનું પણ કલુશા માનતો ન હોતો. એટલે તેણેજ કપટ કરીને પકડાવ્યો એમ મરાઠામંડળને લાગ્યું હશે. મનૂચી પણ એ વાતને ટેકો આપે છે. પણ મનૂચી એ વખતે મદ્રાસ હતો, અને એટલે દૂરથી તો તેણે સાંભળેલી વાતો ઉપરજ આધાર રાખ્યો હોય. અર્થાત્ તેની માહિતી ખરી હોવાનો સંભવ નથી.

એમ કહેવામાં આવે છે કે શંભાજી બાદશાહને શરણે થયો હોત, અને તેણે પેગંબરની નિંદા કરી ન હોત, તો તેને જીવિતદાન મળત. આ હકીકત ઔરંગજેબનું ચરિત્ર જોતાં સંભવિત લાગતી નથી. તેણે તેના કોઇ પણ દુશ્મનને જીવિતદાન આપ્યું જ નથી. તો મરાઠા જેવા ઘણાં વર્ષો થયાં હેરાન કરનારા શત્રુને તે જીવતો મૂકે? તેણે તો અગાઉથી જ શંભાજીને ઠાર મારી નાખવાનો સંકલ્પ કરી મૂકયો હશે. પેગંબરની નિંદા એ તો માત્ર તેને એક નિમિત્ત મળ્યું. પકડાયલા કે શરણે આવેલા શત્રુને સન્માનથી રાખી મિત્ર કરી લેવો, એ ઔરંગજેબનું નહીં પણ અકબરનું લક્ષણ હતું. ઔરંગજેબે એ પ્રમાણે કદી કર્યું નથી. જીભ કપાવી અને આંખો કઢાવી એ માત્ર મરાઠાઓને ત્રાસ બેસાડવા કર્યું. પણ તેનું પરિણામ ઘણું વિપરીત આવ્યું, એ હવે પછી આપણે જોઇશું.

ઔરંગજેબની દીકરીનો પ્રેમ શંભાજી ઉપર હતો એમ કહેવામાં આવે છે. પણ એ બાબતનો વિચાર આગળ આવવાનો છે.

**(૧૦) શંભાજીની યોગ્યતા**—અત્યાર સુધીની હકીકત ઉપર-થી શંભાજી કેવા પ્રકારનો માણસ હતો તે જણાઈ આવ્યું હશે. તેના મોટા ગુણો આ હતાઃ અપ્રતિમ શૌર્ય, અનુપમ સાહસ, અને મરણ આવે તો પણ શત્રુને નમતું નહીં આપવાનું પાણી. એમ કહે-વાય છે કે તે વિફરેલા વાઘની પણ સામે જતો. આ હિંમત અલૌકિક કહેવાય. આ ગુણોની સાથે જો વિવેક અને વિચાર મળ્યાં હોત, તો તેનું ફળ જુદુંજ આવત. પણ તે ન હોવાથી પરિણામ વિપરીત થયું.

એનું અંતઃકરણ કોમળ હતું. તેણે અનેક ક્રૂર કૃત્યો કર્યાં અને જેને શત્રુ ગણ્યા તેના તરફ જરા પણ દયા દર્શાવી નહીં. પણ વિના-કારણ તેણે કોઇને પણ ત્રાસ આપ્યો નથી. વળી ક્રોધના આવેશમાં કોઇને અન્યાય થઇ ગયો હોય તે માટે પણ તેને પશ્ચાત્તાપ થતો. એટલે તેનું હૃદય પત્થર જેવું નહોતું. ચિટનીસ બાલાજીને મારવામાં થયેલી ભૂલ માટે યેસૂબાઇએ જ્યારે તેની આંખ ઉઘાડી, ત્યારે તેણે તે તરતજ કબુલ કરી. નહીંતર યેસૂબાઇ જેવી સ્ત્રીની દલીલને તો તેણે તત્કાલ અવગણી હોત. પણ યેસૂબાઈનું તે બહુ માન સાચવતો, તેને તેણે કદી ત્રાસ પણ આપ્યો નથી. વિષયાધીન દશામાં તેના તરફ કંઇક દુર્લક્ષ કર્યું હશે, પણ તેના પર તેનો વિશ્વાસ ઘણો હતો. મહોરસિકકો તેની પાસેજ રહેતો. અને બાલાજીના કુટુંબ ઉપર પછી તેણે મહેરબાની રાખેલી. વળી તેના દીકરાએ ગોવાની સવારીમાં પરાક્રમ કર્યું ત્યારે તેની કદર પણ કરેલી. એટલે તેનામાં દયાર્દ્રતા અને ગુણગ્રાહકતા બંને હતાં. માત્ર અમુક માણસ ખરાબ છે એવું જો તેને એક વાર લાગે, તો પછી તે પોતાનો મત કદી બદલતો નહીં.

સ્ત્રીવિષયક આસક્તિ અને મદ્યપાન એ બે વ્યસનો તેને જબરાં હતાં. અને તેને લીધેજ તેનો નાશ થયો. છતાં એ વ્યસનોથી પણ તેણે લોકોને ત્રાસ આપ્યો નથી. એ બાબતમાં નાટકો અને નવલકથામાં આવેલી વાતો માનવા જોગ નથી. એ લેખકો રસ આણવા માટે ગમે તેવી અતિશયોક્તિ કરી શકે. મરાઠી ઇતિહાસમ

કેટલાંક પાત્રો—શંભાજી, આનંદીબાઈ વગેરે માટે નાટકો અને નવલકથામાં એવીજ અતિશયોક્તિઓ થયેલી છે. બખરોમાં પણ શંભાજીની હકીકતના સંબંધમાં તેવીજ ભૂલો છે. શંભાજીના અનાચારનાં જો વિશિષ્ટ ઉદાહરણો તેમાં આપેલાં હોય તો આપણે તે માનવાંજ જોઇએ. પણ એવાં કંઈ ઉદાહરણો વગર ખાલી કલ્પનાથી તેને કેવળ વાસનામય ચિતરવો એ ઇતિહાસલેખકને યોગ્ય નથી. તેની એકંદર હકીકત ઉપરથી તે સન ૧૬૮૫ સુધી તો લડાઇમાંજ ગુંચવાયલો રહેલો છે. એ અરસામાં તેને વ્યસનાસક્તિ માટે સમય અને સંધિજ મળ્યાં હોય એમ સંભવતું નથી. સન ૧૬૮૬માં તે કયાં હતો અને શું કરતો હતો તે સમજાતું નથી. છતાં શત્રુ માથા ઉપર ઉભો હોય અને તે વેશ્યાઓ તથા સુરાપાત્રો લઇ સંગમેશ્વર જેવા એક ખૂણામાં આખું વર્ષ પડી રહે એ માનવા જેવું નથી. પછી સને ૧૬૮૭ તથા ૧૬૮૮ ની સાલમાં તો તેણે સવારીઓ કરેલી છે. એટલે તે એકંદરે એટલો વ્યવસાયમાં ગુંથાયલો હતો કે અનાચાર અને વ્યસનો માટે તેને અનુકૂળ તક મળી હોય એ અશક્ય લાગે છે. અલબત્ત, નાનપણમાં તે દુર્ગુણો વિશેષ હશે, પણ ગાદી ઉપર આવ્યા પછી અને આવાં ભારી જોખમો ઉપાડયા પછી તેના એ દુર્ગુણોનું જોર ઓછું થયુંજ હશે. કદાચ છેવટના વખતમાં અતિશય દુઃખને વિસરવા માટે તેણે મદિરાનું સેવન વિશેષ આદર્યું હોય.

અર્થાત્ શંભાજીની યોગ્યતા આંકતાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે. બીજી પણ એક વાત તેના ગેરલાભમાં થઇ છે. શિવાજીનોજ તે દીકરો હોવાથી તેની સાથે તેની તુલના થાય છે—તેનાજ માપે તોલ થાય છે. એકને અતિશય ઉચ્ચ, ત્યારે બીજાને તેની સરખામણીમાં અતિશય નીચ ગણવામાં આવે છે. શિવાજી અલૌકિક પુરુષ હતો અને તેણે રાજ્ય મેળવ્યું, એટલે તેને દેવ ગણવામાં આવે છે. અલબત્ત, શંભાજી તેવો નહોતોજ, પણ તેને જેવો ગણવામાં આવે છે તેવો નીચ પણ તે નહોતો. તેના દુર્ગુણો એક રાજા તરીકે અતિ-

શય નિંદ્ય હતા, પણ તે સમયની પરિસ્થિતિ પ્રમાણે તે અસામાન્ય ન હોતા. અર્થાત્ શિવાજીને ઉન્નતિના શિખરે અને શંભાજીને અવનતિના શિખરે મૂકવો વ્યાજબી નથી. તેનો નાશ એકલા તેના દુર્ગુણોનેજ લીધે થયો નથી. બીજું એક તેના કરતાં પણ જબરૂં કારણ એનો નાશ થવામાં મુખ્ય છે, અને તે તરફ કોઇનું લક્ષજ ગયું નથી. શંભાજીને મોગલોની સમગ્ર અને પ્રચંડ શક્તિની સામે એકલે હાથે લડવાનું આવ્યું તેવું શિવાજીને આવેલું નહીં. એવાંજ સંકટો શિવાજીને પણ આવ્યાં હોત, તો તેની પણ મુશ્કેલી વધી જ પડત. માત્ર એ ગમે તેવી યુક્તિઓ કરીને સંકટના પ્રસંગો આવવા દેતો નહીં અથવા આવે તો તેમાંથી છુટવાનો માર્ગ કરી લેતો. પણ શંભાજીને તો એ આવડતુંજ નહીં. શિવાજીને વિજાપુર સાથે લડવાનું હતું, ત્યારે શંભાજીને ખુદ ઔરંગજેબ અને તેના મોટા લશ્કર સાથે લડવાનું હતું. છતાં શંભાજીએ એ બળવાન બાદશાહને હેરાન હેરાન કરીને કાયર કરી દીધો. આવો પરાક્રમી પુરૂષ મોગલોની બીકથી સંગમેશ્વર જેવે ઠેકાણે લાંબો વખત છુપાઇ રહે એ અસંભવિતજ લાગે છે. જે પુરુષ આજે રાજાપુરી તો કાલે ભરૂચ અને આજે બરાનપુર તો કાલે ફોંડા એ પ્રમાણે એક સરખો વીજળીની પેઠે ચમકતો હતો જેણે અનેક પ્રદેશો જીતીને મોગલાઇને નબળી પાડી દીધી, જેણે ગંગાસ્નાન નિમિત્તે છુટેલા છ હજાર માણસોનો ઘણી ત્વરાથી નિકાલ કરી નાખ્યો અને જેણે વાઘની પેઠે શત્રુ ઉપર કૂદી પડવામાં જીવની કદી પરવા કરી નહીં. તેને ઔરંગજેબ જેવા બળવાન બાદશાહે વ્યસનાધીન સ્થિતિમાં વિશ્વાસઘાત કરીને પકડી લીધો અને નીચતાથી શિરચ્છેદ કર્યો, તેટલા માટે શું આપણે-તેના દેશીઓએ પણ તેનો તિરસ્કારજ કરવો જોઇએ ? તેનાં એકંદર પરાક્રમ માટે તેને કંઇ પણ માન કેમ ન મળવું જોઇએ ? નિદાન તેની નાલાયકી તો વાસ્તવિક પુરાવા સિવાય આપણે નજ માનવી ઘટે. કેમકે શંકાનો લાભ આરોપીને આપવો એ ન્યાય ગણાય.

આ ઉપરથી શંભાજી ભલમનસાઇનું પુતળું હતો એમ ઠરાવ-

વાનો ઇરાદો નથી જ. માત્ર નાટકો, નવલકથાઓ અને શાળાઓમાં ચાલતા ઇતિહાસોમાં **શંભાજીની** એટલી નાલાયકી વર્ણવવામાં આવી છે કે તેની દયા આવ્યા સિવાય રહેતી નથી. ઔરંગઝેબે તેનો ક્રૂર-પણે વધ કર્યો, એટલા માટે આપણે તેના દેશીઓ પણ તેની ખરી કામગિરી વિસરી જઇએ અને તેની નિંદા કરીએ, એ ઘટિત નથી. નાનાં બાળકોને પણ **શંભાજીની** નાલાયકી જણાવવામાં આવે છે. એટલા અંશે એ અન્યાય છે. **શંભાજીની** અડચણો અસાધારણ હતી. પરિસ્થિતિ પણ ભયંકર હતી અને તેને કોઇની પણ મદદ નહોતી. છતાં તેણે શત્રુને કેટલો હંફાવ્યો? તેની જગાએ જો કોઇ સાધારણ માણસ હોત, તો એ એટલું પણ ન કરી શકયો હોત. એ હકીકત લક્ષમાં રાખીને અને તેણે યથાશક્તિ કામગિરી બજાવી છે એ જોઇને તેને માન આપવું ઘટે છે. રાજા તરીકે તે નાલાયક ગણાય, પણ સામાન્ય મનુષ્ય તરીકે તેની કામગિરી નબળી નજ ગણાય.

મરણ વખતે તેણે દાખવેલું ધૈર્ય તો અદ્વિતીય ગણાય. પક-ડાતાં પહેલાં અને પછી પણ જો તેણે ધાર્યું હોત તો તે બચી શકત અને કંઇક બીજા લાભ પણ મેળવી શકત. આવાં સંકટો વખતે શત્રુને નમી જઇને થોડું કલંક પણ વહોરી લીધાનાં ઉદાહરણો ઇતિહાસમાં કંઇ ઓછાં નથી. પણ, **શંભાજીને** પોતાના દેહની મમતા નહોતી, રાષ્ટ્રની મમતા હતી. રાષ્ટ્રને છોડીને તેને દેહ જોઇતો નહોતો. એટલે તેણે દેહને જતો કરી રાષ્ટ્રને બચાવ્યું. આ એનું ધૈર્ય અસાધારણ ગણાય. અને તે **શિવાજીના** પુત્ર સિવાય બીજા કોનામાં મળી આવે? જેમ કોઇ યોગી પોતાના મનથી નિર્ણય કરે છે, અને તે નિર્ણયનો અમલ કરવામાં તેને દેહનું દુઃખ લાગતું નથી, તેવીજ **શંભાજીની** સ્થિતિ દેખાય છે. બાદશાહે પકડયો એટલે પોતાનું મરણ થઇ જ ગયું એમ તેણે માની લીધું, અને તે પછીની પીડાઓ તેને નજીવી જ લાગી. એ બધી પીડાઓ પછી તેના દેહને જ હતી. એ દેહમાંનો આત્મા તો તેની પહેલાં જ નીકળી ગયો હતો. આ રીતે જોઇએ

તો શંભાજી દેહની પરવા ન કરનારા યોગી જેવો લાગે છે. સગવડ હતી ત્યાં સુધી તે શત્રુ સાથે પૂર જોરથી લડયો. લડવાનો એક પણ પ્રસંગ તેણે જતો કર્યો નહીં. અને લડવામાં તેણે બતાવેલી બહાદુરી વખાણને જ પાત્ર છે.

તેની જો તુલના કરવી હોય તો ઇંગ્લંડના ઇતિહાસમાં બીજો જેમ્સ તેનો જોડીદાર ગણી શકાય. બંનેનો સ્વભાવ વિલક્ષણ દુરાગ્રહી હતો. ગમે તે નુકસાન થાય, પણ પોતાનો આગ્રહ છોડે નહીં એવા એ બંને હતા. તેજ પ્રમાણે અમુક આપણો શત્રુ છે એમ એકવાર લાગ્યું કે પછી તેને પૂરો કર્યે જ છુટકો એવી બંનેની હઠ. જેમ્સનાં ક્રૂર કૃત્યો વાંચતાં તેની સરખામણીમાં શંભાજીનાં તેવાં કૃત્યો ઓછાં લાગશે. પણ, ઇંગ્લંડમાં રાજ્યપદ્ધતિ સુધરેલી, અને પ્રજાના મત ઉપર આધાર રાખનારી, એટલે જેમ્સને માત્ર હદપારની જ શિક્ષા થઇ: બાકી બંનેનું પરિણામ તો સરખું જ.

વ્યસનાસક્તિમાં સલીમને તેની જોડે સરખાવી શકાય. સલીમની સ્ત્રી નુરજહાંની પેઠે શંભાજીની સ્ત્રી યેસૂબાઇએ પણ તેને વ્યસનમાંથી છોડવવાને અને તેનાં અનિષ્ટ પરિણામો અટકાવવાને ઘણો પ્રયાસ કરેલો. પણ સલીમ એટલો દુરાગ્રહી નહોતો, અને બાપે મેળવેલું રાજ્ય તેણે ગુમાવ્યું નહીં, તેમ ડાહ્યા માણસોની સલાહની અવગણના કરી નહીં. અર્થાત્ સલીમની યોગ્યતા તેટલે અંશે વિશેષ ઠરે છે.

ઇતિહાસમાં બધા પ્રકારનાં પાત્રો હોય છે. સારા અને નરસા બંનેમાંથી બોધ લેવા લાયક તત્ત્વો મળી આવે છે. માટે આપણે શંભાજીનો ઇતિહાસ લક્ષપૂર્વક વાંચીને પોતાને ઠીક લાગે તે બોધ તેમાંથી લેવાનો છે.

શંભાજીના આ પ્રકરણમાંથી બીજી પણ એક બે વાતો લક્ષમાં લેવા જેવી છે. એના દશ વર્ષના કારભારમાં મોટા મોટા સરદારોને, અધિકારીઓને તથા રૈયતને ઘણો ત્રાસ પડેલો. છતાં એ બધાં સંકટ ઘણીજ સહનશીલતાથી અને ધીરજથી વેઠી લેવામાં આવ્યાં. અને

રાજદ્રોહનો કોઇને વિચાર સરખો આવ્યો નહીં. ઉલટું, દરેકે પોતા-નાથી બને તેટલી મદદ કરવામાં જરા પણ કસુર કરી નહીં, અને બધા શંભાજીને છેવટ સુધી એકનિષ્ઠાથી ચાહતા. રાજા પ્રત્યેની આવી અનન્ય ભક્તિ બીજે ભાગ્યેજ જોવામાં આવે છે. એ પરથી એમ સમજાય છે કે સામાની ભૂલો જોવાને બદલે આપણે આપણું કર્તવ્ય મુંગે મોઢે બજાવ્યા કરવું એ સૌને શ્રેયસ્કર લાગેલું. શંભાજીને તુરંગમાં નાખ્યા છતાં તુરંગમાં રહીને પણ રાજ્યનું હિત સાધવું અને બનતો પ્રયત્ન કર્યા કરવો એ કેટલી યોગ્યતા કહેવાય ? આવી યોગ્યતા અને નિઃસ્વાર્થ કર્તવ્યનિષ્ઠા એ પ્રજાની ઉન્નતિનુ લક્ષણ છે.

---

## પ્રકરણ ૧૩ મું.

### છત્રપતિ રાજારામ.

( માર્ચ ઇ. સ. ૧૬૮૯–માર્ચ ૧૭૦૦. )

**(૧) મરાઠી રાજ્ય ઉપર ભયંકર આફત:**—મરાઠી રાજ્ય ઉપર અનેક વિઘ્નો આવેલાં. તે પૈકી કેટલાક પ્રસંગો એવા હતા કે જેને ખરેખર આફત કહી શકાય. શિવાજી દિલ્હી ગયો તે વખતે જે વિકટ પરિસ્થિતિ થઇ પડી, તે પહેલી આફત હતી. તે પછી કેટલોક વખત કામ ઠીક ચાલ્યું. ત્યાર બાદ શિવાજીનું મરણ થયું અને શંભાજી ગાદી ઉપર આવ્યો છતાં રાજ્યને કંઇ વિશેષ ધક્કો લાગ્યો નહોતો, પરંતુ શંભાજી નાલાયક નીવડયો. અને બળવાન મોગલ બાદશાહ મરાઠાઓને જડમૂળથી ઉખેડી નાખવા દક્ષિણમાં આવીને રહ્યો, એ બીજી ભયંકર આફત આવી પડી. શંભાજીના વધથી તેની શરૂઆત થઇ, અને એ આફતમાંથી છુટવાને વિશ વર્ષ સુધી મરાઠાઓને વિલક્ષણ બળ વાપરવું પડયું, કે જેને લીધે તેમનું નામ હિંદુસ્તાનના બલ્કે દુનિયાના ઇતિહાસમાં અમર થયું. એ

આફતનું સ્વરૂપ અને તેનો ઉચ્છેદ કેવી રીતે કરવામાં આવ્યો તે હવે આપણે જોઇએ.

**શંભાજી**ના વધને વખતે મરાઠાઓની બીજી લડાઇ (ત્રિશ વર્ષની) મોગલો જોડે ચાલતી હતી. એ લડાઇના કેટલાક હલ્લા થઇ ગયા હતા. પણ છેવટનો ખરેખરો હલ્લો હજી બાકી હતો. **શંભાજી**ના વખતમાં તેના ત્રણ હલ્લા થયા. પહેલો સન ૧૬૮૨ થી ૧૬૮૫ સુધી, બીજો સન ૧૬૮૭ થી ૧૬૮૮ માં **શંભાજી**નો વધ થયો ત્યાં સુધી અને ત્રીજો સન ૧૬૮૭-૮૮ માં કર્ણાટક ઉપરનો. આ ઉપરાંત **શિવાજી**ની હયાતીમાં એક હલ્લો આવેલો, એટલે અત્યાર સુધીમાં ચાર હલ્લા થયેલા. હવે પાંચમા હલ્લાની શરૂઆત થઇ. આ વિગ્રહ એકંદરે એટલો આકરો અને આગ્રહભર્યો ચાલ્યો, કે જેની ઇતિહાસમાં જોડ મળવી કઠણ છે. તેમાં એક પક્ષની જેમ જેમ હાર થતી, તેમ તેમ તેની હિંમત વિશેષ વધતી જતી, અને દરવખતે એમ લાગતું કે આ વખતે જ આ વિગ્રહનો પાર આવી જશે. **શિવાજી**ના મરણ પછી મરાઠાઓ મોગલો સામે ટકી રહેશે એમ કોઇએ ધારેલું નહીં. પછી **શંભાજી** ગાદી ઉપર આવતાં તો મરાઠી રાજ્ય જલદી નાશ પામશે એમજ ઘણાને લાગેલું. અને છેવટે જ્યારે **શંભાજી**નો ક્રૂર રીતે વધ થયો, ત્યારે તો લગભગ બધા નિરાશ થઇ ગયા. બાદશાહને પણ લાગેલું કે મેં મરાઠી રાજ્યને જડમૂળથી ઉખેડી નાખ્યું; કારણ કે **શિવાજી**નું આખું કુટુંબ તેણે પકડી લીધું હતું. પણ **શંભાજી**ના ક્રૂર વધથી મરાઠા વીરો એટલા સંતપ્ત થયા કે લડાઇનું તે પછીનું સ્વરૂપ ઉલટું વિશેષ આકરૂં થઇ પડ્યું; અને તેનો અંત બાદશાહ સન ૧૭૦૭ માં મરણ પામ્યો ત્યારે જ કુદરતે આણ્યો.

આ આફતમાં મરાઠી પ્રજાના અનેક ગુણ બહાર આવ્યા અને તેની ખરી કસોટી થઈ. શૌર્ય, પરાક્રમ, રાજકુટુંબ માટે અભિમાન, અને સ્વદેશને માટે પોતાના સર્વસ્વનો તથા જીવિતનો પણ ત્યાગ

કરવાની તત્પરતા, વગેરે ગુણો રાષ્ટ્ર કહેવરાવનારી પ્રજામાં અવશ્ય જોઇએ, તે મરાઠાઓમાં આ વખતે એક સાથે જણાઈ આવ્યા. સઘળા મરાઠા વીરો તે વખતે એક મતથી અને એક સંપથી વર્ત્યા, અને જેમ જેમ સંકટ વિશેષ પડતું ગયું, તેમ તેમ તેને ગળવાની હિમ્મત અને બળ વિશેષ વધતાં ગયાં, અને એવા પરાક્રમનું પરિણામ જેવું જોઇએ તેવું જ આવ્યું. એ પરાક્રમોને પરિણામે જ એ વખત પછી મરાઠાના નામથી જે તે થરથરવા લાગ્યા. શંભાજીના અપમરણથી જે ત્રાસ છુટેલો તે ત્રાસને પરિણામેજ મરાઠા વીરોમાં આટલા જોરથી ઉછાળો આવ્યો.

ગ્રાન્ટ ડફ જણાવે છે કે, શંભાજીએ કરેલી દુર્વ્યવસ્થાને લીધે કેટલેક અંશે આ ભયંકર આફતનો બચાવ થયો. લશકરનો પગાર મુલકમાંથી વસુલ કરી લેવાની તેણે છુટ મૂકી હતી, અને એજ છુટનો પછીથી વિશેષ ઉપયોગ થયો. પણ વાસ્તવિક રીતે શંભાજીના ક્રૂર વધથીજ મરાઠા વીરો અત્યંત ખળભળી ઉઠયા અને તેનું વેર લેવાની પ્રબળ ઇચ્છા અનિવાર્ય રીતે તેમનામાં પ્રકટી નીકળી. અને તેને જ પરિણામે શત્રુના મુલકમાં લુટફાટ ચલાવવાના તથા બાળીજાળી નાખવાના બનાવો એકદમ શરૂ થયા. તેની સાથે વળી શિવાજીના કાર્ય માટે અભિમાન, આપણા કિલ્લા દુર્ભેદ્ય છે એવી સમજ, અને કેટલાક મરાઠા સરદારોનું શૌર્ય તથા ડહાપણ અને ધર્મની બાબતોમાં ઔરંગજેબનો જુલમ વગેરે બાબતોથી મહારાષ્ટ્રીય વીર્ય એકદમ ઉછળી આવ્યું. એ ઉછાળાને રોકવાની બાદશાહમાં તાકાત નહોતી. એટલે બાદશાહની ભૂલો આ પ્રસંગો બહુ જણાઇ આવી. તે જાતે લડાઇઓ લડવામાં કુશળ હતો, તેને પૈસા અને માણસોનું જોર હતું, અને સ્થાનિક અનુભવ પણ તેને કંઇ ઓછો ન હતો. વળી નવીન જાગીરો અને મનસબદારીઓ આપીને તેણે લશ્કરને પણ સંભાળી રાખ્યું હતું. છતાં પોકળ ગર્વ, નિરર્થક વૈર અને અત્યંત ધર્મઘેલછાને લીધે તેની દૃષ્ટિ અંધ થઈ ગઇ હતી. એટલે આ બાબતોનો તેને કંઈ લાભ

મળ્યો નહીં. વિજાપુર અને ગોવળકોંડાનાં લશ્કરોને રજા આપીને તેને શત્રુના બળમાં હાથે કરીને વધારો કર્યો. વળી પોતાના અતિ ડહાપણના ગર્વમાં ને ગર્વમાં તેણે પોતાના સરદારોને જરા પણ સત્તા આપી નહીં. જ્યાં ત્યાં મુસલમાનશાહી કરવાના નાદમાં તેણે માહિતગાર હિંદુ અધિકારીઓને કાઢી મૂકયા અને નવા નીમેલા મુસલમાન અધિકારીઓને કંઇ સૂઝયું નહીં. આ રીતે બાદશાહની ભૂલોનો મરાઠાઓને ઘણો લાભ મળ્યો.

બાદશાહની હીલચાલ ઉપરથી પણ આ પ્રસંગની કેટલીક વિકટતાનો ખ્યાલ આવી શકશે. બાદશાહની પાસે લાખો માણસો હતાં, છતાં તે બધાં સાથે પોતાનો મુકામ તે વખતો વખત બદલતો હતો. સન ૧૬૮૨ ની શરૂઆતમાં તે બ્રહ્માનપુર હતો. ત્યાં ચાર મહિના રહીને ઔરંગાબાદ આવ્યો અને ત્યાંથી થોડાજ દિવસોમાં અહમદનગર આવ્યો. એ સ્થળે રહીને તેણે બે વર્ષ સુધી શંભાજી સાથે સતત લડાઇ ચલાવી પણ તેમાં ફાવી શકયો નહીં. એટલે તેણે પોતાનો મોરચો વિજાપુર અને ગોવળકોંડા તરફ વાળ્યો, અને એણે ત્રણ વર્ષ સુધી છાવણી વિજાપુર રાખી. એટલી મુદતમાં પણ તે ગુલબુર્ગા, હૈદરાબાદ, ગોવળકોંડા વગેરે સ્થળે ફર્યો હતો. સન ૧૬૮૮ માં તેના લશ્કરમાં ભયંકર મરકી ચાલી, એટલે તેણે પોતાની છાવણી વિજાપુરની આસપાસ આકલુજ, ગુરગામ, તુલાપુર, શિકારપુર, બીડ અને ગુલકા વગેરે ઠેકાણે રાખી. છેવટે સન ૧૬૯૫ માં સોલાપુરની પાસેની બ્રહ્મપુરી ( તેણે ઠરાવેલી બેગમપુરી ) માં તેણે મુકામ નાખ્યો. એ ઠેકાણે તે ચાર વર્ષ રહ્યો અને કર્ણાટકની ચડાઇ ત્યાં રહીનેજ કરી. તેટલામાં રાજારામનું મરણ થયું એટલે બાદશાહને લાગ્યું કે હવે મરાઠાઓ ઉભા થઇ શકશે નહીં. પણ મરાઠાઓએ તારાબાઇને આગળ કરી લડાઇ પૂર્વવત્ ચાલુ રાખી. એટલે બાદશાહે પછી સરદારોને કામ ન સોંપતાં જાતે લડાઇ આદરી. એ વખતમાં એ કિલ્લે કિલ્લા ફર્યો અને એક ઠેકાણે મુકામ રાખી જ ન શકયો. વસંતગઢ, મિરજ,

સતારા, ખવાસપુર, ચંદનવંદન, પન્નાળા, વિશાળગઢ, બહાદુરગઢ, સિંહગઢ, પુના, રાજગઢ, તોરણા, વાનિકખેડા, દેવગામ અને ફરી બહાદુરગઢ જઇ તે છેવટે અહમદનગર આવ્યો. અહીં તેણે સન ૧૭૦૬ નું આખું વર્ષ નિરાશામાં અને દુઃખમાં ગાળ્યું અને સન ૧૭૦૭ ની શરૂઆતમાં તે પરલોકવાસી થયો. આ ઉપરથી આખા ભરતખંડના બળવાન શહેનશાહને મરાઠાઓને જીતવા પાછળ ૨૫ વર્ષ કેવી રીતે ગાળવા પડયાં અને વખતો વખત કેવી નવી નવી રચના કરવી પડી તથા મુકામો કેમ બદલવા પડયા તેનો આપણને ખ્યાલ આવે છે. આવીજ રીતે સ્વદેશાભિમાની થોડા પણ માણસોને જીતવાને કેટલો ભારે પ્રયાસ પડે છે તે ગ્રીસ અને ઇરાનની લડાઇ પરથી પણ આપણે જાણીએ છીએ.

શંભાજીનો વધ થયો એ મરાઠાઓએ પોતાના રાષ્ટ્રનું અપમાન માન્યું. એ ગમે તેમ વર્ત્યો, તોપણ તે મરાઠી રાજ્યના સંસ્થાપક શિવાજીનો પુત્ર હતો. ઔરંગઝેબ જેવો એક વંશપરંપરાનો શત્રુ તેને કપટથી પકડીને ક્રૂર રીતે જીવતો મારી નાખે, એ તેની દેશભક્ત પ્રજા સહન કેમ કરે ? પછી જેણે નવ વર્ષ સુધી સ્વરાજ્યના રક્ષણ માટે પ્રબળ પ્રયત્ન કર્યો, જેણે અપ્રતિમ શૌર્ય દાખવ્યું, અને જેણે શત્રુના તાબામાં ગયા પછી પણ એક પરાક્રમી પુરુષને શોભે તેવું ઉદાત્ત આચરણ કરી નજીક આવેલા મૃત્યુની પણ બીતી રાખી નહીં, તેવા પુરુષનો આ રીતે અંત આવેલો જોઇ કોને દાઝ ન થાય ? જે દાઝ તેની હયાતિમાં થયેલી નહીં, તે તેના મરણથી એકદમ ઉછળી. સૌને લાગ્યું કે શંભાજીનો વધ એટલે આપણા ઘરના એક માણસનોજ વધ થયો, અને તેનું વેર લેવું એ દરેકને પોતાની પવિત્ર ફરજ ભાસી. તેથી બધા ખાનગી વિરોધો અને દ્વેષો પડતા મૂકી સઘળા મરાઠા વીરો એક સાથે શત્રુ ઉપર તૂટી પડયા.

શિવાજીએ દીર્ઘ દૃષ્ટિ વાપરીને બાંધેલા કિલ્લા આ વખતે બહુ ઉપયોગી થઈ પડયા. એ જાણતો હતો કે મહારાષ્ટ્ર જીત્યા સિવાય

ઔરંગઝેબને ચેન વળવાનું નથી, અને તેથી જ તેણે વિજાપુર તથા ગોવળકોંડા જોડે મિત્રતા બાંધી હતી. પણ તે મિત્રતા તેની હયાતી પછી ટકી શકી નહીં. વળી કર્ણાટક જીતવામાં પણ તેણે ઘણી દૂરદૃષ્ટિ વાપરી. કદાચ મરાઠાઓ આ પ્રદેશમાં હારે તો ફરી ત્યાં રહીને પોતાની પ્રવૃત્તિ ચલાવી શકે, એવી તેની તેમાં યોજના જણાય છે. વળી તેણે તાલીમ આપી કેટલાક માણસોને એવા કેળવી રાખેલા કે આ આફત વખતે તેઓ બહુ ઉપયોગી થઈ પડયા. એમાંના કેટલાક માણસો મરી ગયા હતા, પણ તેમના ગુણ તેમના વારસોમાં આબાદ ઉતર્યા હતા.

મરાઠી ભાષામાં આ વખતથી **"भालेराई"** કરીને નવીન શબ્દ પ્રચલિત થયો છે. તેનો ઇતિહાસ જરા જાણવા જેવો છે. **બાબાજી** અને રૂપાજી નામના બે માણસો કર્ણાટકમાં ઘણા પરાક્રમી નીવડયા. તેણે ભાલાનાં પરાક્રમો કરી મોગલ લશ્કરોને નસાડયાં. તે પરથી તેને "ભાલેરાવ" એવી પદવી આપી. આ ભાલેરાવોએ મોગલોએ બેસાડેલાં બધાં થાણાં ઉઠાડી મૂકયાં અને દેશમાં હાહાકાર બોલાવ્યો. એમના આ કાર્યને માટે તે વખતથી **"भालेराई"** એવો શબ્દ પ્રચલિત થયો, જે અદ્યાપિ ચાલે છે.

**(૨) રાયગઢનો પરાભવ અને યેસૂબાઇ:**—શંભાજી પકડાયા પછી રાજ્યની લગામ કેટલાક તરુણોએ હાથમાં લીધી. આ તરુણોમાં શિવાજીનો બીજો પુત્ર **રાજારામ** મુખ્ય હતો. તેનો જન્મ સન ૧૬૬૧ માં થયેલો, એટલે તે આ વખતે ૨૮ વર્ષનો હતો. **શંભાજીએ** તેને **રાયગઢ** ઉપર નજરકેદ રાખ્યો હતો. તેનું લગ્ન **પ્રતાપરાવ** ગુજરની દીકરી **જાનકીબાઇ** વેરે થયેલું, પણ તે બાઇ મરણ પામતાં બીજીવારનું લગ્ન **હંબીરરાવ** મોહિતેની દીકરી **તારાબાઈ** વેરે થયેલું હતું. **રાજારામ** મૂળથી મળતાવડો અને સાલસ હતો. પિતાના કેટલાક ગુણો તેનામાં ઉતરેલા હતા, અને યેસૂબાઇ સાથે તેને મિત્રતા હતી, તથા **શંભાજીના** પુત્ર **શિવાજી** ઉપર પણ તેને પ્રીતિ હતી.

શંભાજીના વધની બાતમી મળતાં તેણે તથા યેસૂબાઇએ કેટલાક આગેવાનો સાથે મળીને હવે પછી શું કરવું તે માટે ગોઠવણ કરવા માંડી. આ ગોઠવણમાં નિરાશા કરતાં વેર લેવાની લાગણી વિશેષ હતી. એકઠા થયેલા એ આગેવાનો તરુણ હતા, પણ ધોરણવાળા હતા. બ્રાહ્મણમાં પ્રલ્હાદ નિરાજી હતો. તે શિવાજીના વખતના ન્યાયાધીશ નિરાજી રાવજીનો પુત્ર. ડહાપણ અને સ્વાર્થત્યાગમાં તે જબરો હતો. તેણે રાયગઢ ઉપર ધાન્ય, દ્રવ્ય તથા લશ્કરનો પુરતો બંદોબસ્ત કર્યો. અને એમ નિર્ણય થયો કે શત્રુની બાતમી રાખતા રહીને રાજારામે રાયગઢથી વિશાળગઢ સુધી ફરતા રહેવું. તથા કર્ણાટકમાં જનાર્દનપંત હનમંતે અને નીલો મોરેશ્વર પિંગળે હતા, તેમણે ત્યાં રહીને જ કર્ણાટકનો બંદોબસ્ત બરોબર જાળવવો. બીજો આગેવાન રામચંદ્રપંત અમાત્ય હતો. તે રાજ્યકારભારમાં ઘણો નિપુણ અને શિવાજીના ધોરણનો સારો માહિતગાર હતો. એ સિવાય શંકરાજી મલ્હાર અને પરશુરામ ત્ર્યંબક વગેરે બ્રાહ્મણ આગેવાનો હતા. મરાઠા સરદારોમાં હંબીરરાવના હાથ નીચે કેળવાયલા સંતાજી ઘોરપડે તથા ધનાજી જાદવ મુખ્ય હતા, અને લશ્કરની બધી ગોઠવણ તેમના હસ્તક હતી.

શંભાજી પકડાયો તેજ અરસામાં રાજગઢ કિલ્લો મોગલોના હાથમાં ગયો. બાદશાહે તેના પર અબુલ ખૈરખાનને કિલ્લેદાર નીમ્યો. પણ તેટલામાંજ મરાઠાઓએ તેની આસપાસ ઘેરો ઘાલ્યો. શંભાજી પકડાયાની બાતમી હજી આવી નહોતી. તેટલામાંજ એ ઘેરો એટલો પ્રબળ થયો કે અબુલ ખૈરખાનને જીવિતદાન માગીને રાતોરાત નાસી જવું પડયું.

તરુણ મંડળીને મસલત કરતી વખતે લાગ્યું કે ખજાનામાં સિલક નથી, પાગા અને લશ્કર સઘળું નબળું પડી ગયું છે, કિલ્લાઓ સાધનહીન થઇ ગયા છે અને અનુભવી માણસો મરાઈ ગયાં છે. મોગલ લશ્કર જ્યાં ત્યાં લૂટફાટ ચલાવે છે, કોઇથી એક સ્થળે સ્થિર

રહેવાતું નથી. આ સ્થિતિમાં રાજ્ય શી રીતે ટકાવવું ? ઉઘાડી લડાઈ આપવી તો હવે શકય જ નહોતી. રાજ્યનો ધણી શિવાજી સગીર હતો. એટલે હવે સર્વેએ રાજારામને આગળ કરી ચાલવું એમ ઠર્યું. યેસૂબાઇ તેમાં સંમત થઇ. તેણે જણાવ્યું કે, "તમે બધા સરદારો એકમત થઇ વર્તો અને રાજારામને કુટુંબ સાથે અહીંથી બીજે લઇ જાઓ. મારે તથા શિવાજીને રહેવા માટે તો રાયગઢ જેવી અનુકૂળ જગા ભાગ્યે મળશે. અને તમે બધા બહાર પડશો એટલે શત્રુ તમારા ઉપર આવશે. તમે બધા બીજે ઠેકાણે વધારે સારી રીતે ગોઠવાઓ, તો અમને પણ ત્યાં લઇ જજો." યેસૂબાઇની આ પુખ્ત અને નિઃસ્વાર્થી સલાહથી સૌને હિમ્મત આવી. પણ તેને એકલી છોડીને જવાનું રાજારામને ગમ્યું નહીં. છતાં બીજો માર્ગ જ ન હતો. એટલે તેણે કહ્યું, "રાજ્યના અધિકારી મૂળના શિવાજી રાજા જ છે એમ માનીને અને મને તેનો કારભારી ગણીને બધાએ મારી આજ્ઞામાં રહી પ્રથમના કરતાં પણ વિશેષ પરાક્રમ કરી ઔરંગજેબને જીતી આપણું રાજ્ય બચાવવું અને એ પ્રમાણે બધાએ સોગનપૂર્વક વર્તવું." આ રીતે સૌ એકસંપી કરીને બધા માણસો બહાર પડયા. રામચંદ્રપંતે કિલ્લે કિલ્લા સંભાળવા, મોગલો જોડે લડવું, અને રાયગઢ ઉપરનાં માણસોને છોડાવી વિશાળગઢમાં લાવવા એમ ઠર્યું હતું. રાજારામે બને ત્યાં સુધી કિલ્લાઓને આશ્રયે રહીને મોગલો જોડે લડયા કરવું, પણ છેવટે બચાવ ન થાય તો કર્ણાટકમાં જિંજીના કિલ્લામાં જઇને રહેવું એવી પણ મસલત ઠરેલી હતી. આ રીતે યેસૂબાઇ અને રાજારામ બંનેએ સ્વાર્થની દૃષ્ટિ ન રાખતાં રાજ્યના હિત તરફ દૃષ્ટિ રાખી. યેસૂબાઇએ પોતાનું તથા શિવાજીનું જ રક્ષણ કરવાનો આગ્રહ પકડયો નહીં, તેમ રાજારામે પોતાને રાજ્યાધિકાર મળવા માટે પણ માગણી કરી નહીં.

સન ૧૬૮૯ ના નવેમ્બરમાં સરદાર ઇતિનદખાન રાયગઢ ઉપર આવ્યો. જંજિરાના શીદીની તેને મદદ હતી. પણ કિલ્લો મજબુત

હોવાથી ઘણા દિવસ સુધી તેમનું કાંઇજ ચાલ્યું નહીં. પ્રલ્હાદ નિરાજીએ અંદર સામગ્રી પણ ઘણી ભરી હતી તેથી દશ મહિના સુધી તો મરાઠાઓએ તેને દાદ દીધી નહીં. છેવટે મોગલોએ દગો કરી કિલ્લા ઉપરના સરદાર સૂર્યાજી પિસાળને લાલચ આપી ફોડયો. તેણે દરવાજા ઉઘાડી શત્રુઓને અંદર દાખલ કર્યા અને રાયગઢનો એ રીતે પરાભવ થયો. (ઇ. સ. ૧૬૯૦ આખરે). મુસલમાનોને તાબે થતાં યેસૂબાઇને બહુ વસમું લાગ્યું, પણ તમારા જીવને અડચણ નહીં થવા દઉં એવું કુરાનના સોગન ખાઇને ખાન પાસેથી વચન લઇ તે શિવાજી સાથે તાબે થઈ. ખાને કિલ્લો લૂટયો, શિવાજીનું સિંહાસન તોડયું અને ઘણા કષ્ટથી તેણે મેળવેલી અપાર સંપત્તિ લૂટીને બાદશાહને હવાલે કરી. યેસૂબાઇ તથા શિવાજીને પણ કેદ કરીને તે બાદશાહ પાસે લઇ ગયો. શિવાજીના આખા કુટુંબનો તેને ઉચ્છેદ કરવાનો હતો એટલે આમની પણ તેજ દશા કરત. પણ તેની પુત્રીના આગ્રહથી તે મુલતવી રાખવું પડયું. તેણે ધાર્યું હતું કે પ્રસંગે તેની ઘટતી ગોઠવણ કરી નાખીશું. પણ પછીથી પુત્રીના દબાણથી મારી નાખવાનું માંડી વાળી મરાઠાઓમાં કલહ ઉત્પન્ન કરાવવામાં તેનો ઉપયોગ કરવા તેણે ગોઠવી રાખ્યું. મરતી વખતે તેના પુત્રને પણ તે સંકેત તેણે સમજાવી રાખેલો. યેસૂબાઇની સાથે બીજાં પણ ઘણાં માણસો પકડાયાં. તેમાં પ્રતાપરાવ ગુજરનો પુત્ર ખંડોજી ગુજર વગેરે પણ હતા. બાદશાહે શિવાજી તથા એ બધાંને મુસલમાન થવા આગ્રહ કર્યો; પણ તે તેની પુત્રીની ભલામણ પરથી પછી છોડી દીધો. છતાં કોઇપણ એક તો જરૂર મુસલમાન થાય એવી તેણે હઠ પકડી. એટલે સૌને બચાવવા ખંડોજી ગુજરે મુસલમાની ધર્મની દીક્ષા લીધી. એનું કુટુંબ મુસલમાન હોવા છતાં હજી પણ હિંદુ રિવાજો અને તહેવારો પાળે છે. ઇતિમદખાનના પરાક્રમથી બાદશાહે ખુશ થઇ તેને "ઝુલ્ફિકારખાન-"નો ઇલ્કાબ આપ્યો. એ ઝુલ્ફિકારખાનની સત્તા પછી ઘણી વધી પડી, એટલી બધી કે એ બાદશાહો બનાવનાર કહેવાયો.

ઔરંગઝેબની પુત્રી જેબુન્નિસાનો જન્મ ઇ. સ. ૧૬૩૯ માં થયેલો. તે સુશિક્ષિત હતી. કુરાન તેને મોઢે આવડતું અને તેના પર તેણે વિવેચન પણ લખ્યું હતું. વળી તેણે કેટલીક કવિતાઓ પણ રચી હતી. એ આખી જીંદગી સુધી કુંવારી રહી. ઘણી મોગલ કન્યાઓ યોગ્ય વર ન મળવાથી એ પ્રમાણે કુંવારી રહેતી. સન ૧૬૬૬ માં શિવાજી દિલ્લી આવ્યો ત્યારે તેની ઉમર ૨૭ વર્ષની હતી. તેણે શિવાજી માટે બહુ વાતો સાંભળી હતી અને તેના અલૌકિક ગુણો માટે તેને માન ઉત્પન્ન થયું હતું. તેનું દેશાભિમાન, તેનું શૌર્ય, તેનું સાહસ, તેની દેવ અને માતાપિતા પરની ભક્તિ, અને બધાની પાસેથી સાંભળેલી તેની વિલક્ષણ ખ્યાતિ: આ વગેરેને લીધે શિવાજી માટે તેનું મન ઘણુંજ આતુર થયું અને તેજ મારા માટે યોગ્ય પતિ છે એમ તેને લાગ્યું. તે દિલ્લી રહ્યો તે દરમિયાન તેની પ્રત્યે તેની પ્રીતિ વધતી ચાલી. એ મારા પિતાનો મિત્ર અને પરોણો છે એમ તે માનતી હતી; અને મુલાકાત થતા બંનેની મિત્રતા અચ્છી થશે એમ તેણે ધારેલું. વળી પાદશાહે પણ શિવાજીને મુસલમાન થાય તો પોતાની દીકરી પરણાવવા કહેવરાવેલું, તેને લાંબા વખત સુધી નજરકેદ રાખવામાં પણ તેનો એ હેતુ જણાય છે. પણ શિવાજી મુસલમાન થાય એટલે શિવાજીપણું છૂટી જાય. તેથી એ કોઇ વાતે શક્ય નહોતું. છેવટે તે છુટી ગયો એટલે બાદશાહને બહુ રીસ ચડી અને એ બાઇને તેનાં દર્શન ફરી થયાં નહીં. દક્ષિણની હમણાંની ચડાઈ વખતે બાદશાહનો બધો જનાનો સાથેજ હતો એટલે ઝેબુન્નિસા પણ સાથે હતી. શિવાજી માટે તેનું દિલ હજી પણ તેટલુંજ આતુર હતું, અને તેના મરણ પછી શંભાજી માટે પણ તેજ કારણથી તેને ઘણો ભાવ હતો. પ્રીતિ આંધળી છે અને તે દુશ્મનને પણ જાણતી નથી. એ ખોટું નથી. શંભાજી પકડાયા પછી તેને બચાવવા એ બાઇએ ઘણો પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફાવી નહીં. તે પછી યેસૂબાઈ અને શિવાજીને પોતાની દેખરેખમાં રાખવા તેણે

બાદશાહને અરજ કરી. અને તેનો આગ્રહ, ઝુલ્ફિકારખાને આપેલું વચન અને પછીથી તેનો બીજો ઉપયોગ કરવાની પોતાની ધારણાનો વિચાર કરી બાદશાહે તે કબુલ રાખી. બાઇએ યેસૂબાઇ તથા શિવાજીને બહુજ સારી રીતે સંભાળ્યાં. પોતાના તંબુ નજીક તેમનો તંબુ રાખ્યો, અને સાધન, સામગ્રી, ચાકર વગેરે બધી તજવીજ બરાબર કરી. શિવાજી ઉપર તેને એટલો પ્રેમ થયો કે પોતાના દીકરાને પણ તેણે એટલાં લાડ ન કર્યાં હોત. દરદાગીના, કપડાંલતાં, મેવા મિઠાઈ વગેરે કશી વાતની તેને ખોટ પડવા દીધી નહીં. શંભાજીનાં બીજાં માણસોની પણ તેણે સારી સંભાળ રાખી. જોત્યાજી કેરુરકર નામનો શંભાજીનો વિશ્વાસુ માણસ હંમેશાં યેસૂબાઇ સાથે રહેતો તે આ વખતે પણ સાથે હતો. શિવાજીનું શિક્ષણ તેની દેખરેખ નીચે ચાલ્યું. એ માણસ વખતો વખત બાદશાહ પાસે પણ જતો.

યેસૂબાઇ નજરકેદ હતી, છતાં રાજારામ સાથે તેનો પત્ર વહેવાર ચાલુ હતો. ભક્તાજી હુજરે અને બંકી ગાયકવાડ એ બંને શિવાજીના વખતના વિશ્વાસુ નોકરો દ્વારા આ પત્રવહેવાર ચાલતો. તેઓ વેશ બદલીને આવતા જતા અને બાતમી પહોંચાડતા. બાદશાહને કદાચ આ બાબતનો વહેમ પડયો હશે એટલે તેણે બંદોબસ્ત બહુ પાકો રાખેલો. પણ યેસૂબાઇ અને શિવાજી બંને એવાં ધોરણસર વર્ત્યાં કે બાદશાહને આ વ્યવહારનો પત્તો લાગ્યો નહીં. એ શિવાજીનું નામ ઔરંગજેબે શાહુ પાડયું.

ઝેબુન્નિસા સન ૧૭૦૨ માં બ્રહ્મપુરીમાં મરણ પામી અને તેના જ નામથી બાદશાહે એનું નામ તે પછીથી બેગમપુર ઠરાવ્યું. તેની એક સુંદર કબર ત્યાં બાંધવામાં આવી જે હજી કાયમ છે. આજ પણ એ સ્થળ જોતાં બાદશાહી ઐશ્વર્યની કંઈક કલ્પના આપણને આવી શકે છે. કેટલીક જગાએથી હજી પણ નાણાં, ધાતુઓ, મોતી વગેરે મળી આવે છે. સન ૧૭૦૧ માં એ જગાએ અંગ્રેજી વકીલ સર વિલિયમ નૉરિસે બાદશાહની મુલાકાત લીધેલી.

(૩) સંતાજી ઘોરપડે અને ધનાજી જાદવ—જાદવોનું કુટુંબ મહારાષ્ટ્રમાં પ્રમુખ અને પુરાતન છે. તેની લખૂજી જાદવ સુધીની હકીકત અગાઉ આપેલી છે. લખૂજી અને તેના પુત્ર અચલોજીને નિજામશાહે ઠાર માર્યા અને અચલોજીના પુત્ર સંતાજીનું રક્ષણ જિજાબાઇએ કર્યું. જિજાબાઇનો પુત્ર શંભાજી અને આ સંતાજી સરખી ઉમરના હોવાથી બંને શાહજી પાસે રહેતા અને બંને કનકગિરિ લેતાં મરાયા. સંતાજીનો પુત્ર શંભુસિંગ શિવાજી જોડે રહેતો. એ શંભુસિંગનો પુત્ર ધનાજી. તેનો જન્મ ઇ. સ. ૧૬૫૦ માં થયો. એ ધનાજી પ્રતાપરાવ ગુજરના હાથ નીચે કામ કરતો. ઉંબરાણી અને જેસરીની લડાઇમાં ધનાજીએ ઘણું પરાક્રમ કરેલું. પણ તેનાં વિશેષ પરાક્રમો શંભાજીના વધ પછી થયાં. સંતાજી ઘોરપડેએ બાદશાહી છાવણી ઉપર છાપા માર્યા અને ધનાજીએ મેદાનમાં ભેટો કરીને લશ્કરનો પુષ્કળ સંહાર કર્યો. આ પરાક્રમ બદલ રાજારામે તેને "જયસિંગ" એવો કિતાબ આપેલો. પછીથી રાજારામ કર્ણાટક ગયો, તે વખતે પણ ધનાજી સાથે હતો. જિંજીના ઘેરા વખતે સંતાજી અને આ ધનાજી બંનેએ એક સરખા ફરતા રહીને મોગલોને તોબા પોકરાવેલી.

ઘોરપડેનાં મુખ્ય કુટુંબો બે, એક મુધોળનું અને બીજું કાપશીનું. મુધોળના બાજી ઘોરપડે અને તેના પુત્ર–સંતાજી, બહિરજી તથા માલોજી. એ શિવાજી પાસે નોકરી કરતા. સન ૧૬૭૭–૭૮ માં સંતાજી અને બહિરજીએ કર્ણાટકમાં મોટાં પરાક્રમો કર્યાં; અને તેમને ગજેંદ્રગઢની જાગીર મળી ત્યારથી તેઓ કર્ણાટકમાં સ્થાયી થયા. શંભાજીનો બચાવ કરતાં માલોજી મરાયો એટલે સંતાજી ત્યાર પછી સેનાપતિ થયો. સંતાજીને "મમલકતમદાર" (દેશનો અગ્રણી), બહિરજીને "હિંદુરાવ" અને માલોજીને "અમીર–ઉલ ઉમરાવ" એવા ઇલકાબ મળેલા, તે તેના વંશજોમાં હજી ચાલુ છે. નારો મહાદેવ જોશી નામનો એક બ્રાહ્મણ સંતાજી પાસે નોકર

હતો તે બધી લડાઇઓ વખતે સંતાજી પાસે હંમેશાં હાજર હતો અને ઘણાં પરાક્રમ કરતો. ખાફીખાન લખે છે કેઃ—

"સંતાજી અને ધનાજી એ બને યોદ્ધા મરાઠાઓમાં મુખ્ય હતા. તે દરેક પાસે પંદર વિશ હજાર માણસો રહેતાં, અને બાકીના મરાઠા સરદારો તેના તંત્ર પ્રમાણે ચાલતા. બાદશાહી લશ્કરને આમને લીધે બહુ વેઠવું પડયું. સંતાજીએ દેશ ઉજડ કરીને મોગલ સરદારોને જેર કરી નાખ્યા. તેની સામે જે કોઇ જાય તે કાંતો મરણ પામે અગર કાંતો સપડાઈ જાય. ભાગ્યે કોઇક બચે તો તે સાધુરામ થઇને પાછો આવે. અભિમાની સરદારો પણ તેની સામે જતાં થરથરતા. તેની બરોબરીનો એક પણ યોદ્ધો મોગલો પાસે ન હતો. ઇસ્માઇલ-ખાન નામનો એક પ્રખ્યાત મોગલ સરદાર પહેલીજ ભેટમાં તેના હાથમાં સપડાઈ ગયો. તેના આખા લશ્કરને સંતાજીએ લૂટયું અને ઘણો દંડ ભર્યા પછી તે જાતે છુટયો. તેજ પ્રમાણે રૂસ્તમખાન સિંહ જેવો પરાક્રમી હતો. પણ સંતાજીએ તેનો પરાભવ કર્યો અને મોટો દંડ લીધા પછી છોડયો. અલીમર્દાનખાન, હુસેનબેગ વગેરે પણ કેટલાક એવાજ સરદારો એજ રીતે સપડાયેલા અને મોટી રકમો ભરીને છુટેલા. કર્ણાટકની સરહદ ઉપર વળી જાન નિસારખાન તથા તુંવર-ખાનનો પણ તેણે પરાભવ કરેલો. અને એ રીતે ઘણા અભિમાની સરદારોની સંતાજીએ એવીજ દશા કરી. આ હકીકત જાણી ઔરંગજેબે આંગળાં કરડેલાં.

રાયગઢ ઉપર ઘેરો હતો અને રાજારામ પનાળા ઉપર હતો ત્યારે આ લડાઇઓ ઘણા ભાગે થયેલી. રાજારામ પાસે તે વખતે રામચંદ્રપંત અને સંતાજી એ બે મુખ્ય હતા. એ બંનેએ બાદશાહની છાવણી–તુળાપુર ઉપર છાપો મારવા વિચાર કર્યો. એવા હેતુથી કે રાયગઢનો ઘેરો નરમ પડે. સંતાજી બે હજાર માણસો લઇને ત્યાં ગયો, અને ખુદ બાદશાહના તંબુ ઉપરનો સોનાનો કળશ ઉઠાવી દીધો. ત્યાં થોડી લડાઇ કરીને તે એકદમ સિંહગઢ આવ્યો અને ત્યાંથી રાયગઢ

ઉપર ઘેરો ઘાલનાર ઈતિમદખાન ઉપર છાપો મારી તેના પાંચ હાથી પકડી ઘણીજ ઉતાવળે પન્નાળા આવી પહોંચ્યો. તેના આ પરાક્રમથી રાજારામ ઘણો પ્રસન્ન થયો. તેમજ બાદશાહને ખાત્રી થઇ કે શંભાજીનો વધ કરવા છતાં પણ હજી મરાઠાઓ તેટલાજ લડવાને તૈયાર છે.

ધનાજી જાદવે આ અરસામાં ફલટણના મેદાનમાં રણમસ્તખાનને હરાવી પાંચ તોપો પડાવી લીધી. પણ તેવામાં રાયગઢનો કીલ્લો પડયો અને મોગલ લશ્કર પન્નાળા તરફ આવ્યું. રાજારામ તેથી વિશાળગઢ તરફ ગયો. પણ પન્નાળા પડવાની બાતમી મળતાં તેણે કર્ણાટક જવું અને રામચંદ્રપંતે મહારાષ્ટ્રમાં રહી ધનાજી તથા સંતાજીએ મોગલ લશ્કરને બને તેટલું હેરાન કરવું એવો બેત ગોઠવાયો.

**(૪) કેટલાક પ્રસિદ્ધ સેવકો**—શંભાજી અને રાજારામના વખતમાં સ્વાતંત્ર્ય માટે ઝૂઝનારા ઘણા માણસો બહાર આવ્યા, જેમાંના કેટલાકની હકીકત જે તે વખતે જણાવેલી છે. યેસાજી કંક, બાજી પારુલકર, સર્જેરાવ જેધે, ઝુંઝારરાવ માલુસરે, કાનોજી આંગરે, હુંબીરરાવ મોહિતે, બાલોજી ઘોરપડે, રામચંદ્ર નીલકંઠ, પ્રલ્હાદ નિરાજી, પિંગળે, નિંબાળકર, મહાડિક, શંકરાજી નારાયણ, બાજી પ્રભુ, આબાજી પ્રભુ, અને દાદજી રઘુનાથ વગેરે વ્યક્તિઓનાં પરાક્રમો જગજાહેર છે. પણ કેટલીક એવી પણ વ્યક્તિઓ હોવીજ જોઇએ કે જેનાં નામો અને કામો બહાર આવેલાં ન હોય અને જેણે તે માટે પરવા પણ કરી ન હોય. આવી વ્યક્તિઓની સેવા પણ ભૂલવી ન ઘટે. પ્રજાનું સ્વાતંત્ર્ય એવી ઘણી અજ્ઞાત વ્યક્તિઓની અજ્ઞાત કામગિરીનું ફળ હોય છે.

**રાજા કર્ણ અને સુંદર તુકદેવ**—રાજા કર્ણ તે રાજારામનો દાસીપુત્ર હતો અને ઘણી મદદ કરતો. સુંદર તુકદેવ તે રાજા કર્ણનો દિવાન હતો અને ઘણો સાહસી તથા કુશળ હોઇ રાજારામને ઉપયોગી થઇ પડેલો. જગદાળે જ્યારે ઔરંગજેબને શરણે ગયો, ત્યારે સુંદર તુકદેવે તેનું વતન ખાલસા કરેલું. રાજારામે તે વતન જાદવોને

અપાવ્યું. એ વતન મૂળ જાદવોનું હતું તેથી જગદાળેનો એના ઉપર વાસ્તવિક હક નહોતો. એ વતત સંબંધી હાલ ઘણા પત્રો બહાર આવેલા છે, પણ હજી નિર્ણય કરવા પુરતાં સાધનો ન હોવાથી એ સંબંધમાં સ્પષ્ટ અભિપ્રાય આપી શકાય તેમ નથી.

**ખંડો બલ્લાળ ચિટનિસ**—મરાઠાઓ કેવળ સ્વાર્થી છે અને તેમનામાં રાષ્ટ્રીય ભાવના નથી, એવો આરોપ મૂકવામાં આવે છે. પણ તેના અપવાદનાં જે ઉદાહરણો છે, તેમાં આ નામ પ્રમુખ છે. દેશહિત માટે વતન કિંવા જીવિતની પણ પરવા ન કરનારા કેટલાક જે પ્રભુ ભાઇઓ બહાર આવેલા છે તેમાં ચિટનિસનું કુટુંબ જાણીતું છે. **બાલાજી** તથા તેના ભાઇ **શ્યામજી** અને પુત્ર **આવજીને** **શંભાજીએ** હાથીના પગ નીચે કચરાવીને મરાવી નાખ્યા. કલુશાનો એ કુટુંબ ઉપર કરાક્ષ હતો. તેણે તેનું વતન પણ ખુંચવી લીધું, અને **ખંડોબા** તથા **નીલોબા**–બંને પુત્રોને કેદ પકડાવ્યા, પણ **શંભાજીની** સ્ત્રી યેસૂબાઇની આ છોકરાઓ ઉપર પ્રીતિ હતી. તેણે **શંભાજીને** સમજાવીને આ છોકરાઓને દરબારમાં આવવાની રજા અપાવી. છતાં તેનું વતન તો હજી ખાલસા હતું, એટલે યેસૂબાઇજ તેને ખાનગી રીતે મદદ કરતી. **ખંડોબાનો** જન્મ સન ૧૬૬૮ માં થયો હતો, એટલે તેના પિતાના મરણ વખતે તે ૧૩–૧૪ વર્ષનો હતો. એટલી નાની ઉમરમાં પણ તેણે અપ્રતિમ વફાદારી બતાવી. દરેક પ્રસંગે તે **શંભાજી** પાસે હાજર રહેતો–આઠે પહોર હાજર રહેતો. **નીલોબા** તો **શંભાજીથી** ત્રાસીને કર્ણાટકમાં હરજી રાજે પાસે ચાલ્યો ગયો, પણ **ખંડોબાએ** ગમે તેમ ચલાવીને પણ **શંભાજીની** સેવા ચાલુ રાખી. પરિણામે **શંભાજીને** દયા આવી અને તે તેને કંઇ કંઇ આપવા લાગ્યો. પોર્ટુગીઝો સાથેની લડાઇમાં એક વખત **શંભાજીને** ચાલુ સવારીએ કાંઇ કાગળો લખવાની જરૂર પડી. **ખંડોબા** લખવાનાં સાધનો હંમેશાં સાથે રાખતો. એટલે તરતજ તેણે કાગળો લખવા માંડયા અને સવારી ચાલતી થઇ. બે એક ગાઉ સવારી

પહોંચી ત્યારે કાગળો પુરા થયા. તે દોડતા જઇને ખંડોબાએ તેને પહોંચતા કર્યા અને વંચાવીને રવાના કર્યા. પણ દોડવાના અતિશ્રમથી તેને લોહીની ઉલટી થઈ. શંભાજીને આથી ઘણી દયા આવી. તેણે જાતે તેને પાણી આપ્યું અને બેસવા માટે ઘોડો તથા તલવાર બક્ષિસ આપ્યાં. એજ સવારી વખતે શંભાજીનો ઘોડો ખાડીમાં બૂડવા લાગ્યો. તંગ સખત હતો એટલે ઘોડાથી તરાતું નહોતું. ખંડોબાએ લાગલાજ પાણીમાં પડીને ઘોડાનો તંગ કાપી નાખ્યો અને શંભાજીને બચાવી લીધો. શંભાજીનો તે પછીથી એ બહુજ પ્રીતિપાત્ર થયો, અને તેણે તેને બહુ માન આપી અધિકાર પણ આપ્યો. શંભાજી પકડાયો તે વખતે પણ એ સાથે હતો. પણ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો.

**બીજો ખેમ સાવંત**—લખમ સાવંતની હકીકત શિવાજીના પ્રકરણમાં અગાઉ આપેલી છે. તે સન ૧૬૬૫ માં મરણ પામ્યો. તેની પછી તેના ભાઈ ફોંડે સાવંતે સને ૧૬૭૫ સુધી વાડીનો કારભાર કર્યો. તે પછી તેનો પુત્ર ખેમ સાવંત ઘણો પરાક્રમી થયો. તેણે લશ્કર વધાર્યું અને બાદશાહને મદદ કરી પોતાની સત્તાનો ઘણો વિસ્તાર કર્યો. એ રીતે સન ૧૭૦૭ સુધી તેની પ્રતિષ્ઠા વધતી ચાલી. એ સાલમાં તેમણે શાહુરાજાનો પક્ષ સ્વીકાર્યો, અને તે પછી બે વર્ષે તે મરણ પામ્યો.

**કાનોજી આંગરે**—એ શિવાજીના વખતથી દરિયાઇ લશ્કર ઉપર હતો અને શંભાજીના વખતમાં તેણે મોટાં પરાક્રમો કર્યાં. કોલાબા, ખંડેરી અને ઉંદેરીમાં નૌકાસૈન્ય રાખીને તેણે મોગલો પાસેથી કોકણ પ્રાંત ધીમે ધીમે પડાવી લીધો. શીદી મોગલોના પક્ષમાં રહ્યો એટલે શીદી જોડે તેને વખતો વખત લડવું પડતું. સન ૧૬૬૮ માં શીદી જોડે તેને મોટી લડાઈ થયેલી.

**નાગોજીરાવ માને**—તેના વડિલ રતાજીરાવ વિજાપુરના નામાંકિત સરદાર હતા. મોટા મુસલમાન સરદારો પણ તેના તરફ ઘણા વિનયથી વર્તતા. તેના શૌર્ય માટે તેની જબરી ખ્યાતિ હતી.

સન ૧૬૬૫માં જયસિંગ અને દિલીરખાનના હુમલા વખતે તેણે જે પરાક્રમ બતાવેલું તેથી તેની કીર્તિ ઘણી વધી હતી. સર્જેખાન જેવા પ્રતિષ્ઠિત વજીરે પણ તેના શૌર્યની તારીફ કરી તેને અનેક ઇલકાબો અને ઇનામો અપાવ્યાં હતાં. પિતાની પેઠેજ પુત્ર નાગોજીરાવ પણ પરાક્રમી હતો. પિતાની હયાતીમાંજ તેને સરદારી મળી હતી. પણ પિતાના મરણ પછી તેને રાજ્ય સાથે અણબનાવ થયો, એટલે તેણે ઔરંગઝેબની સરદારી સ્વીકારી. ઔરંગઝેબ આ વખતે પોતાનાં થાણાં દક્ષિણમાં ચોતરફ જમાવતો હતો તેને આથી બહુ મદદ થઇ. બાદશાહે તેની સારી કદર કરી એટલે તેનું સ્વદેશાભિમાન બુઝાતું ગયું. કર્ણાટક ઉપર બાદશાહે જે ચડાઇ રાજારામના વખતમાં કરી, તે ચડાઇમાં મોગલોના પક્ષમાં આ નાગોજીરાવ મુખ્ય હતા. પણ રાજારામને આ સ્થિતિ અનિષ્ટ લાગી. એક સ્વદેશબંધુ આ પ્રમાણે વિમુખ થઇ દેશની સ્વતંત્રાતાના યત્નમાં ઉલટો વિરોધ કરે એ તેને કોઇપણ રીતે ઠીક ન લાગ્યું. નાગોજીરાવને તેણે સંદેશો મોકલ્યો કે "મરાઠી ધર્મ સાચવવો હોય તો આ બાજુ આવો. નહીં તો આજ ધર્મ બુડશે. આપણે જો એક થઇશું, તો અવશ્ય ધર્મ બચશે." નાગોજીરાવ એથી સમજ્યા, અને તે રાજારામને આવી મળ્યા. તેમણે સલાહ આપી કે બેચાર દિવસમાં તોપખાનું આવવાનું છે. તે આવ્યા પછી તમારો કાંઇ ઉપાય ચાલશે નહીં. માટે હમણાંજ કિલ્લા બહાર નીકળીને લડાઇ ચલાવો. લાગલુંજ બીજે દિવસે લશ્કર ઉપડયું અને એકદમ છાપો મારી એખલાસખાન વગેરે સરદારોને ઠાર માર્યા. તેમની કશીજ તૈયારી ન હોતી અને લશ્કર પણ પુરતું ન હોતું. એટલે લશ્કરમાં દોડાદોડ થઇ પડી અને ઘેરો ઉઠાવવો પડયો.

**(૫) મહારાષ્ટ્રની લડાઈઓ** ( સન ૧૬૯૨-૯૬ ):—રાજારામ કર્ણાટક ગયો તેટલામાં મોગલોએ મિરજ, પન્નાળા વગેરે સ્થળો કબજે કર્યાં. અને રાંગણાં તથા કોકણમાંના બીજા કિલ્લા કબજે કરવા પન્નાળમાંજ કેટલુંક કાયમનું લશ્કર રાખ્યું. રાજારામની

પછવાડે પણ થોડું લશ્કર ગયું. પણ મહારાષ્ટ્ર સંપૂર્ણ તાબે લીધા સિવાય કર્ણાટકમાં ન જવું, એવો બાદશાહનો વિચાર હતો. એ વિચાર રામચંદ્રપંતે પાર પડવા દીધો નહીં. તેણે વિશાળગઢ, રાંગણા વગેરે કિલ્લાનો બંદોબસ્ત ઉત્તમ રાખ્યો. તેણે હુકમ કાઢ્યો કે "ગમે તેમ કરીને પણ કોકણ પ્રાંત આપણે જવા દેવો નથી. મજબુત ઠેકાણે રહીને સ્વારીઓ કર્યા કરવી, મુલકો લૂટવા, લશ્કર ઉપર છાપા મારવા અને તેને અચાનક હેરાન કરવું અને ચોથાઇ તથા સરદેશમુખી વસુલ કરવી. આ પ્રમાણે કરનારને ઇલકાબ જાગીર વગેરે આપવામાં આવશે." આ હુકમથી અનેક મરાઠા સરદારો બહાર પડયા. કિલ્લાને આશ્રયે તેઓ રહેતા, જંગલોમાં પડી રહેતા, અને ફરી ફરી સવારીઓ કરી દેશ કબજે કરતા તથા વસુલ લઇ આવતા. આ પ્રમાણે સંખ્યા વધતી ચાલી અને રાજ્ય પણ વધતું ચાલ્યું. માવળ પ્રાંતના સરદાર બાજી સર્જેરાવ જેધે તથા પારુરકર વગેરે ઘણા માણસો રામચંદ્રપંતની આ યોજનામાં સામેલ થયા અને મોગલોને હેરાન કરવા લાગ્યા. શંકરાજી નારાયણ પણ તેમની સાથે જોડાયો અને તેણે આ સરદારોની સહાયથી મોગલ લશ્કરનો નાશ કરી ઘણા કિલ્લા, ગઢ તથા પ્રાંત કબજે કર્યા.

રાજારામની સ્ત્રી તારાબાઇ વિશાળગઢ હતી. ત્યાં તેને સન ૧૬૯૫માં પુત્ર પ્રસવ્યો તેનું નામ તેણે શિવાજી રાખ્યું. આ ખબર બાદશાહની છાવણીમાં યેસૂબાઇને તથા કર્ણાટકમાં રાજારામને મળ્યા. ત્યારે યેસૂબાઇએ કહેવરાવ્યું કે, "તમે કુટુંબને કર્ણાટક લઈ જાઓ. અમારા છુટકાની વાટ જોઇ બેસી રહો નહીં. રાજ્યચિહ્ન ધારણ કરીને સર્વ વ્યવહાર ઘટિત રીતે ચલાવો." આવો સંદેશો આવતાં કુટુંબને શત્રુના સપાટામાંથી છોડવી કેવી રીતે કર્ણાટક લઇ આવવું તેનો રાજારામને વિચાર થઇ પડયો. છેવટે રાજાપુરથી જળમાર્ગે લાવવાનો બેત ગોઠવી રાજાપુરમાં ખંડો બલ્લાળના મામા લિંગો શંકર તથા વિસાજી શંકર રહેતા હતા તેની મારફત બધાંને બોલાવવાનું

ઠરાવ્યું અને તે માટે માણસો મોકલાવ્યા. રાજાપુર આવ્યા અને ત્યાંથી રામચંદ્રપંતને જણાવ્યું તે પ્રમાણે તેણે તારાબાઇ, રાજસબાઇ તથા અંબિકાબાઇ વગેરેને રવાના કર્યાં. બધાં જળમાર્ગે પ્રવાસ કરીને સુખરૂપ જિંજી પહોંચ્યાં. લિંગો શંકર આ વખતે સાથે હતો. તેનું બહુમાન કરી તેને એક ગામ ઇનામ આપ્યું. જિંજીમાં રાજસબાઇને પુત્ર થયો તેનું નામ શંભાજી પાડ્યું (સન ૧૬૯૩).

રામચંદ્રપંતને સન ૧૬૮૯ માં વિશાળગઢનો કારભાર સોંપ્યો ત્યારથી તે સન ૧૬૯૮ સુધી મરાઠી રાજધાની વિશાળગઢમાંજ હતી એમ કહી શકાય. રાજારામના કુટુંબનું રક્ષણ તેણે સારી રીતે કર્યું. સન ૧૬૯૦ માં પન્નાળા લેવાયો અને પછી વિશાળગઢ ઉપર બાદશાહી લશ્કર આવ્યું. કિલ્લા ઉપર ઘણાજ જોરથી મારો શરૂ થયો. પણ તે પ્રસંગે પરશુરામ ત્રિંબકે ઘણી બહાદુરી બતાવી કિલ્લાનું રક્ષણ કર્યું. આ પરશુરામની થોડી હકીકત અહીં આપીએ.

વાઇપ્રાંતમાં નાંદગિરી પાસે કિન્નઇ કરીને એક ગામ છે ત્યાં કૃષ્ણાજીપંત નામે એક બ્રાહ્મણ કુલકર્ણી હતો. તે અંબાજીનો ઉપાસક હતો. તેનો પુત્ર ત્રિંબકપંત પણ દેવીભક્ત હતો. એ ત્રિંબકપંતના બે પુત્ર, મોટો માધવરાવ અને નાનો પરશુરામ. આ પરશુરામ ૧૪–૧૫ વર્ષની ઉમરે નોકરી શોધતો શોધતો રામચંદ્રપંત પાસે વિશાળગઢમાં આવેલો અને તેને કારકુનની જગ્યા મળેલી. પણ તરતજ તેની હોંશિયારી જણાઇ આવી એટલે તેને પોતાનો ખાસ મુતાલિક બનાવવામાં આવ્યો. થોડાજ વખતમાં તે લડાઇઓમાં જઇ મોટાં પરાક્રમો કરવા લાગ્યો. એટલે તે લશ્કરનો સુબો થયો અને "સમશેરજંગ"નો તેને ઇલકાબ મળ્યો. પછીથી તે પ્રતિનિધિ, પ્રધાન અને અમાત્ય પણ બન્યો એ હકીકત હવે પછી આવશે. પણ આ ધમાલના વખતમાં તેણે ઘણાં પરાક્રમો કર્યાં. કિલ્લાઓનો બંદોબસ્ત રાખીને લોકોમાં આવેશ આણ્યો. તથા મિરજથી રાંગણા

સુધીનો ઘણોખરો ભાગ મોગલો પાસેથી છોડાવી તેનો કારભાર તેણે જાતે ચલાવ્યો.

વિશાળગઢ ઉપર ઘેરો આવતાં કિલ્લાનો બંદોબસ્ત માવળા તથા ગડકરીઓને સોંપી રામચંદ્રપંત તથા પરશુરામ બહાર પડયા અને જબરી લડાઇ ચલાવી. બંને પક્ષનાં પુષ્કળ માણસો મરાયાં. આ વખતે લગભગ સાતસો મરાઠા સ્ત્રીઓ સતી થઈ. છેવટે કિલ્લો પડયો અને બાદશાહે તેના ઉપર પોતાનો અધિકારી ઉદિતસિંગ રજપુત નીમ્યો. આ અધિકારીની સાથે રાજાપુરના સરદેસાઇ, કૃષ્ણાજી ભાસ્કર પંડિત તથા શ્યામજી રઘુનાથ પણ હતા. એ બધા પછીથી પરશુરામને મળી ગયા અને તેની પાસેથી તેને ઇનામો વગેરે મળ્યું. તેમણે ઉદિતસિંગને સમજાવી પટાવી સ્વદેશ મોકલાવ્યો, અને કિલ્લો મરાઠાઓને પાછો સોંપાવ્યો.

સિધોજી ગુજરને "સરખેલ" નો ઇલકાબ આપીને દરિયાઈ લશ્કર ઉપર નીમ્યો હતો, અને તેના હાથ નીચે તુકોજી તથા કાનોજી આંગરે નામના સરદારો હતા. તેમણે મળીને પશ્ચિમકિનારો સંભાળી રાખ્યો. સિધોજી સન ૧૬૯૭ માં મરણ પામતાં બધો અધિકાર કાનરે હસ્તક આવેલો.

બાદશાહે ઝુલ્ફિકારખાનને જિંજી ઉપર મોકલ્યો હતો અને ફિરોજજંગ ગાજીઉદ્દીનખાન મહારાષ્ટ્ર ઉપર હતો. આજ સરદાર તે પ્રખ્યાત નિઝામ-ઉલ-મુલ્કનો પિતા. વિશાળગઢ છોડયા પછી પરશુરામ કોકણમાં સંગમેશ્વરમાં અને રામચંદ્રપંત સતારામાં રહેતા હતા. એ વખતે શંકરાજી નારાયણ નામે એક હોંશિયાર કારકુન રામચંદ્રપંત પાસે હતો. એ શંકરાજી તે ગાંડાપુરના રહીશ નારાયણ મુકુંદનો પુત્ર. આ શંકરાજી અને પરશુરામની મદદથી રામચંદ્રપંતે કિલ્લાઓને સંભાળ્યા અને લશ્કર વધારતા રહી લડાઇઓ ચલાવી; એ ઉપરાંત દેશમાં શાંતિ રાખીને સરકારધારો પણ વસુલ કર્યો. તેમણે ઠેકઠેકાણે નવીન થાણાં ગોઠવ્યાં અને મોગલોનો ઉચ્છેદ કરવા માંડયો.

વળી એ અરસામાં ધનાજી જાદવ તથા સંતાજી ઘોરપડે પણ કર્ણાટક-માંથી પાછા આવ્યા. એટલે આ બધાની મદદથી રામચંદ્રપંતે સતત એકસરખા જાગતા રહી મહારાષ્ટ્રનો બચાવ કર્યો. શંકરાજી નારાયણે ઘણા માવળાઓને તૈયાર કર્યા અને તેની મદદથી મોટું લશ્કર જમાવી માવળ પ્રાંતમાંની મોગલ સત્તા લગભગ નાબુદ કરી. સન ૧૬૯૨માં મોગલ લશ્કરે રાજગઢ, તોરણા તથા રોહિડાના કિલ્લા લીધા. પણ શંકરાજીએ રાતોરાત અચાનક છાપો મારી પાટલાધોની મદદથી એકદમ કિલ્લા ઉપર હુમલો કરી રાજગઢ પાછો મેળવી લીધો. આ પરાક્રમ બદલ તેને " મદારૂલ મહામ "નો ઇલકાબ મળ્યો. સન ૧૬૯૩ માં તેણે રોહિડા તથા તોરણા અને બીજો પણ ઘણો પ્રદેશ પાછો મેળવી લીધો. રામચંદ્રપંત સતારા હતો એટલે બાદશાહે તેના ઉપર ઘેરો ઘાલવા લશ્કર મોકલ્યું, પણ તેણે ઘણી બહાદુરી કરી એ ઘેરો પાછો હઠાવ્યો. ફરી લશ્કર પરઠી ઉપર આવ્યું, પણ ત્યાં પરશુરામે કંઇ ચાલવા દીધું નહીં. બહારથી શંકરાજીએ એટલો ત્રાસ આપ્યો કે બાદશાહે મહારાષ્ટ્ર કબજે લેવાની વ્યર્થ માથાકુટ છોડી દઈ બધો પ્રયત્ન કર્ણાટક તરફ વાળ્યો.

સંતાજી અને ધનાજી પાછા આવતાં મરાઠા લશ્કરમાં વિશેષ જોર આવ્યું. તેણે પ્રથમ વાઇના સુબેદારોને પકડી ત્યાં મરાઠી થાણું બેસાડયું અને પછી ચોથાઈ તથા સરદેશમુખી ઉઘરાવતા ઉઘરાવતા તેઓ બધા પ્રાંતોમાં ફરવા લાગ્યા. ત્યારથી વળી 'ઘાસદાણા' નામનો એક ત્રીજો કર તેમણે લાગુ કર્યો, અને એ કામ માટે એક નવીન લશ્કર તૈયાર કર્યું. તેમાં પવાર, થોરાંત અને આટોળે એ સરદારો હતા. તેમણે એટલાં પરાક્રમો કર્યા કે તેમને અનુક્રમે વિશ્વાસરાવ દિનકરરાવ તથા સમશેરબહાદુર એવા ઇલકાબો મળ્યા. આ રીતે એ લોકોનો પણ રામચંદ્રપંતની યોજનામાં ઉપયોગ થયો. પરશુરામે વિલક્ષણ પ્રપંચ કરી પનાળાનો કિલ્લો તથા એ પ્રાંત કબજે મેળવ્યો. ( સન ૧૬૯૨ ). સંતાજીએ મિરજ ઉપર છાપો મારીને તે પ્રાંત

પણ તાબે કર્યો, અને રામચંદ્રપંતે તેને એ પ્રાંતની દેશમુખી આપી. આ પ્રમાણે મહારાષ્ટ્ર લગભગ તાબામાં આવતાં સંતાજી તથા ધનાજી ફરી કર્ણાટક તરફ વળ્યા અને નવું મોગલ લશ્કર કર્ણાટક જઇ પહોંચે નહીં તે પહેલાં તે તેને પહોંચી વળ્યો. જિંજીનો ઘેરો સન ૧૬૯૧ થી ૧૬૯૮ સુધી સાત વર્ષ ચાલ્યો. આ સાત વર્ષની લડાઇનું સરસ વર્ણન ચિટનિસે આપેલું છેઃ–" મરાઠા સરદારો મોગલ લશ્કર સાથે લડતાં લડતાં વસુલાત મેળવતા હતા અને બાગલાણ, ગુજરાત, ગોંડવણ, ગંગાતીર, મહારાષ્ટ્ર, કર્ણાટક વગેરેના કિલ્લાઓ તથા થાણાંઓ કબજે મેળવતા હતા. બાદશાહને લાગ્યું કે મહારાષ્ટ્ર કબજા-માં આવતો નથી, એટલે તે વારંવાર કર્ણાટક ઉપર લશ્કર મોક-લતો ગયો. બીજી બાજુ મરાઠાઓ ફરતા રહી લડાઇઓ કરતા હતા, ખંડણી લેતા હતા, મોગલાઇ થાણાં ઉઠાવતા હતા અને પોતાના કિલ્લા તથા થાણાંઓને આશરે રહી મોગલ લશ્કર ઉપર છાપા મારતા હતા તથા સરસામાન, હાથી, ઘોડા વગેરે લૂટી લેતા હતા. આ પ્રમાણે એક સરખું ધાંધલ ચાલી રહ્યું હતું એટલે મરાઠા લશ્કર કેટલું છે તેનો કંઇ અંદાજ આવતો નહીં. કર્ણાટક જતા લશ્કરને તે રોકી રાખતા, લડાઇ કરી લૂટી લેતા, અચાનક છાપા મારતા અને પત્તો પણ લાગવા ન દેતા. આ પ્રમાણે સ્થળે સ્થળે લડાઇઓ ચાલી રહી. મોગલ લશ્કર મોટું એટલે એક જગાએ રહી લડાઈ ચલાવે. પણ મરાઠા આજ અહીં તો કાલે વિશ પચિશ ગાઉ ઉપર ઉપડે અને ફરી એકાએક આવી હલ્લો કરે. વળી લડીને અને લૂટીને નાસી જાય. રાતના છુપી રીતે આવીને ઘોડા વગેરે ઉઠાવી જાય. અર્થાત્ આ રીતે મરાઠાઓએ જીંદગીની પરવા ન કરતાં રાજ્યને સંભાળ્યું, અને બધા હિંદુઓએ પણ પ્રાણની દરકાર ન કરતાં કર્તવ્ય કર્યા કર્યું. કોઈ પ્રદેશમાં લશ્કર આવ્યું, કે તે તરતજ તે પ્રદેશના લોકો તેની સંભાળ લેવાને તૈયાર રહેતા. અકસ્માત્ ચડી આવે. બગલો જેમ માછલાને ઉપાડી લે તેમ એકાએક છાપો મારે. બને તો લડાઇ કરે અને નહીં તો એકદમ પાછા નાસી જાય. ખાવા પીવાની બિલકુલ દરકાર

નહીં. વરસાદ, તડકો, ટાઢ કે અંધારું કંઈ ન જોતાં ઘોડા ઉપરજ જીંદગી અને રોટલો ને ચટણી કે કાંદા ખાઇ લઈ દોડતા જાય. આવાં માણસોને કેમ જીતી શકાય? એ માણસો નહીં, પણ ભુતાવળ હતા એમ બાદશાહને લાગેલું."

ગોંડવણુ, વરાડ વગેરે ઉત્તર પ્રાંતોમાં મરાઠાઓએ ઉપર પ્રમાણે ધાંધલ કરી મૂકવાથી બાદશાહે પોતાની છાવણી બ્રહ્મપુરીમાં કરી, (ઇ. સ. ૧૬૯૫) અને હવે શું કરવું તેનો વિચાર કરી છેવટે તેણે પોતાના પુત્ર કામબક્ષ અને વજીર આસદખાનને ઝુલ્ફિકારખાનની મદદમાં જિંજી મોકલ્યા. રસ્તામાં તેમને ઘણી અડચણો પડી, પણ તેઓ જિંજી પહોંચ્યા પરંતુ અધિકાર વહેંચાઈ જતાં ખાનને માઠું લાગ્યું. જિંજીના ઘેરાનો કંઇ પાર આવતો ન હોતો. આ બાજુ સંતાજી ઘોરપડે અને ધનાજી જાદવ બહારથી સતાવ્યા કરતા હતા. ઘેરો ઘાલનાર લશ્કરને એવી રીતે ઘેરી લીધું કે મહારાષ્ટ્રની કંઇ ખબર તેને પડે નહીં, અને તેની ખબર કંઇ મહારાષ્ટ્રને મળે નહીં. ખાન તેથી કંટાળીને ઠેઠ ત્રિચિનાપલ્લી અને આર્કોટ સુધી ગયો અને ત્યાં કેટલાંક ઠેકાણાં તેણે કબજે કર્યાં.

ઔરંગઝેબ દક્ષિણમાં આવ્યો, તે પહેલાં બેંગલોર પ્રાંત વ્યંકોજીએ લીધો હતો. વ્યંકોજી પછી તેનો પુત્ર શાહજી ગાદી ઉપર આવ્યો. તે શાણો અને પરાક્રમી હતો. તેણે સન ૧૭૧૧ સુધી રાજ્ય કર્યું. તેની મા દીપાબાઇ ઘણી ડાહી હતી. તે વખતો વખત શાહજીને સારી સલાહ આપતી. જિંજીના હરજી રાજે સાથે પણ તેને સારો મેળ હતો, અને એ બંનેએ મળીને કર્ણાટકમાં મરાઠી સત્તા સારી સંભાળી રાખી હતી. આ વખતે મહીસુરમાં ચિક્કદેવ નામે રાજા હતો. મોગલ લશ્કર એ તરફ આવવા લાગતાં બેંગલોર સંભાળી નહીં શકાય એમ ધારીને શાહજીએ તે ચિક્કદેવને વેચી નાખવાનો વિચાર કર્યો. પણ તે બાતમી હરજી રાજે તથા કાસમખાનને પહોંચતાં બંનેએ બેંગલોર ઉપર સવારી કરી. પ્રથમ કાસમખાન આવ્યો અને તેણે

એકદમ બેંગલોરનો કબજો કર્યો. હરજીરાજે પછી પાછો ગયો. પણ કાસમખાનને એ સ્થળ સારૂં ન લાગવાથી તેણે તે ચિક્કદેવને વેચી નાંખ્યું (સન ૧૬૮૭). કાસમખાન અને ચિક્કદેવ વચ્ચે પછી મિત્રતા થઇ. બાદશાહની ઇચ્છા હતી કે એ પ્રાંત રાખવો, પણ ખાને તેને જણાવ્યું કે એથી મરાઠાઓ ઉપરનો દાબ નબળો પડશે તેથી બાદશાહે એ વાત પડતી મૂકી. ચિક્કદેવે તે પછી રાજ્યનો ઘણો વિસ્તાર કર્યો. સન ૧૬૯૬ માં જગદેવ ઘાટગે અને નિંબાજી ઘાટગે નામના બે મરાઠા સરદારો તેના ઉપર ચડી આવ્યા, પણ તેને તેણે હરાવ્યા અને ઠાર કર્યા. આ રીતે બેંગલોર મરાઠાઓના હાથમાંથી ગયું. વાસ્તવિક રીતે એ તેમનું અહિત થયું. રાજારામ કર્ણાટક આવ્યો ત્યારે શાહજી તેને મદદ કર્યા કરતો હતો. પણ એ મદદ ખાને અટકાવી. તેણે તંજાવર ઉપર સવારી કરીને એવો બંદોબસ્ત કર્યો કે કોઇ પ્રકારની મદદ તેને મળી શકે નહીં.

**(૬) સંતાજી અને કાસમખાનનો સંગ્રામ**—સંતાજી ઉપર બાદશાહે કાસમખાન તથા બીજા કેટલાક સરદારને મોકલ્યા હતા. તેમાંની એક ટોળી ઉપર સંતાજીએ એવો હલ્લો કર્યો કે તેનું સઘળું જ લૂટી લઇને તેને છોડયા. આથી કાસમખાન આગળ આવ્યો. તેની સાથે જબરી લડાઇ થઈ. ત્રણ દિવસ યુદ્ધ ચાલ્યું. છેવટ કાસમખાન થાકયો અને ઉંડેરીના ગઢમાં ભરાયો. એ ગઢમાં મુખ્ય લોકોને દાણોપાણી મળ્યું, પણ લશ્કરને કાંઇજ મળ્યું નહીં. ત્રણ ચાર દિવસ આ પ્રમાણે ચાલ્યું. અને બધાં જનાવરો સંતાજીએ પકડી લીધાં. તેવામાં બાતમી મળી કે હિંમતખાન નામનો એક સરદાર મદદે આવે છે. એટલે અર્ધું લશ્કર અહીં રાખી સંતાજી તેના ઉપર ઉપડયો. પણ રસ્તામાં તેને બાતમી મળી કે તેના ઉપર બીજું લશ્કર જિંજીથી ગયું છે એટલે તે પાછો આવ્યો. કાસમખાન હવે કંટાળી ગયો હતો. તેની સાથે રૂહુલ્લાખાન, સફશિકનખાન, મુહાદખાન વગેરે સરદારો પણ હતા. ખોરાકની એટલી ખેંચ પડી કે ઘોડાને

મારીને તેનું માંસ ખાવું પડ્યું, અને કેટલાકે ગઢ ઉપરથી કૂદી જીવિત-દાન માગી લીધાં. કાસમખાને છેવટ નિરાશ થઇને આત્મઘાત કર્યો, અને બીજા સરદારો તાબે થયા. સંતાજીએ તેની પાસેથી સાત લાખ રૂપીઆ દંડ લીધો અને તે દંડ આપતાં સુધી દરેક સરદારે પોતાનાં માણસ બાંહેધરીમાં આપ્યાં. એકંદરે આ લડાઇમાં સંતાજીએ પચાસ સાઠ લાખની મિલ્કત મેળવી.

ત્યાંથી પાછા આવતાં હિંમતખાનનો ભેટો થયો. અર્ધા લશ્કરથી સંતાજી તેના ઉપર ચડી ગયો. પણ હિંમતખાને ઘણી બહાદુરી બતાવી એ હુમલો પાછો વાળ્યો. તેવામાં બાકી રહેલા અર્ધા લશ્કરે ઝાડીમાં છુપાઇ રહીને એક ગોળી બરાબર હિંમતખાનના કપાળમાં લગાવી અને એક નિમિષમાં તે મરણ પામ્યો. આથી લશ્કરમાં નાસા-નાસ થઇ રહી તથા સઘળો સરંજામ મરાઠાઓના હાથમાં આવ્યો.

આમ બન્યા પછી કાસમખાનની જગાએ બાદશાહે ઝુલ્ફિકારખાનને મોકલ્યો. તેમણે પ્રખ્યાત સરદાર હતો. સતત ૧૯ વર્ષથી તે બાદશાહની કામગિરી કરતો હતો. અને છેલ્લા ૭ મહિનામાંજ તેણે મોટી ૧૧ લડાઇઓ લડી હતી તથા ત્રણ હજાર માઇલની કુચ કરી હતી અને ત્રિચિનાપલ્લી તથા તંજાવર સુધી પહોંચી ખંડણી મેળવી હતી.

**(૭) જિંજીનું પ્રયાણ તથા રાજ્યવ્યવસ્થા** (ઇ. સ. ૧૬૯૧)—રાજારામે પોતાનું કુટુંબ વિશાળગઢ ઉપર રામચંદ્રપંતને સોંપી કર્ણાટક જવાનું ઠર્યું (૧૭૯૦). નીકળતાં પહેલાં નીલોપંત પિંગળે તથા હરજી રાજેને ખબર આપવામાં આવ્યા હતા અને સાથે સંતાજી ઘોરપડે, ધનાજી જાદવ, ખંડેરાવ દાભાડે, પ્રલ્હાદ નિરાજી, ખંડો બલ્લાળ તથા આબાજી સોનદેવ હતા. એ બધા વાણીઆનો વેશ લઇને નીકળ્યા. બધા એક સાથે ન નીકળતાં છુટા છુટા નીકળી જુદા જુદા માર્ગે ચાલ્યા; કેમકે એક સાથે નીકળતાં શત્રુના હાથમાં સપડાઇ જવાની ધાસ્તી હતી. આ રીતે બેંગરૂલ પહોંચ્યા. બાદશાહી માણસો પછવાડે પડયાંજ હતાં. બેંગરૂલમાં લોકોને વહેમ પડયો કે

આ વાણીઆ ન હોય, કેમકે તેમાંનો એક (રાજારામ) પોતાના પગ પોતાની જાતે ધોતો નહોતો, પણ બીજા પાસે ધોવરાવતો હતો. આ બાતમી પાછળ પડેલા મોગલોને પણ પહોંચી અને લાગલાજ તેઓ ધસી આવ્યા. એ વખતે આ લોકો પણ ચેત્યા હતા. ખંડો બલ્લાળે રાજારામની સાથે ઘોરપડે, જાદવ તથા દાભાડેને રાખી તેમને રવાના કરી દીધા હતા તથા પ્રલ્હાદ નિરાજી વગેરેને પણ બીજે માર્ગે મોકલી પોતે માત્ર થોડાં માણસો સાથે ત્યાં પડી રહ્યો હતો. મોગલાઇ માણસોએ તેમને પકડયા. ખંડોબાએ કહ્યું, "અમે જાત્રાળુ છીએ, રામેશ્વર જઇએ છીએ, અને બીજા બીજી બાજુ જવાના હતા તે ગયા." મોગલોએ તેને મારવા માંડયા. માથાપર પથરા મૂક્યા, ચાબકા માર્યા, તથા છેવટે રાખના તોબરા મોઢે ચડાવ્યા પણ તેઓ માન્યા જ નહીં. પછી સૌને લાગ્યું કે આ ખરેખરા જાત્રાળુજ છે. એટલે તેમને જવા દીધા. ત્રણ ચાર દિવસ એ રીતે કેદમાં રહી અપવાસ વેઠયા પણ છેવટે છુટી પ્રલ્હાદ નિરાજીની સાથે થઇ ગયા અને બધા કેટલેક દિવસે જિંજી પહોંચી ગયા. રાજારામના ત્યાં પહોંચવાના ખબર મળતાં બીજા પણ ઘણા સરદારો ત્યાં જઇ રહ્યા અને ત્યાં માણસોનો એકંદરે સારો જમાવ થયો. ખંડો બલ્લાળની આ સેવા બદલ રાજારામે તેને દાભોળ પ્રાંતની સરદેશમુખી વંશપરંપરા માટે આપી.

પછી પહેલું કામ રાજ્યવ્યવસ્થાનું હાથપર લીધું. રાજારામે જાતે છત્રપતિ પદ ધારણ કરી ગાદીપર બેસવાનું કર્યું. જો કે યથાવિધિ રાજ્યાભિષેક કરાવેલો જણાતો નથી, તથાપિ તેણે રાજ્યચિહ્નો ધારણ કર્યાં, અને એમ કરવાની જરૂરજ હતી. રાજ્યનો ખરો માલિક શાહુ (શિવાજી) કેદમાં હતો, છતાં તેની ગેરહાજરીમાં મરાઠી રાજ્ય પડી ભાગ્યું નથી, પણ ઉલટું વિશેષ જોરથી ચાલુ છે, એમ શત્રુને બતાવવાની જરૂર હતી. અર્થાત્ રાજારામે રાજ્યપદ ધારણ કર્યું તે શાહુનો હક ડુબાડવા નહીં, પણ તેનો હક સંભાળી રાખવા,

અને રાજ્યનું રક્ષણ કરવા માટે જ. રાજારામે પણ તે સંબંધી અનેક વખત જણાવેલું છે કે, "ચિરંજીવ શાહુ કાળે કરીને પાછા આવશે. તે દરમિયાન રાજ્ય સંભાળવાની ફરજ અમારે બજાવવી જ ઘટે. એ માટે દ્વેષ લાવવાનું કારણ નથી. રાજ્યનો મુખ્ય હક્કદાર તે જ છે. હું તો તેના માટે જ સંભાળું છું."

બીજો સવાલ પેશવાઇ પદનો ઉભો થયો. એ અધિકાર મૂળથી પિંગળે પાસે હતો. વળી તેણે જિંજી પ્રાંત સુરક્ષિત રાખીને રાજ્યની અપ્રતિમ સેવા કરી હતી એટલે પેશવાઈ તેનેજ આપી. હવે પ્રલ્હાદપંતનું શું કરવું? તે ઘણો ડાહ્યો, કર્તાકારવતા અને બધી ગોઠવણનો મૂળ આધારભૂત હતો." તેથી તેને પોતાના જેટલો જ અધિકાર આપીને "પ્રતિનિધિ" એવું નવું જ પદ આપ્યું. એનો અધિકાર બધા પ્રધાનો ઉપર ચાલવાનો ઠર્યો અને એની નીમણુક પણ બધાથી વધારે એટલે પંદર હજાર ઠરી. કાગળો ઉપર પ્રધાનોની ડાબી બાજુએ પ્રતિનિધિએ સહી કરવાનું ઠરાવ્યું.

બીજું મહત્ત્વનું પદ સેનાપતિનું તે ખંડેરાવ પાનસંબળને પનાળા મુકામે આપેલું. પણ તે આ અરસામાં જ મરણ પામ્યો એટલે તે સંતાજી ઘોરપડેને આપ્યું (૧૬૯૧). તે પછીથી સન ૧૬૯૬ માં તે ધનાજી જાદવને અપાયું જણાય છે.

અમાત્ય પદ ઉપર રામચંદ્રપંત હતો. પણ જનાર્દન હનમંતે કર્ણાટકમાં ઘણો ઉપયોગી હતો. બીજી બાજુ રામચંદ્રપંત ઉપર આખા મહારાષ્ટ્રને સંભાળવાની જબરી જવાબદારી હતી. એટલે હનમંતેને અમાત્ય બનાવી રાજારામે રામચંદ્રપંતને "હુકુમત પન્હા" (સત્તાધીશ) એવું નવીન પદ આપ્યું; અને એમ ઠરાવ્યું કે તેનો હુકમ જે થાય તે છત્રપતિ પણ ફેરવી શકે નહીં. અષ્ટપ્રધાનોની પેઠે રામચંદ્રપંતને પણ અધિકારને અનુસરી પોશાક વગેરે મોકલી આપ્યું.

શંકરાજી મલ્હાર સચિવ થયા. પંડિતરાવના પદ ઉપર મોરેશ્વર રઘુનાથ હતો. પણ તે જિંજી આવી શકયા નહીં એટલે તે સ્થાન શ્રીકરાચાર્યને આપ્યું. મંત્રી શામજીરાવ પિંડે થયા અને સુમંત મહાદજી ગદાધર થયા.

**લોકોત્તેજન અને જાગીરો**—આ રીતે રાજારામે સંપૂર્ણ રાજ્યાધિકાર હાથમાં લીધો અને એ હકીકત જાહેર કરવાને રાજ્યના સઘળા મોટા માણસોને બક્ષિસો તથા પોશાકો મોકલવામાં આવ્યા. વળી માણસોને ઉત્તેજન આપવા માટે તેણે ઈનામ તથા જાગીરો વગેરે આપવાનું પણ ઘણી ઉદારતાથી શરૂ કર્યું. એ ધ્યાનમાં રાખવાનું છે કે આ ઇનામો પૈકી મોટો ભાગ મોગલોના તાબામાં હતો. તે લેવા માટે જે તે લોકો મોગલરાજ્યમાં પેસવા લાગ્યા અને રાજારામની કીર્તિ ઘણી પ્રસરી. લોકોમાં તેને માટે અભિમાન થયું. તેનાં કામો બધા દોડી દોડીને કરવા લાગ્યા અને જિંજીમાં પણ તેની પાસે માણસોનો ઘણો જમાવ થઇ ગયો. બધા પ્રધાનો, સર કારકુનો અને સરદારોને તેણે નવાજ્યા. જુનાઓને જે તે સ્થળે કાયમ રાખ્યા, અને જેની જેની યોગ્યતા વધારે લાગી, તે દરેકને તેણે પુરતો બદલો આપ્યો. એ રીતે મહારાજા કરતાં પણ તેણે વિશેષ કૃપા બતાવી. વળી મોટા સરદારો, સર કારકુનો તથા પ્રધાનોની સલાહ સિવાય એ કાંઇ પણ કરતો નહીં. તેને દુર્વ્યસન કે નીચની સંગતિ નહોતી. આમ વર્તવાથી તે બધાને બહુ જ પ્રિય થઈ પડયો. અષ્ટપ્રધાનો સિવાય પણ પરાક્રમી માણસો ઘણા નીકળ્યા. તે સઘળાને તેણે સારી રીતે સંભાળ્યા. પરસોજી ભોંસલેનું પરાક્રમ અને શૌર્ય જોઇને તેને "સેના સાહેબ સુબા" એવું તેણે પદ આપ્યું તથા સેનાપતિના જેટલો સરંજામ આપ્યો. વળી ગોંડવણુ, વરાડ વગેરે પ્રાંતો પર પણ તેણે સત્તા જમાવી, તેથી તે પ્રાંત પણ તેને સોંપ્યા. સિધોજીરાવ નિંબાળકરે ગોદાવરીના કાંઠાના પ્રદેશ ઉપર સત્તા જમાવી, તેથી તેને "સરલશ્કર"નું પદ આપ્યું. અને ખંડેરાવ દાભાડેને "સેનાધુરંધર" એવું પદ આપ્યું

તથા ગુજરાત અને બાગલાણુ પ્રાંત સોંપ્યા. વળી ખંડો બલ્લાળને કાયમની ચિટનિસી આપી. આ રીતે બીજા પણ અનેક સરદારો બહાર આવ્યા. તેમને આપેલાં પદોનો તત્કાળ કંઇ લાભ નહોતો, પણ તેથી આખા દેશમાં મરાઠી સત્તા પ્રસરી, અને સઘળા મહારાષ્ટ્રીઓમાં વિલક્ષણુ આવેશ ઉત્પન્ન થઇ તે બધા દેશને માટે પ્રાણાર્પણુ કરવા તૈયાર થયા.

**(૮) રાજારામનું પ્રોત્સાહન અને જાગીરોની પદ્ધતિ—** રાજારામે માણસોના અપરાધો માફ કરીને જેનાં તેનાં વતન ચાલવા દીધાં, બીજાઓએ લઇ લીધેલાં વતનો જેને તેને પાછાં અપાવ્યાં; નવીન પરાક્રમ કરનારાએની ઘટતી કદર કરી; દેશ આબાદ કર્યો; સઘળાને દિલાસો આપી તેમની પાસેથી કામ લીધું અને જેની તેની તકરારોને તત્કાળ ઇનસાફ આપ્યો. રાજવાડેએ પ્રકટ કરેલા પત્રો ઉપરથી એ બધી હકીત બહુ સારી રીતે સમજી શકાય છે. મસુરીનો દેશમુખ સુલતાનજી જગદાળે બાદશાહને જઇ મળેલો, તેથી સતારાના સુબાએ તેનું વતન જપ્ત કરેલું. પણ રાજારામે તેનો અપરાધ માફ કરી તે તેને પાછું અપાવ્યું. એજ રીતે ઉજડ પડેલા મુલકને આબાદ કરવા માટે પણ તેણે જે તે અધિકારીઓને વખતો વખત લખીને ઉત્તેજન આપેલું. વળી સઘળા વતનદારોને નિર્ભય રહેવા માટે તથા દેશહિતની કામગિરી કરવા માટે અને વતન સંબંધી ચિંતા ન રાખવા માટે પણ તેણે ફરમાનો કાઢેલાં. આ બધા ઉપરથી તેણે લોકોને પુષ્કળ ઉત્તેજન આપ્યું હતું. એમ જણાઇ આવે છે કે તે દૂર રહેતો હતો, છતાં આ જ્ઞાનની પ્રેરણા તે વખતો વખત કર્યા કરતો. હરામખોરોને સજા કરવી, લોકોને દાદ આપવી તથા દેશહિત માટે પ્રયત્ન કરનારને બળ આપવું, એટલાં કામો તો તે અચૂક કર્યે જતો. પ્રયાગજી દિનકરનો શંકરાજી સચિવે ૪૦ હજાર રૂપીઆ દંડ કરેલો તથા તેના કુટુંબને અટકમાં રાખેલું. એ સંબંધમાં રાજારામે સચિવને ફરમાવ્યું કે "તેના ઘટતા જામીન લઇ તેના કુટુંબને છુટું કરવું. એ ગિરાસદાર છે અને

દેશહિતમાં ઉપયોગી થશે, માટે તેને પેટપુરતું આપી તેની પાસેથી કામ લેવું." દાદજી પ્રભુનું વતન સચિવ શંકરાજીએ ખાલસા કરેલું. એ સંબંધે રાજારામે સખત ફરમાન કાઢ્યું કે, "બધી હકીકત જાણી અમે એમનું વતન ન લેવા જણાવેલું છે, છતાં તમે તેનો અમલ કર્યો નથી. સંકટના વખતમાં એનું વતન લઈ લેવું એ ઘણું જ અનુચિત છે, માટે તેનું વતન એકદમ પરત આપી દેવું અને અમને રૂબરૂ મળવું. એમના વડિલે સ્વ. મહારાજાની જે અદ્વિતીય સેવા કરેલી છે તે જોતાં તેનું વતન લઈ લેવાનો કે બીજા કોઇને આપી દેવાનો કોઇને અધિકાર નથી. છતાં હજી નહીં આપશો, તો તમારી આબરૂને અને અધિકારને ધક્કો પહોંચશે." આટલું છતાં પ્રણ દાદજી પ્રભુનું વતન તેને પાછું મળેલું નહીં; કેમકે શાહુરાજાના વખતમાં પણ તેની તકરાર આવેલી છે. પણ આ ઉપરથી એક હકીકત જણાઇ આવે છે કે એ વખતના અધિકારીઓ કેળ સ્વાર્થી હતા. દાદજી પ્રભુ જેવા રાજનિષ્ટ કુટુંબની સેવા પણ તેઓ વીસરી ગયા!

(૯) **જિંજીનો ઘેરો અને રાજારામનો છુટકારો** ( ઇ. સ. ૧૬૯૧, ૯૮ )—જિંજીનો ઘેરો સન ૧૬૯૧ ના આખરમાં ઝુલ્ફિકારખાન નસરતજંગે નાખ્યો તે સન ૧૬૯૮ ના જાન્યુઆરીમાં રાજારામ તેમાંથી નીકળી ગયો ત્યાં સુધી એટલે છ વર્ષ ચાલુ રહ્યો. એ વખતની યુદ્ધકળામાં નિપુણ તથા સર્વ શક્તિમાન્ બાદશાહ ઔરંગજેબ અને તેની જ જોડીનો સરદાર ઝુલ્ફિકારખાન બંને એ કિલ્લો લેવા એક સરખા પ્રયત્ન કરતા હતા, છતાં છ વર્ષ સુધી મરાઠાઓએ તેને દાદ દીધી નહીં. એ ઉપરથી એ કિલ્લાની મજબુતી, અંદરની સામગ્રીની વિપુલતા, એના બાંધનારની દૂરદર્શિતા, તથા મરાઠાઓની યુદ્ધકુશળતા એકંદરે આપણને જણાઇ આવે છે. અને દુનિયાના ઇતિહાસપ્રસિદ્ધ ઘેરાઓમાં આ ઘેરાની ગણના થવી ઘટે છે. હજી એ સંબંધી વિશેષ માહિતી ઉપલબ્ધ થશે, ત્યારે મરાઠી સમયના ઇતિહાસ ઉપર વિશેષ અજવાળું પડશે. એ કિલ્લો અનેક

ડુંગરો જોડીને બનાવેલો છે. તેમાં બે ડુંગરો તો ઘણાજ ઉંચા છે. એક એક મોગલ સરદારે એ એક એક ડુંગર વહેંચી લીધેલો. સુરંગો લગાડેલી, તોપો ચડાવેલી, વગેરે સઘળી તદબીરો કરેલી; પણ કંઇ વળ્યું નહીં. મોટી અડચણ એ પડતી કે આજુબાજુના જમીનદારો તથા બહારથી આવતા મરાઠા સરદારો મોગલ લશ્કરની ચારે બાજુ ફરી વળીને તેમને ધાન્ય કે સામગ્રી પહોંચવા દેતા નહીં અને અચાનક એવા છાપા આવતા કે સદા ડરમાં ને ડરમાં રહેવું પડતું.

શરૂઆતમાં ઝુલ્ફિકારખાનની મદદમાં બુંદેલા સરદાર દલપતરાય આવેલો, અને પછીથી બે વર્ષ શાહજાદો કામબક્ષ તથા વજીર આસદખાન આવેલા. એમના આવ્યા પછી બધાએ એકત્ર હલ્લો એટલા જોરથી ચલાવ્યો કે મરાઠાઓને ખરેખર દહેશત લાગી. પણ એ સરદારોના વૈમનસ્યનો લાભ મરાઠાઓને મળ્યો. બધો અધિકાર આસદખાન પાસે હતો, તે કામબક્ષથી ખમાયું નહીં. તેની એ ઇચ્છા હતી કે ઘેરો મારા નામથી ચલાવવો. પણ વજીર તથા તેનો પુત્ર તેને ઉલટા તેના વર્તન માટે ઠપકો આપતા હતા. એટલે કલહ વધી પડયો, અને મરાઠાઓએ તેનો લાભ લીધો. એવામાં અફવા ચાલી કે બાદશાહ મરણ પામ્યો. શાહજાદો આથી ગાદી મેળવવાના વિચારમાં પડયો, અને મરાઠાઓ તેની સાથે સલુકાઇથી વર્તવા લાગ્યા. એવામાં સંતાજી ઘોરપડે પાછળ આવી પહોંચ્યો. પછી તો પૂછવું જ શું? લશ્કરમાં અશાંતિ વ્યાપી રહી અને અહીંની વાત બાદશાહને કે બાદશાહની વાત અહીં પહોંચવા માર્ગ ન રહ્યા. મરાઠાઓ શાહજાદાને લલચાવતા હતા અને શાહજાદો ભવિષ્યની આશાએ તેને મળી જવાની તૈયારીમાંજ હતો. પણ તેટલામાં બંને ખાનોએ પ્રસંગ વર્તીને શાહજાદાને નજરકેદ કરી લીધો. પણ સંતાજીના મારાથી મોગલ લશ્કરમાં નાસભાગ થઇ રહી અને ઘેરો કેટલોક વખત ઉઠાવી લેવો પડયો.

શાહજાદાને કેદ કરતાં તેના લશ્કરે તો લડાઈ કરવાની જ ના પાડી. પાછળ સંતાજીનો ત્રાસ તો ચાલુ હતો. તેણે એકદમ આવીને

સૌને ઘેરી લીધા. આ વખતે દલપતરાયની ચાલાકીથી થોડું ધાન્ય લશ્કરને મળી શક્યું. પણ તે કેટલા દિવસ ચાલે? પાછો તેવોને તેવો જ દુષ્કાળ ચાલુ થયો. લશ્કરે ધમકી આપી કે તલ નહીં કરો તો અમે ચાલ્યા જઈશું. દલપતરાયે બહુ બહુ સમજાવ્યા પણ કોઇએ સાંભળ્યું નહીં. છેવટ આસદખાને તલનું કહેણુ મોકલ્યું, અને સંતાજી તથા તેની વચ્ચે સાધારણ સરતો થઈ. મોગલોએ વાંદીવાસ જવાનું ઠર્યું. એ રીતે મોગલ લશ્કર જિંજીથી ઉપડયું; પણ તેનાં જનાવરો ભૂખમરાથી એટલાં નિર્માલ્ય થઇ ગયાં હતાં કે તેનો બધો સરસામાન ઉંચકી શકાયો નહીં. તેથી ઘણો સામાન બાળી નાખ્યો, તોપો ભાંગી નાખી અને ઘણો સામાન પડી રહ્યો તે મરાઠાઓના હાથમાં આવ્યો. બાર ગાઉ જવાને તેમને ત્રિશ દિવસ લાગ્યા. આ રીતે બાદશાહની મંજુરી આવતાં સુધીમાં મોગલો વાંદીવાસ ગયા. પણ બાદશાહ તો એ સાંભળી બહુજ ગુસ્સે થયો. તેણે આસદખાન તથા કામબક્ષ બંનેને પોતાની પાસે બોલાવી લીધા અને એકલા ઝુલ્ફિકાર-ખાનને જિંજી તાબે કરવાનો તાકીદનો હુકમ આપ્યો. આસદખાન ઉપર તેની ઘણી ઇતરાજી થઇ અને શાહજાદાને કેદ કર્યો એ તેને ગમ્યું નહીં.

આ બાજુ ઝુલ્ફિકારખાન તંજાવર સુધી ગયો અને તે તરફના ઘણા કિલ્લા તેણે હસ્તગત કર્યા. વળી શાહજીને જીતીને તેની પાસેથી તેણે દંડ લીધો તથા બાદશાહની તાબેદારી કબુલ કરાવી અને જિંજી-ના મરાઠાઓને મદદ ન કરવાનું વચન લીધું. આ સવારી કરવામાં ખાનનો શો ઉદ્દેશ હતો તે સમજાતું નથી. પણ એટલામાં બાદશાહ તરફથી હુકમ આવ્યો એટલે તે પરત જિંજી તરફ આવ્યો. એમ કહેવાય છે કે તે બાદશાહના મરણની રાહ જોતો હતો અને દક્ષિણ દેશ આખો પોતે જ પચાવી પાડવાના વેતમાં હતો.

આ અરસામાં મરાઠાની બાજુ ચડતી હતી. પણ તેમ છતાં તેમણે મોગલ લશ્કરનો સમૂળ ઉચ્છેદ કાં ન કર્યો? મોગલો થાકી

ગયા હતા, તેમની સાથે તહ શા માટે કર્યો ? જો તેમણે કાળજીથી હલ્લા ચાલુ રાખ્યા હોત, તો મોગલોનું નિકંદન થઇ જાત. પણ, કમનસીબે મરાઠાઓમાં અંતઃકલહ ચાલુ થયો હતો. સંતાજી અને ધનાજી વચ્ચે વિરોધ હતો, અને રાજારામને એમ સમજાવવામાં આવ્યું કે સંતાજી શત્રુને મળી ગયો છે. આ વિરોધ મટાડવાની અને સઘળા સરદારોને એક દિશામાં દોરવાની, શિવાજીના જેવી રાજારામમાં આવડત નહોતી. જો આ વખતે એક સરખો પ્રયત્ન થયો હોત તો અવશ્ય જીત મળત. પણ મરાઠાઓના સ્વાર્થ અને કુસંપને લીધે આ અમૂલ્ય સંધિ ફોકટ ગઇ. અને આવો આ એકજ પ્રસંગ નથી. ઇ. સ. ૧૭૦૫ માં પણ ફરી તેવોજ બલકે તેનાથી પણ વિશેષ સુગમ પ્રસંગ આવ્યો. એ વખતે તો આખો ભરતખંડ જીતી શકાયો હોત. પણ આ સ્વાર્થ અને કુસંપના લીધે તે પ્રસંગ પણ વ્યર્થ ગયો, અને રાજ્યસ્થાપનાની જમાવટ કદાપિ થઇ શકી નહીં. બધા સરદારોને એક તંત્રે ચલાવી શકે એવો સમર્થ પુરુષ એક જ શિવાજી થયો અને ફરી કોઇ શિવાજી થયો જ નહીં એટલે આવેલી ઉત્તમ તકો નિષ્ફળ ગઇ.

બાદશાહે ઝુલ્ફિકારખાનને તાકીદનો હુકમ મોકલ્યો કે "જિંજીના ઘેરાનું કામ તાબડતોબ નહીં ચલાવો, તો તમારૂં અપમાન થશે." મરાઠાઓના પક્ષને આ અરસામાં એક મોટું નુકસાન થયું. શિવાજીનું ધોરણ જાણનારો અને તે પ્રમાણે રાજારામને હંમેશાં દોરનારો પ્રલ્હાદ નિરાજી ગુજરી ગયો. તે અને રામચંદ્ર સરખા ધોરણના હતા અને બંને કાર્યદક્ષ હોઇને કર્ણાટક તથા મહારાષ્ટ્રનો કારભાર યથાયોગ્ય ચલાવતા હતા. પણ પ્રલ્હાદ ગુજરી જતાં કર્ણાટક ખાતે કોઇ તેવો સલાહકાર રહ્યો નહીં અને રાજારામે અનેક ભૂલો કરવા માંડી. સંતાજી અને ધનાજી વચ્ચે વિરોધ હતો અને તેના પરિણામે સંતાજીનો વધ થયો. એ વધની વિગતવાર હકીકત હવે પછી આવશે. પણ સંતાજીના મરણથી મરાઠી પક્ષને ઘણીજ હાનિ

થઇ. અને આ કુસંપ તથા નબળાઈનો બાદશાહને લાભ મળ્યો. તેણે જાણ્યું કે સંતાજી ગયો એટલે જિંજી પડયો જ. સંતાજીના પુત્ર રાણોજી તથા ભત્રિજા સિંધોજીએ લડાઈ ચાલુ રાખી. પણ ખાનને ફરી બાદશાહ તરફથી સંદેશો મળ્યો કે, "તમે જિંજી નહીં લ્યો તો બાદશાહ તમારૂં શું નહીં કરશે તે કાંઇ કહેવાય નહીં." ખાન તેથી વિચારમાં પડી ગયો અને ગ્રાન્ટ ડફ જણાવે છે કે તેણે ખાનગી રીતે રાજારામને જિંજી છોડી દેવાની સલાહ આપી તથા પોતે હવે એ કિલ્લો લેશે જ એવો તેણે નિર્ણય જણાવ્યો. પણ ડફનું આ માનવું બરાબર નથી. કેમકે મરાઠાનો એવો પક્ષ લેવાનું ખાનને કાંઇ કારણ નહોતું. વળી મરાઠા તરફથી તેને ભવિષ્યમાં પણ કંઈ આશા નહોતી. માત્ર એ ક્રૂર કે નિર્દય નહોતો અને યેસૂબાઇને આપેલું વચન તેણે પાળ્યું હતું એટલે તે દયાળુ પણ હતો એમ જણાય છે. પણ એટલા માટે તે ઇરાદાપૂર્વક રાજારામને કહેવરાવે નહીં. એટલું ખરૂં કે બાદશાહની સત્તા વધારવાને તે આતુર ન હોતો. કેમકે તેને પોતાને જ દક્ષિણ દેશ સર કરવાની ઉત્કંઠા હતી. અને તેથી કદાચ તે બાદશાહના મરણની રાહ જોઇને હલ્લામાં ઉતાવળ નહીં રાખતો હોય. પણ બીજી બાજુ મરાઠાના આ કુસંપની હકીકત રામચંદ્રપંતને મહારાષ્ટ્રમાં જણાઇ હતી. એટલે તેણેજ રાજારામને જિંજી છોડી મહારાષ્ટ્રમાં આવી જવા આગ્રહપૂર્વક સલાહ આપી, અને તે પ્રમાણે રાજારામ ત્યાંથી ચાલી નીકળ્યો.

જિંજીના આ ઘેરામાંથી રાજારામને છુટવાની સઘળી ગોઠવણ ખંડો બલ્લાળે કરી. મોગલ લશ્કરમાં ગણોજી અને રામોજી શિર્કે નામના બે મરાઠા સરદાર હતા. યેસૂબાઇના તે કુટુંબી હતા. પણ શંભાજીએ 'શિરકાણ' ચલાવ્યા પછી બધા મોગલોને તાબે ગયા હતા અને આ વખતે મોગલોના પક્ષમાં રહીને લડવા આવેલા હતા. જિંજીના કિલ્લાની નૈઋર્ત્ય બાજુએ આ બંનેનો મોરચો હતો. આ બંનેને રાજારામના પક્ષમાં વાળી લેવાના ઇરાદાથી ખંડો બલ્લાળ

એક દિવસ તેમની પાસે ગયો. પ્રથમ તો શિર્કેએ તો સાંભળ્યું જ નહીં. પણ ત્યારે ખંડો બલ્લાળે જણાવ્યું કે, "આ વખતે તમે આમ વર્તો એ ઘટિત નથી. તમારૂં "શિરકાણુ" થયું છે, તેમ જ અમારા પણ ત્રણ પુરુષો હાથીના પગ નીચે કચરાયા છે. પણ તે ગયા તે ગયા. આપણે તો હવે હિંદુ તરીકેનું અભિમાન રાખવાનું છે, અને તમે અમે તો એના આપ્ત છીએ. આ સંકટ વખતે મહારાજ અને તેના કુટુંબને જવા દો. તમારો જશ ગવાશે." આથી એમનું હૃદય ગળ્યું અને મદદ કરવા તરફ વલણ થયું. તેમણે માગણી કરી કે અમારૂં દાભોળનું વતન તમને મળેલું છે તે અમને પાછું આપો. ખંડો બલ્લાળે તરત જ જણાવ્યું કે, "મહારાજના કામ માટે વતન કે જીંદગી જે કહો તે આપું. એમાં શું વિશેષ છે? મારૂં સર્વસ્વ તેને શરણે છે." તેણે તત્કાળ જ પોતાને મળેલી દાભોળની સનંદ શિર્કેને સોંપી દીધી. ફરી શિર્કેએ કહ્યું કે, "મોહિતે પણ આપ્ત ગણાય. માટે તેને પણ આપણા પક્ષમાં લઇને રત્નાગિરી તાલુકાનું કુટરા ગામ આપો અને મને ભોર તાલુકાનાં ત્રણ ગામ તથા રત્નાગિરી તાલુકાનાં પાંચ ગામ આપો." આ બધું ખંડો બલ્લાળે કબુલ રાખ્યું અને જેની તેની સનંદો કરાવી આપી. પછી શિર્કે તથા મોહિતેએ પોતાના કુટુંબનાં બૈરાં છે એમ જણાવી રાજારામને પોતાના મુકામમાં દાખલ કર્યો અને બીજે દિવસે શિકારના નિમિત્તે બહાર કાઢી કેટલેક છેટે ધનાજીની છાવણી હતી ત્યાં રાજારામને પહોંચાડી દીધો. (ડીસેમ્બર ૧૬૯૭).

રાજારામ છુટી ગયો એમાં ઝુલ્ફિકારખાનની કંઇ મદદ હતી, અથવા જિંજીનો ઘેરો લંબાવવામાં પણ તેનો કંઇ દગો હતો, એમ કહેવું વાસ્તવિક નથી મરાઠાઓનો જમાવ જ એવો હતો કે ખાનનું છ વર્ષ સુધી કંઇ ચાલ્યું જ નહીં. કર્ણાટકમાં તેમ જ મહારાષ્ટ્રમાં બન્ને જગાએ મરાઠાની વ્યવસ્થા બરાબર ગોઠવાઇ હતી. એટલે બાદશાહ જાતે જો જિંજી ઉપર આવ્યો હોત, તો તે પાછો જ ફરી

શકત નહીં. તેના લશ્કરને મદદ પણ પહોંચતી નહીં. ધાન્ય, ખજાનો માણસો વગેરે જે કોઇ જતું, તે રસ્તામાં મરાઠાઓના હાથમાં સપડાતું. એથી ઉલટું કિલ્લાની અંદરનાં માણસોને સાધનની ઘણીજ સગવડ હતી. અને મોગલ લશ્કરને તો બહારથી પણ મરાઠા એટલા સતાવતા કે ખાનનું કંઇ જ ચાલ્યું નહી. તેમાં કામબક્ષ સાથે વિરોધ ચાલ્યો એટલે મરાઠાઓને વધારે અનુકૂળ પડયું. એકંદરે ઘેરો લંબાવવામાં ખાનનો કંઇ દગો જણાતો નથી. પણ પછીથી સ્થિતિ બદલાઇ ગઇ. સંતાજીનું મરણ થતાં બહારથી કોઈ અટકાવનાર રહ્યું નહીં, અને પાંચ વર્ષમાં મરાઠાઓ પણ ઘણા ખપી ગયા. એટલે રાજારામને જિંજી છોડવું પડયું. આ અણધાર્યા બનાવથી મુસલમાન લેખકોએ ખાન ઉપર દગાનો આરોપ મૂકયો. પણ વાસ્તવિક રીતે મરાઠાઓનું સામર્થ્ય ન સ્વીકારવાની વૃત્તિને લીધે તેઓ તેવા અભિપ્રાય ઉપર આવેલા જણાય છે.

સન ૧૬૯૮ માં ઝુલ્ફિકારખાને જિંજીનો કિલ્લો લીધો તે વખતે રાજારામનું કુટુંબ (રાજારામની સ્ત્રી) અંદર હતું. પણ ખાને તેને પકડીને શિર્કેને સોંપ્યું. શિર્કેએ માગણી કરેલી કે અમારા જાતભાઈનાં બૈરાંની બેઅદબી થાય એ અમારી જ બેઅદબી ગણાય, માટે એમને જવા દેવાં. અને ખાનને પણ લાગ્યું કે રાજારામ જો છુટી ગયો છે, તો પછી બૈરાંને પકડી રાખવાનો કંઇ અર્થ નથી. એટલે તેણે એ બૈરાંને શિર્કેને સોંપી દીધાં અને શિર્કેએ તે બધાંને સુરક્ષિતપણે મહારાષ્ટ્ર મોકલાવી દીધાં. બીજા ઘણા મરાઠાઓને ખાને કેદ પકડયા તથા કેટલાકને ઠાર પણ માર્યા. આમાં પ્રલ્હાદ નિરાજીનો પુત્ર નારાયણ પણ મરાયો. જિંજીથી છુટેલાં માણસો ધીમે ધીમે વિશાળગઢ ઉપર એકઠાં થવા લાગ્યાં.

જિંજીના ઘેરાની સરખામણી વિલ્કિન્સને ટ્રૉયના ઘેરા સાથે કરેલી છે. તે પરથી જણાય છે કે તે વખતના યુરોપિયન લોકોને પણ તે ઘેરાનું મહત્ત્વ સમજાયું છે.

**(૧૦) સંતાજીનું ખૂન અને તેની મીમાંસા (૧૬૯૮)**— **સંતાજી** ઘોરપડેના પરાક્રમની હકીકત વખતોવખત આગળ આવેલી છે. છેક **શિવાજી**ના વખતથી તે રાજારામના છુટકારા સુધી એ પરાક્રમી અને સ્વદેશાભિમાની પુરુષે જે દેશસેવા કરી, તથા અનેક અણીના પ્રસંગે જે અમૂલ્ય સહાય્ય કરી, તે અપ્રતિમ છે. એ પુરુષનું એકંદર ચરિત્ર અને તેના હૃદયદ્રાવક મૃત્યુની ખરી હકીકત જ્યારે બહાર આવશે, ત્યારે જ અનેક મહત્ત્વની ગુંચવણોનો વાસ્તવિક નિકાલ આવશે, અને મરાઠાના ઇતિહાસમાં વીર અને કરુણ રસની પુષ્કળ ભરતી થશે. **સંતાજી** પોતાના લશ્કરમાં **શિવાજી**ના ધોરણ પ્રમાણેનું અત્યંત કડક નિયમન પાળતો. સ્ત્રીને સાથે ન રાખવી; લૂટના નિયમો બરાબર જાળવવા; વગેરે **શિવાજી**નાં ધોરણો તે એટલી સખ્તાઇથી અમલમાં મૂકતો કે તેના હુકમ સિવાય એક પાંદડું પણ હાલવા પામતું નહીં; અને સુતરનો એક ત્રાગડો પણ ઉંચકવાની કોઇની છાતી ચાલતી નહીં. આ રીતનું તેનું કડક નિયમન સેનાપતિને તદ્દન અનુરૂપ હતું, અને તેનો લાભ પણ તે વખતે સારો મળ્યો. પણ તેનોજ તે વખતનો જોડીદાર **ધનાજી** જાદવ, તેના જ જેવો શૂરો અને પરાક્રમી છતાં તેનું નિયમન કેવળ નબળું હતું. તેના લશ્કરમાં હકુમત કે વ્યવસ્થા નહોતાં. માણસો મરજી મુજબ વર્તતાં અને તેનો તેના પર દાબ નહોતો. જો કે લડાઈમાં એ કંઇ કમી ન હોતો. ઘોડો પાણી પીએ નહીં, તો મોગલો પૂછતા કે "પાણીમાં **ધનાજી** દેખાય છે કે શું ?" એટલી તેની ધાક હતી.

પણ નિયમનના જબરા તફાવતને લીધે **ધનાજી**નાં માણસો જ્યારે તેના ઉપર સંતુષ્ટ રહેતાં, ત્યારે **સંતાજી**નાં માણસો તેમ ન રહેતાં. વળી એ બંને વચ્ચે દ્વેષ પણ છુપી રીતે ઘણા દિવસથી સળગ્યો હતો. પણ **પ્રલ્હાદ નિરાજી** હતો ત્યાં સુધી આ દ્વેષનું કંઈ પરિણામ આવ્યું નહીં. તેણે રાજારામની સમદૃષ્ટિ રખાવીને તે બંને પાસેથી કામગિરી લીધા કરી. પરંતુ કમનસીબે તે મરણ પામ્યો,

એટલે એ બંને વચ્ચેનો કલહ વધી પડયો. રાજારામને સમજાવવામાં આવ્યું કે સંતાજી દુશ્મનને મળીને વર્તે છે. રામચંદ્રપંતે જણાવ્યું કે એ જુઠું છે; પણ રાજારામનો એ વહેમ ગયો નહીં. બાદશાહે પણ તેને પુષ્ટિ મળે એવી બાજી રચી. અને એ રીતે રાજારામનું મન વિશેષ કલુષિત થતું ચાલ્યું. તેથી વખતોવખત તેણે સંતાજીનું માન-ભંગ કરવા માંડયું, અને ધનાજીએ સંતાજીના જ લશ્કરને તેના વિરુદ્ધ ઉશ્કેરી મૂકયું. આ સ્થિતિમાં ધનાજીએ વિજાપુર નજીક તેના ઉપર હલ્લો કર્યો. એ વખતે તેનું જ લશ્કર તેની સામે ઊઠયું અને બિચારા સંતાજીને નાસી છુટવું પડયું. તેની પછવાડે ધનાજીએ માણસો મોકલ્યાં, પણ ઘણા દિવસ સુધી તેનો કંઇ પત્તો લાગ્યો નહીં. આ પાછળ પડેલાઓમાં નાગોજી માને નામે એક સંતાજીનો દુશ્મન હતો. તેના સસરાને સંતાજીએ લશ્કરના કોઇ નિયમભંગ માટે ઠાર માર્યો હતો. એટલે તેનું વેર લેવાને તે તલસતો હતો. એક વખત સંતાજી શત્રુઓ દૂર છે એમ માનીને પોતે થાકેલો હોવાથી એક ઝરામાં નહાવા ઉતર્યો. તે વખતે લાગ જોઇને આ નાગોજી ત્યાં જઇ પહોંચ્યો અને તેને ઠાર કર્યો. વળી તેનું મસ્તક કાપીને તેણે બાદશાહને મોકલી આપ્યું. બાદશાહે તેના ઉપર ખુશ થઇ તેને મન-સબદારી આપી. ફરી થોડા વખત પછી તે બાદશાહને છોડી રાજા-રામને આવી મળ્યો અને રાજારામે તેને બાર મહાલની દેશમુખી આપી.

સંતાજીના મરણથી રાજ્યને ઘણીજ હાનિ થઇ. પણ સંતોષ-ની વાત એ કે તેના પુત્રો રાણોજી તથા પીરોજી અને ભત્રિજો સિધોજી આટલું છતાં બાદશાહને મળી ન જતાં મરાઠી રાજ્યની સેવાને જ વળગી રહ્યા. રામચંદ્રપંતને સંતાજી માટે ઘણું માન હતું અને રાજારામની મરજી ધનાજીને સેનાપતિ બનાવવાની હતી, છતાં રામચંદ્રપંતના આગ્રહથી તેણે તે પદ સંતાજીને આપેલું. સંતાજીનો દોષ જોવા જઇએ તો એક એ કે એ નિયમનમાં ઘણો કડક હતો; અને બીજો એ કે બીજાની હકુમત તે સહન

કરી શકતો નહીં. પોતાના જ નાદ પ્રમાણે તે હંમેશાં વર્તતો. પોતાનો આગ્રહ છોડીને બીજાનું મન મેળવી લેતાં તેને જરા પણ આવડતું નહીં. પણ એકંદરે ઘોરપડે કુટુંબનોજ આવો સ્વભાવ જણાય છે, અને તે આ પહેલાના અને પછીના પણ અનેક દાખલાથી સાબીત થાય છે. સંતાજીના મરણ પછી પણ ઘોરપડે લગભગ સ્વતંત્રપણે જ ફરતા જણાયા છે; અને જાતના બળ ઉપર જ તેમણે જાગીરો મેળવેલી છે. પછીથી પ્રસિદ્ધિ પામેલા મુરારરાવ ઘોરપડે પણ આવાજ સ્વભાવના જણાયા છે રાજારામ અને જિંજીમાં રહેલા બીજા સરદારોને શક પડયો કે સંતાજી દુશ્મનને મળી ગયો છે. તેનું કારણ એ કે તે વખતો વખત આપેલા હુકમોને ગણકારતો નહીં અને મનસ્વી કામગિરી કરીને ચાલ્યો જતો. પણ તેમ થવાનું કારણ તેનો જાતિસ્વભાવ જ હતો. બેવફાઇ તેના વંશમાં પણ નહોતી. એમ હોત તો તેના કુટુંબીઓ દુશ્મનને મળી ગયા હોત. અને સંતાજીને બેવફાઇ કરવી હોત, તો તેને પ્રસંગો કયાં થોડા હતા? પણ, વાસ્તવિક વાત એ છે કે મરાઠી રાજ્યમાં જ તે વખતે વિચિત્રતા હતી. સત્તા રાજારામ પાસે અને કારભાર રામચંદ્રપત પાસે. અને એ બંને દૂર દૂર પડેલા. આવી વિચિત્રતા કયાં સુધી નભે? સરદારો રાજાનું માને કે કારભારીનું? અને રાજાની પાસે રહેનારાઓ તેની નબળાઈનો લાભ કેમ ન લે? રાજારામમાં એટલી કુશળતા નહોતી કે તે આ નુકસાનો અટકાવી શકે. એટલે આ વિચિત્રતાનો ભોગ સંતાજી થઈ પડયો. તેની અને ધનાજી વચ્ચે અણબનાવ હતો અને નજીવી બાબતમાં પણ તે બંને લડતા હતા. રાજારામ એકને ગમતું કરે તો બીજો રીસાતો; અને ફરી તેને મનાવતાં મુશ્કેલી પડતી. આવા કેટલાક પ્રસંગો આવ્યા પછી એક ફરિયાદ એવી આવી કે પનાળા ઉપર ઘાટગેને જોઇતી લશ્કરી મદદ વખતસર સંતાજીએ મોકલી નહીં. આ ફરિયાદને રામચંદ્રપંતનો પણ ટેકો હતો. એટલે રાજારામે છેવટે સેનાપતિ પદ સન ૧૬૯૫ માં ધનાજીને આપ્યું. આ વખતે સંતાજી-

એ રીસ ન ચડાવતાં રામચંદ્રપંતને જણાવેલું કે, “ હું બેવફા નહીં થાઉં. મારા માન માટે રાજ્યનું નહીં બગાડું. મહારાજે મને ભાઇ ગણેલો છે અને તેજ રીતે હું હજી પણ વર્તીશ.” આ શબ્દો તેની લાયકી અને વફાદારી સૂચવે છે. પણ પછીથી ધનાજીએ સત્તાનો ખોટો ઉપયોગ કર્યો. જે કડક નિયમન એક સેનાપતિ તરીકે જરૂરનું હતું અને રાજયવ્યવસ્થા માટે પણ આવશ્યક હતું; તેને રાજારામે અને બધા સરદારોએ ઉત્તેજન જ આપવાનું હતું. છતાં તેનોજ ગેરલાભ લઇને ધનાજીએ લસ્કરને ઉશ્કેર્યું અને એક ખરેખરા સેનાપતિનો નિર્દયપણે નાશ કર્યો.

**(૧૧) સતારામાં મરાઠી રાજ્યની સ્થાપના** (ઇ. સ. ૧૬૯૮) —**રાજારામ** મહારાષ્ટ્રમાં સુખરૂપ પહોંચ્યા પછી જેણે જેણે આ પ્રસંગમાં સારી સહાય કરેલી તેને ફરી એક વખત મોબદલો આપવામાં આવ્યો. આ વખતે **રામચંદ્રપંત**, **પરશુરામપંત** તથા **શંકરાજી** નારાયણે વિનંતિ કરી કે, “ આજ સુધી અમને આવડયો તેમ અમે રાજ્યનો વહીવટ ચલાવ્યો. હવે રાજ્ય મહારાજે સંભાળી લેવું.” એ સાંભળી **રાજારામે** જવાબ આપ્યો કે, “ આજ સુધી તમેજ રાજ્ય સંભાળ્યું છે અને હવે પછી પણ તમેજ સંભાળનાર છો.” તે પછીથી **રામચંદ્રપંતને** પૂછ્યા સિવાય રાજારામ કંઇ પણ ન કરતો. તેની મદદમાં **અંતાજી મંગાજી** વાકળનીસ તથા **આબાજી નીલકંઠ** પારસનીસને આપવામાં આવ્યા. બીજી વ્યવસ્થામાં પણ કેટલોક ફેરફાર થયો. સેનાપતિ તો **ધનાજી** જાદવ હતો જ, અને **નીલકંઠ મોરેશ્વર** પિંગળે પેશ્વા પણ હતો જ, અમાત્યપદ **જનાર્દન હનમંતેને** આપ્યું હતું તે તેનું મરણ થતાં હવે **રામચંદ્રપંતને** આપ્યું, અને પ્રતિનિધિપદ **નમાજી રઘુનાથ** હનમંતેને આપ્યું. પછીથી સન ૧૭૦૧ માં એ પદ **તારાબાઇએ હનમંતે** પાસેથી લેઇ લઇને **પરશુરામ ત્ર્યંબકને** આપ્યું. **પંડિતરાવનું** કામ **શ્રીકરાચાર્ય** પાસે હતું અને સચિવપદ **શંકરાજી પ્રલ્હાદ** પાસે હતું. પણ **જિંજીના**

ઘેરા દરમિયાન શંકરાજી ચાલ્યો ગયો એટલે તે પદ શંકરાજી નારાયણ ગાંડેકરને આપવામાં આવ્યું. દરિયાઇ લશ્કરનો મુખી સિધોજી ગુજર મરણ પામ્યો એટલે તે સ્થાન કાનોજી આંગરેને આપવામાં આવ્યું. ખંડો બલ્લાળ ચિટનિસના સ્વાર્થત્યાગ માટે તેને ચૌલ પ્રાંતમાં વતન બાંધી આપ્યું, અને બીજા ઘણા સરદારોને બહુ માન આપી વિશેષ કામગિરી કરવાને ઉત્તેજન આપ્યું. આ પછી બધા સરદારો હવે પછીનો વિચાર કરવાને એકઠા થયા. લડાઇ આજ સુધી કર્ણાટકમાં હતી તે હવે મહારાષ્ટ્રમાં આવવાની એટલે વિચાર કરવાની જરૂર હતી. કર્ણાટક સંભાળવાને ધનાજી જાદવ ત્યાં હતો જ. પ્રથમ તો બધા સરદારોએ સતારામાં રાજધાની કરવાનું ઠરાવ્યું, અને તે પછી છેવટ સુધી સતારા જ મરાઠી રાજ્યની રાજધાની રહી. રાયગઢની પેઠેજ સતારા આ વખતે એકલો કિલ્લો હતો. તેની નીચે શહેર બિલકુલ નહોતું. પછીથી શાહુના વખતમાં ત્યાં નાનું ગામ વસ્યું એ શાહુ નગર કહેવાય છે. તેની વૃદ્ધિ પછીથી ઓગણીશમી સદીમાં થઈ. પણ એકંદરે એ સમયની પરિસ્થિતિમાં સતારા જ રાજધાનીને લાયક સ્થળ હતું. રાયગઢ કોકણમાં હતું અને મોગલોની લડાઈ હવે કોકણ તરફ ન હોતી. વળી એવે સ્થળે રહેવાની જરૂર હતી કે જ્યાંથી આખો દેશ સંભાળાય અને શત્રુ ઉપર પણ દાબ રખાય. શિવાજીના વખતમાં સ્થિતિ જુદી હતી. એ વખતે જુદે જુદે ઠેકાણેથી આવતી સંપત્તિ છુપાવી રાખીને શત્રુને આપણું માપ જણાવા દેવું નહોતું. એટલે તે સમયે રાયગઢની જ જરૂર હતી. પણ અત્યારે તો એક સરખી લડાઈ જ ચાલુ હતી. એટલે શત્રુને દાબમાં રાખવાની અને તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં આપણે પહોંચવાની વખતોવખત જરૂર હતી. અર્થાત્ સતારામાં જ રાજધાની કરવા જેવું હતું અને તેની પરિસ્થિતિ પણ કંઇ ખોટી ન હોતી. એ વિશાળગઢ, પન્હાળા, સિંહગઢ વગેરે મજબુત કિલ્લાના મધ્ય ભાગે હોઇને કોકણ ઉપર પણ ત્યાંથી નજર રહી શકે તેમ હતું. આ રીતે સતારામાં રાજધાની કરીને રાજારામ લાગલો

જ મોગલો જોડે લડવા માટે બહાર પડયો.

લડાઇનું સ્વરૂપ પણ હવે બદલાયું હતું. અત્યાર પહેલાંની લડાઇઓ બચાવ રૂપ હતી, ત્યારે હવે પછીની ચઢાઈ-હુમલા રૂપ હતી. સંભાજી અને ધનાજીએ મોગલો સાથે ઘણી લડાઇઓ કરી; પણ તે બધીનો હેતુ તેમને સતાવીને-ગુંચવીને આપણો બચાવ કરવાનો હતો. પણ હવે શત્રુનું પાણી મરાઠાઓને જણાઇ ગયું અને બચાવ પકડીને બેસી રહેવાનું પણ કાંઇ કારણ નહોતું. તેથી એક પછી એક મરાઠા વીરો બહાર પડતા ગયા અને શત્રુની બરાબર ખબર લેવા માંડી. લડાઈનું ધોરણ જ તેમણે હવે બદલી નાંખ્યું અને આખા દેશમાં નિર્ભયપણે ફરવાની તથા જ્યાં ત્યાં મરાઠાના નામની છાપ પાડવાની હવે સતારાથી શરૂઆત કરી.

જિંજી હાથમાં આવ્યું છતાં બાદશાહનો ઉદ્દેશ પાર પડયો નહીં. મરાઠા હજી પણ નરમ જ પડતા નથી એ જોઇને તેને બહુ દુઃખ થયું. છેવટે તે જાતે હવે એકવાર સખત લડાઈ કરવાને બહાર પડયો; અને બ્રહ્મપુરીનો બંદોબસ્ત વજીર આસદખાનને સોંપી સન ૧૬૯૮ માં તે જાતે ચઢી આવ્યો. લશ્કરના તેણે બે ભાગ કર્યાં. એક ભાગ અજીમશાહના પુત્ર બેદરબખ્ત અને ઝુલ્ફિકારખાનને સોંપ્યો તથા તેને મરાઠાઓની પછવાડે જ ફરતા રહેવાનો હુકમ આપ્યો, અને બીજો ભાગ પોતાની સાથે રાખી મરાઠાઓના કિલ્લા તેણે જાતે લેવા વિચાર કર્યો. શરૂઆતમાં તે મિરજ થઈ વાસ તગઢ તરફ આવ્યો એટલે રાજારામ સતારા છોડી બહાર આવ્યો અને ઉત્તર તરફ ચડાઇ લઇ જવાનો તેણે નિશ્ચય કર્યો.

**(૧૨) રાજારામની છેવટની સવારી** ( ૧૬૯૮-૯૯ )—એ દરમિયાન નેમાજી સિંધે આઠ હજાર માણસો લઇ મોગલ મુલકમાં થઇને નંદુરબાર સુધી પહોંચ્યો અને તેણે પુષ્કળ ગામો લૂટયાં. તેવામાં તાપીને કાંઠે તાલનેર ગામ આગળ હુસેનઅલીખાન નામનો મોગલ સરદાર તેના ઉપર ચઢી આવ્યો. બંને લશ્કર વચ્ચે જબરી

લડાઇ થઈ. તેમાં હુસેનઅલીખાન ઘેરાઇ ગયો. તેનાં ત્રણસો માણસો મરાયાં અને તેને પોતાને પણ મોટા ઘા લાગ્યા ને હાથી ઉપરથી પડી ગયો. તેના શરીરમાં બિલકુલ શક્તિ જ રહી નહીં. એવી સ્થિતિમાં તે કેદ પકડાયો અને તેનો બધો સરસામાન તથા માણસો પણ કબજામાં આવ્યાં. તેની પાસેથી બે લાખ રૂપીઆ દંડ લેવાનો ઠર્યો. પણ તાલનેરમાંથી એટલી રકમ નીકળી નહી, એટલે નંદુરબારના ગૃહસ્થોને એ રકમ ભરી આપવા ખાને વિનંતિ કરી. નંદુરબારના લોકોએ મરાઠાઓને ચોથ પણ આપી નહોતી અને આ વખતે તો તેમણે દરવાજા બંધ કરીને દાંડાઇ આદરી. એટલે ખાનને પણ તેના પર ગુસ્સો આવ્યો અને તેણે મરાઠાઓને લૂટ માટે છુટ આપી. રૈયતને ત્રાસ ન આપતાં શ્રીમંતો, વેપારીઓ, સરાફો વગેરેને સતાવીને તેણે દંડ વસુલ કરી લેવા મરાઠાઓને જણાવ્યું. આ રીતે છુટ મળતાં મરાઠાઓએ મનમાનતી લૂટ કરી અને તેમાંથી થોડો ભાગ ખાનને પણ આપ્યો. આ રીતે પોતાની જ રૈયતને લુટવાની સલાહ આપવાના ખબર બાદશાહને પડતાં તેને ખાન ઉપર બહુ ગુસ્સો થયો.

રાજારામે શરૂઆતમાં શાહુને છોડાવવા બાદશાહની છાવણી ઉપર હલ્લો કર્યો; પણ એ વખતે બાદશાહ અને શાહુ બંને બેગમોના વિભાગમાં હોઇ રાજારામનો પ્રયત્ન નિષ્ફળ ગયો. પછીથી તે ઉત્તર તરફ ચોથ વસુલ કરતો આગળ વધ્યો. તેને પરસોજી ભોસલે, હૈબતરાવ નિંબાલકર, નેમાજી સિંધે અને સમશેર બહાદુર આશેળે વગેરે સરદારો પણ પછીથી આવી મળ્યા. આવડું મોટું મરાઠા લશ્કર અગાઉ કદી બહાર પડયું નહોતું. શિવાજીના વખત કરતાં પણ આ લશ્કર મોટું હતું. એ બધા ચોથ અને સરદેશમુખી વસુલ કરતા કરતા આગળ વધવા લાગ્યા. જેમણે મુંગે મોઢે વસુલ આપી દીધું તેમને કશી ઇજા કરી નહીં; પણ જેઓ સામે થયા તેને બરાબર તલવાર બતાવી દીધી. જેમની પાસે વસુલ આપવા સવડ નહોતી તેમની પાસેથી કરાર કરાવી લીધા અને એ રીતે નિયમિત વસુલાત-

નું ધોરણ બાંધી દીધું. આ પ્રમાણે ગંગથડી, બાગલાણ, ખાનદેશ તથા વરાડ એ પ્રાંતોમાં રાજારામ જાતે ફર્યો અને એ પ્રાંતોની વસુલાત માટે વરાડમાં પરસોજી ભોસલે, ખાનદેશમાં નેમાજી સિંધે, બાગલાણમાં ખંડેરાવ દાભાડે અને ગંગથડીમાં હૈબતરાવ નિંબાળકરને નીમી દીધા. ત્યાંથી પાછા આવતાં ભીલના શહેરની લૂટ ચાલતી હતી તેવામાં મોગલ લશ્કર રાજારામ ઉપર એકાએક ચડી આવ્યું. આ હલ્લાની બિલકુલ બાતમી જ મળી નહોતી અને આટલી તૈયારી કે ત્વરા મોગલ લશ્કરે કદી બતાવેલી જ નહીં. આ અચાનક હલ્લાથી મરાઠાઓને અને વિશેષે કરીને રાજારામને ઘણો ત્રાસ પડ્યો. ઉતાવળે નાસી છુટતાં અને દોડીને પાછા આવતાં તેને તાવ લાગુ પડયો અને સિંહગઢ આવી પહોંચતાં છાતીમાં દુખાવો ઉપડી લોહીની ઉલટીઓ થવા લાગી. છેવટે થોડા દિવસ તાવ આવી સન ૧૭૦૦ ના માર્ચ માસમાં તેનું એકાએક મરણ થયું. "મારા મરણથી આપણા પ્રયત્નમાં ખામી પડવા દેશો નહીં. શાહુને કોઇપણ રીતે છોડાવજો અને બધા રામચંદ્રપંતના હુકમ પ્રમાણે વર્તજો." વગેરે થોડી વાતો પાસેના સરદારોને કહી રાજારામે દેહ છોડયો. એ વખતે રામચંદ્રપંત હાજર હતો. શિવાજી અને રાજારામ બંનેનું આ પ્રમાણે છાતીના દુખાવાથી આકસ્મિક મરણ થયું. બંને સવારીના શ્રમથી થાકેલા હોઈ અને એકાએક મરણોન્મુખ થયા. લોકોને એથી બહુજ આઘાત થયો.

રાજારામને ચાર સ્ત્રીઓ હતી. પહેલી જાનકીબાઇ પ્રતાપરાવ ગુજરની દીકરી, તેને એક દીકરી સોયરાબાઇ ( સાવિત્રીબાઇ ) હતી. તે ફૂલટણના નિંબાલકર વેરે આપેલી હતી; બીજી તારાબાઇ હંબીરરાવ મોહિતેની દીકરી; તેને શિવાજી નામે એક દશ વર્ષનો પુત્ર હતો; ત્રીજી રાજસબાઇ તે ઘાટગેની દીકરી, તેને શંભાજી નામે ત્રણ વર્ષનો પુત્ર હતો. આ બંને સ્ત્રીઓ રાજારામના મરણ વખતે પન્હાળા હતી; અને ચોથી અંબિકાબાઇ તે વિશાળગઢ હતી. તે રાજારામના

મરણના ખબર સાંભળતાંજ સતી થઇ. રાજારામની ક્રિયા જીવાજીરાજે ભોસલે પાસે કરાવવામાં આવી. રામચંદ્રપંતે દાન ધર્મ ઘણું કર્યું. રાજારામની છત્રી સિંહગઢ ઉપર છે. શિવાજીની નિત્ય પૂજાનું શિવનું બાણ રાજારામ પોતાની પાસે રાખી તેની પૂજા કરતો. એ બાણની સ્થાપના રામચંદ્રપંતે સિંહગઢ ઉપર કરી અને તે દેવાલય તથા રાજારામની છત્રીના ખર્ચ માટે નીમણુંક બાંધી આપી.

**(૧૩) રાજારામની યોગ્યતા**—રાજારામની કામગિરી ઘણા ભાગે નિષેધાત્મક છે. રાજ્યકર્તા• તરીકેના અવશ્યના ગુણ મુખ્યત્વે કરીને તેનામાં નહોતા; પણ રાજ્યને હાનિ કરે તેવા દુર્ગુણો પણ તેનામાં નહોતા. ગુણ હોવા અને દુર્ગુણ ન હોવા એમાં ભેદ છે. રાજારામમાં દુર્ગુણ નહોતા માટેજ તેની યોગ્યતા નિષેધાત્મક છે. કદાચ પ્રસ્તુત આપત્તિને પ્રસંગે એવા પુરુષનીજ રાજ્યને જરૂર હતી. છત્રપતિ શિવાજી જેવી સર્વગુણસંપન્નતા તો ભાગ્યે મળે; અર્થાત્ દુર્ગુણ ન હોય એથી પણ લાભ થાય છે, અને શંભાજીના દાખલા ઉપરથી એ સમજી શકાય તેવું છે. શંભાજી પછી રાજારામ જેવો નિરુપદ્રવી પુરુષ ગાદી ઉપર આવ્યો માટેજ રાજ્યનો ભયંકર આપત્તિમાંથી બચાવ થયો.

પોતાની બુદ્ધિ કે સલાહથી કોઇપણ કામ પાર પાડવાની તેનામાં હિમ્મત નહોતી; પણ સારી સલાહની અવગણના તેણે કદી કરી નહીં. અનેક માણસો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તેને કંઇ કંઇ સલાહ આપતા, તે પ્રમાણે તે મુંગે મોઢે અમલ કરતો. એ સલાહ ઘટિત છે કે નહીં તે ઠરાવવાની પણ તેનામાં આવડત નહોતી. એટલે હાથ નીચેના માણસો ઉપર તેનો પુરતો દાબ પડેલો નહીં, અને દરેક માણસ પોતાને ફાવે તેમ વર્તતો. રાજ્યકર્તાએ આ રીતે પોતાની છાપ ગુમાવવી ન જોઇએ. ઉલટું સાહસ અને બુદ્ધિબળથી તેણે બધા સલાહકારો ઉપર છાપ પાડવી જોઇએ, અને બધા પાસેથી પોતાના મૂળ હેતુને અનુસરીને કામગીરી લેવી જોઇએ. શંભાજી વ્યસની હતો પણ તેણે

પોતાની પ્રતિષ્ઠા ગુમાવેલી નહીં. રાજારામ એ રીતે નમાલો અને નિઃસત્ત્વ જણાય છે. સ્વતઃનું તેજ તેનામાં કદી ઝળક્યું જ નહીં. વળી ગાંજો તથા અફીણનું પણ તેને કંઈ અંશે વ્યસન હતું. એકંદરે શિવાજીનું—તેના પૂર્વજોનું પ્રખર તેજ તથા આગ્રહી સ્વભાવ તેના વંશજોમાં ઉતર્યા જણાતાં નથી.

આ સ્વભાવનાં સારાં તથા નરસાં બંને પરિણામ થયાં. જેમનો હેતુ પરાક્રમ કરીને રાજ્યને ઉપયોગી થવાનો હતો, તેમને બહાર આવવાને રાજારામે સારી સવડ આપી; તેમને કશી જ આડખીલી નડી નહીં, એ સારૂં પરિણામ. અને તેને લીધે દરેકને પરાક્રમ કરવાનો ઉમંગ ચંડયો. પણ તેનીજ સાથે એવા પરાક્રમીઓ માત્ર સ્વાર્થસાધુ થયા. વતનો તથા ઉત્પન્નો મેળવવાં, સનંદો અને હુકમો ફાવે તેવાં કરાવી લેવાં, મહારાજને ખરૂં ખોટું સમજાવીને કે પ્રસંગે દબાવીને પણ સ્વાર્થ સાધી લેવો, આવી અવ્યવસ્થા ચાલી રહી. એટલે ખરી યોગ્યતા અને પાખંડ વચ્ચે ભેદ ન રહ્યો. અમલદારોમાં અને સરદારોમાં પક્ષ તથા ફાટફુટ પડી અંદરથી વૈમનસ્ય વધી ગયું. તેમાં વળી કારભાર વિશાળગઢમાં અને રાજા જિંજીમાં આ સ્થિતિમાં આઠ વર્ષ જવાથી આ ગોટાળો વધતો ચાલ્યો. રામચંદ્રપંતને તેથી ડગલે ડગલે અડચણ પડતી. સરદારો અંદર અંદર લડવા લાગ્યા. શંકરાજી નારાયણ, સુંદર તુકદેવ, સંતાજી ઘોરપડે, ધનાજી જાદવ વગેરે અધિકારીઓ વતન અને ઉત્પન્નોની બાબતમાં મરજી મુજબ ગડબડ કરવા લાગ્યા. તેમના ઉપર કંઇજ દાબ રહ્યો નહીં. એકના એક વતન માટે અનેકને સનંદો મળવા લાગી. મૂળ રાજ્ય થોડું અને વતનો વધી પડયાં. એટલે શું કરવું તે માટે રામચંદ્રપંતની મુંઝવણ વધી પડી. છેવટે તારાબાઈનો વખતમાં એવો નિર્ણય કરવાનો વખત આવ્યો કે રાજારામે કરી આપેલી સનંદો પૈકી અર્ધો હિસ્સો આપવો. આ ઉપરથી કેટલો ગોટાળો થઇ પડયો હશે તેનો સહજ ખ્યાલ આવશે.

આ ગોટાળાના મૂળમાં રાજાની નબળાઈ હતી. રાજારામને

ઉચતા આવડતી નહોતી અથવા એ લોકોને દબાવી શકતો નહોતો. લોકોમાં ગુણ અને દોષ બંને હોય છે. એ પૈકી ગુણનો લાભ લઇને તેનો ઉપયોગ કરી લેવો, અને દોષને દાબમાં રાખવો એ રાજાનું મુખ્ય કર્તવ્ય; પણ તે ઘણું કઠણ છે, અને તેટલાજ માટે રાજ્ય ચલાવવું એ સહેલું નથી. માણસોને સંભાળીને તેની પાસેથી કામગીરી લેવી અને મુશ્કેલીઓમાંથી છુટવું, એવું એક સાથે તો થોડા જ કરી શકે. વિલાયતમાં આ રીતે ભિન્ન સ્વભાવના અને ભિન્ન ગુણના માણસો પાસેથી કામગીરી લેવાની ફરજ મુખ્ય પ્રધાનની હોય છે. અને તેથીજ મુખ્ય પ્રધાન ઘણે ભાગે યશસ્વી નથી નીવડતા. રાજારામની નબળાઈને લીધે આ બેઉ એક સાથે ન થઇ શક્યું અને તેને પરિણામે અનેક અનિષ્ટ પ્રકારો પેઠા. વ્યક્તિઓની મહત્તા વધી પડી, મૂળ લક્ષ્ય ગૌણ થઇ પડયું. શિવાજીની બાંધેલી પ્રથા બગડી. કામની વ્યવસ્થા નહીં જેવી રહી, અને દરેક સ્વતંત્રતાથી વર્તવા લાગ્યો. મુલક જીતવો પણ તે પોતેજ જાગીર તરીકે રાખી લેવો એવો વહીવટ શરૂ થઇ પડયો. શિવાજી કોઇને પણ જાગીર આપતો નહીં, તેનાથી કેવળ ઉલટો આ વહીવટ ચાલ્યો. અને આખા દેશમાં ઠેકઠેકાણે નાનાં સ્વતંત્ર રાજ્યો નિર્માણ થયાં. આવા અનેક અનાચારો વધી પડીને મરાઠી રાજ્યનો બાહ્ય વિસ્તાર વધ્યો, પણ અંદરથી તેની શક્તિ ઘટતી ચાલી. એ સ્થિતિ ઉત્તરોત્તર વધતી રહી, પણ તેની શરૂઆત આ વખતથી થઈ. શંભાજીનું ખૂન અને દાદજી પ્રભુના કુટુંબની દુર્દશા એ રાજારામની નબળાઇનાં અને અવ્યવસ્થાનાં સ્પષ્ટ ઉદાહરણો છે.

છતાં રાજારામમાં નિષેધાત્મક ગુણ પણ કેટલાક હતા, એટલેજ ગાડું ગબડયું. પહેલો ગુણ તેનામાં એ હતો કે સલાહકારો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને તેની ગોઠવણ પ્રમાણે વર્તવું, બીજાના ગુણ પરખતાં પહેલાં પોતાની યોગ્યતા પૂર્ણપણે જાણવી એ લોકનાયકને માટે અત્યંત જરૂરનું છે. શંભાજીની પેઠે રાજારામે સલાહકારોની સલાહની અવગણના કદી કરી નથી, એટલું જ નહીં, પણ તેણે

દરેક પ્રસંગે તેનું માન રાખેલું. આપણા ઉપર કેવી આફત છે, આપણું બલાબલ કેટલું છે, રાજ્યના ખરા હિતચિંતકો કોણ છે, અને આવેલી આફતમાંથી છુટવાને શા ઉપાયો કરવા, એ બાબતોનો વિચાર તેણે શાંતિથી, ઘણી ધીરજથી અને ઘણી બારીકાઇથી કર્યો, અને તે પ્રમાણે તે બરાબર વર્ત્યો. આ તેની લાયકાત કંઇ કમી ન કહેવાય. પ્રલ્હાદ નિરાજી, રામચંદ્રપંત, સંતાજી તથા ધનાજી વગેરે ગૃહસ્થોને તેણે બરાબર ઓળખેલા અને તેનો લાભ તેણે વખતો વખત લીધેલો. રાજારામની આ લાયકાતથી એકંદરે રાજ્ય ઉપર ઘણું મહત્ત્વનું અને લાભકારક પરિણામ થયું અને જેનામાં પરાક્રમ કરવાની ત્રેવડ હતી તેને બહાર આવવાની ઉત્તમ તક મળી.

અનુયાયીઓમાં ઉત્સાહ પુરવાની ખુબી તેનામાં સારી હતી. રાજ્યના લાભનું કંઇ કામ કોઇ પણ કરતો, કે તેને બક્ષિસ, માન, જાગીર વગેરે આપીને તેની તરતજ એ કદર કરતો. મરાઠા સરદારોના જે ભભકાબંધ ઇલકાબો આજ પણ સાંભળવામાં આવે છે, તેમાંના ઘણાખરાની ઉત્પત્તિ રાજારામના વખતમાં થઇ હતી. આ ઇલકાબો-થી મરાઠા સરદારોનાં પરાક્રમ વિશ્વવિખ્યાત થયાં અને તેમની કીર્તિ ઇતિહાસમાં અજરામર થઇ. શેઠ તરફથી નોકરના કામની કદર થાય, એટલે નોકરને એક પ્રકારનો રંગ ચડે છે અને તે વિશેષ પરાક્રમ કરે છે. એવીજ સ્થિતિ આ વખતે હતી. મરાઠાઓની હિંમત અને ધાક જે પછીથી આખા દેશને જણાયાં, તેની મૂળ ઉત્પત્તિ આ વખતથી થઈ. તેનું કારણ કેટલેક અંશે તે વખતની પરિસ્થિતિ હતું; પણ ઘણે અંશે રાજારામનો આ ગુણ હતો. વાસ્તવિક રીતે રાજારામની કારકિર્દી એટલે કાર્યકુશળ માણસો ઉપજાવવાની ઉત્તમ ખાણ, સ્વદેશાભિમાન શિખવવાની ઉત્તમ શાળા અને પરાક્રમ કરી કીર્તિ મેળવવાની ઉત્તમ રંગભૂમિ હતી, એમ કહીએ તો એમાં કંઇ ખોટું નથી. શિવાજીએ જે રાજ્યનો પાયો નાખ્યો, તે રાજ્યની ખીલવટ રાજારામના આ વખતમાં થઈ. ભયંકર આફત આવવાને

લીધે એ ખીલવટને એક જાતનું ઉદાત્ત સ્વરૂપ મળ્યું. અર્થાત્ ઇતિહાસમાં મરાઠાઓનું નામ જે આટલું ગવાયું છે તેનું મૂળ બીજ રાજારામની આ દશ વર્ષની કારકિર્દીમાં વવાયું.

સ્વાર્થત્યાગ એ બીજો ગુણ રાજારામમાં મુખ્યત્વે હતો. તેણે ક્ષુદ્ર લાભ તરફ કદી દૃષ્ટિ ન કરતાં એકંદર રાજ્યનું હિત થાય તેવુંજ વર્તન હંમેશાં રાખ્યું. યેસૂબાઇના પુત્ર ઉપર તેને પેટના દીકરા જેવું હેત હતું. શાહુને છોડવવા માટે તે હંમેશાં આતુર હતો, અને રાજ્યનો ખરો હકદાર શાહુ છે એ કદાપિ વીસર્યો ન હોતો.

તેણે સંતાજીનો વધ થવા દીધો, એ તેના ઉપર એક મોટું કલંક છે. પણ તેમાં તેનો હાથ હતો એમ કહી શકાય નહીં. એટલું ખરૂં કે ધનાજી તરફ તેનું વિશેષ વલણ હતું; છતાં એટલા ઉપરથી તેણે તેનો વધ કરાવ્યો અથવા જાણવા છતાં તેનો અટકાવ ન કર્યો એમ માનવા કારણ નથી.

રાજારામની કારકિર્દીનો કેટલોક યશ તેના સલાહકાર રામચંદ્રપંત તથા પ્રલ્હાદપંતને પણ આપવો જોઇએ. આ બંનેએ રાજ્યની સેવા નિઃસ્વાર્થવૃત્તિથી કરી અને રાજારામે પણ તેમનું તેવુંજ માન સાચવ્યું. આ બંનેની યોજના અને સંતાજી તથા ધનાજી અને પરશુરામ ત્ર્યંબક તથા શંકરાજી નારાયણ એ બે જોડીનું પરાક્રમ એ બધાના યોગથી પ્રસ્તુત આફતનું નિવારણ થયું એમ કહી શકાય.

તે સમયના બીજા કોઇ રાજા જોડે રાજારામની સરખામણી કરી શકાય તેમ નથી. ઇંગ્લંડમાં આ વખતે રાજ્યક્રાન્તિ પછી ત્રીજો વિલિયમ રાજા રાજ્ય કરતો હતો. એ રાજ્ય એક મોટી આફતમાંથી છુટીને આ સમયે સુધારા ઉપર આવતું હતું, જ્યારે આ મરાઠી રાજ્યની તો હજી કેવળ શરૂઆત હતી. વળી આફતમાંથી છુટવા સિવાય રાજ્યવ્યવસ્થાનું કાંઇ કામ કરવાની રાજારામને સવડજ મળી નથી. એટલે રાજ્યકર્તા તરીકેની તેની યોગ્યતા ઠરાવી શકાય તેમજ નથી, તેમજ તેની સરખામણી થઇ શકે એમ નથી. જો તે વધારે વર્ષ જીવ્યો હોત, તો તેના કંઇક વિશેષ ગુણ દૃષ્ટિએ પડયા હોત.

---

# પ્રકરણ ૧૪ મું.

## છત્રપતિ નાનો શિવાજી.

(૧) **બાદશાહની રખડપટ્ટી**—શંભાજીનો શિરચ્છેદ તા. ૧૧ માર્ચ સને ૧૬૮૯ ને રોજ થયો અને તા. ૧૯ ઑક્ટોબર સને ૧૬૮૯ ને રોજ રાયગઢ લેવાયો તથા શંભાજીનું કુટુંબ બાદશાહના કબજામાં આવ્યું. બાદશાહે માન્યું કે હવે મારો હેતુ પાર પડયો. પરન્તુ ખરી રીતે તો તેના જીવનના અત્યંત દુઃખી ભાગની તે વખતથીજ શરૂઆત થઇ. એક ઠેકાણે રહીને આખા મોટા દેશ ઉપર રાજ્ય ચલાવવું તેને માટે અશક્ય થઇ પડયું હતું. નવીન જીતેલો મુલક તાબામાં રાખવો, તથા મરાઠાઓને જીતવા એ બંને કામ એક સાથે બને તેવાં ન હતાં. એટલે તેની ઘણી મહેનત વ્યર્થ ગઇ. ઉત્તરહિંદમાં જ્યાં ત્યાં બંડો શરૂ થયાં. તેનો હુકમ કોઇ માનતું નહીં અને કારભાર ચાલતો નહીં. તેના અમલદારો લાંચ ખાવા લાગ્યા, અને જમીનદારો સામે થવા લાગ્યા. ખુદ રાજધાનીના આગ્રા પ્રાંતમાં પણ એ સ્થિતિ થઈ, તો પછી બીજા પ્રાંતનું તો પૂછવું જ શું ? વિદ્યાકળાનો તો કેવળ લોપ થઇ ગયો. ઔરંગઝેબના વખતમાં એક પણ સુંદર ઇમારત, એક પણ સુંદર હસ્તલિખિત પુસ્તક કે એક પણ સુંદર ચિત્ર બન્યું નથી અને બધો પૈસો દક્ષિણની લડાઇમાં ખવાઇ ગયો. છતાં સિપાઈઓનો પગાર પણ વખતસર અપાતો નહોતો અને તેથી તેઓ વખતોવખત તોફાન કરતા. એકલો બિચારો મુર્શિદ કુલીખાન બંગાળાનું મહેસુલ નિયમિત રીતે મોકલતો એટલે બાદશાહને ખાવાનું પણ મળતું. પરન્તુ એકંદરે દક્ષિણે બાદશાહને ગળી લીધો. સને ૧૬૮૮ ના નવેમ્બરમાં વિજાપુરમાં ગાંઠીઓ તાવ શરૂ થયો. ગરીબથી તે શ્રીમંત સુધીના અસંખ્ય માણસોના તેમાં જીવ ગયા. ખુદ બાદશાહની બેગમ ઔરંગાબાદી મહાલ પણ તેનો ભોગ થઇ. બાદશાહે તેથી મુકામ

બદલ્યો, અને પાંચેક વર્ષ આમ તેમ આથડી છેવટે તા. ૨૦ મે સને ૧૬૯૫ ના રોજે બ્રહ્મપુરીમાં તેણે કાયમની છાવણી કરી. ત્યાં તે સતત ચાર વર્ષ રહ્યો. દરમિયાન જિંજી તાબે થયું પણ રાજારામ હાથ આવ્યો નહીં અને મરાઠાઓનું બળ તો વધતું જ જણાયું. બાદશાહને લાગ્યું કે સેનાપતિઓ દીલ દઇને કામ કરતા નથી, એટલે એ ૮૧ વર્ષનો ડોસો જાતે કમ્મર બાંધીને મરાઠાના કિલ્લાઓ લેવાને નીકળ્યો. આ વખતની તેની ફોજની સ્થિતિ ઘણી બુરી હતી. નદીઓના પુરમાંથી તેને દોડી દોડીને ઉતરવું પડતું અને રસ્તાઓ કાદવથી ભરેલા હતા. જનાવરો બિચારાં ભૂખ અને થાકથી ટપોટપ મરી પડતાં હતાં. દુકાળ તો કાયમનોજ હતો. સરદારો બધા કંટાળી ગયેલા, પણ ડોસા આગળ કોઇથી એક શબ્દ બોલાય નહીં. નસરતજંગ, ફિરોજજંગ, સુનીયતખાન, મહમદ મુરાદખાન, તર્બિયતખાન, અને ફત્તુલ્લાખાન એ મોટા મોટા સરદારો વચ્ચે વિરોધ હતો; અને એ વિરોધમાં બાદશાહનું બધું બગડયું. કોઇ કોઇનું માને નહીં. જે કાંઇ કામ કરવું હોય તે જાતે કરવું પડે. બીજો કોઈ તેને હાથ પણ અડકાડે નહીં. આવી સ્થિતિમાં બાદશાહે મરાઠાના કિલ્લાઓ કબજે કરવાનો જે છેવટનો પ્રયત્ન કર્યો, તેનો નીચે બતાવેલો કાલક્રમ ધ્યાનમાં લેતાં તેની રખડપટ્ટીનો ખ્યાલ આવી શકશેઃ—

(૧) તા. ૯ નવેમ્બર ૧૬૯૯ ને રોજ બ્રહ્મપુરી છોડી કરાડને રસ્તે થઇને તા. ૨૫ નવેમ્બરને દિવસે તેણે કરાડની પાસેનો વસંતગઢ લીધો.

(૨) પછી પન્નાળા ઉપર ચડવાનો દેખાવ કરીને સતારા ઉપર સવારી કરી. તા. ૮ ડિસેમ્બર ૧૬૯૯ થી તા. ૨૧ એપ્રિલ ૧૭૦૦ સુધી સતારાને ઘેરો ઘાલી તેને કબજે કર્યો.

(૩) તા. ૩ એપ્રિલ ૧૭૦૦ થી તા. ૯ જૂન ૧૭૦૦ સુધી પરલીગઢને ઘેરો ઘાલી તેને કબજે કર્યો.

(૪) સન ૧૭૦૦ નું ચોમાસું ખવાસપુરમાં ગાળ્યું.

(૫) તા. ૯ માર્ચ ૧૭૦૧ થી તા. ૨૮ મે ૧૭૦૧ સુધી પનાળાને ઘેરો ઘાલી પવનગઢ કબજે કર્યો.

(૬) તા. ૧૬ જૂન ૧૭૦૧ ને રોજ વર્ધનગઢ કબજે કર્યો.

(૭) સન ૧૭૦૧ નું ચોમાસું ખતનુનમાં ગાળ્યું.

(૮) તા. ૬ ઑકટોબર ૧૭૦૧ ને રોજ નાંદગિરિ તથા ચંદન-વંદન ફત્તુલ્લાખાને કબજે કર્યા.

(૯) તા. ૨૬ ડિસેમ્બર ૧૭૦૧ થી તા. ૪ જૂન ૧૭૦૨ સુધી વિશાળગઢને ઘેરો રાખ્યો.

(૧૦) વિશાળગઢથી અત્યંત ત્રાસદાયક પ્રવાસ કરીને ૧૭૦૨ નું ચોમાસું બહાદુરગઢમાં ગાળ્યું.

(૧૧) તા. ૨૭ ડિસેમ્બર ૧૭૦૨ થી તા. ૮ એપ્રિલ ૧૭૦૩ સુધી સિંહગઢને ઘેરો રાખ્યો.

(૧૨) સન ૧૭૦૩ નું ચોમાસું પુનામાં ગાળ્યું.

(૧૩) તા. ૨ ડિસેમ્બર ૧૭૦૩ થી તા. ૧૬ ફેબ્રુઆરી ૧૭૦૪ સુધી રાજગઢને ઘેરો રાખ્યો.

(૧૪) તા. ૨૩ ફેબ્રુઆરી ૧૭૦૪ થી તા. ૧૦ માર્ચ ૧૭૦૪ સુધી તોરણાને ઘેરો રાખ્યો.

(૧૫) સન ૧૭૦૪ નું ચોમાસું પુનાની ઉત્તરે ખેડમાં ગાળ્યું.

(૧૬) તા. ૮ ફેબ્રુઆરી ૧૭૦૫ થી તા. ૨૭ એપ્રિલ ૧૭૦૫ સુધી વાકિનખેડા મુકામ.

(૧૭) સન ૧૭૦૫ નું ચોમાસું દેવાપુરમાં ગાળ્યું.

એ દેવાપુરમાં બાદશાહ માંદો પડયો, અને માંદગીમાં પણ કામ ચાલુ રાખવાથી મંદવાડ વધતો ચાલ્યો. માણસોને ચિંતા થઇ પડી કે બાદશાહનું મરણ થતાં આપણું શું થશે. છેવટે બધાની વિનંતિને માન આપીને તા. ૩ નવેમ્બર ૧૭૦૫ ને રોજ બાદશાહ દેવાપુરથી પાછો ફર્યો અને તા. ૫ ડિસેમ્બરે બહાદુરગઢ આવ્યો. ત્યાંથી તે

તા. ૨૦ જાન્યુઆરીના ૧૭૦૬ ના રોજ અહમદનગર પહોંચ્યો અને ત્યાં એક વર્ષ દુઃખમાં ગાળી તેણે સ્વર્ગવાસ કર્યો.

શત્રુને કપટ પ્રયોગથી મહાત કરવાની કળામાં ઔરંગજેબ નિપુણ હતો. મરાઠાઓ પ્રત્યે પણ તેણે અનેક દાવપેચ ચલાવ્યા. કપટવિદ્યાના બળથી કોઇપણ અડચણમાંથી છુટવાને તેના જેવી આવડત બીજામાં ભાગ્યેજ હશે. આ પ્રસંગે તેણે રામચંદ્રપંત તથા પરશુરામ ત્ર્યંબકને ફોડવા માટે કેટલાક પત્રો લખેલા અને એવી યુક્તિ કરેલી કે એકનો કાગળ બીજાના હાથમાં અગર તારાબાઇના હાથમાં જાય. તારાબાઇને વહેમ આવેલો કે રામચંદ્રપંત ફુટેલો છે એ આ કાગળો ઉપરથી જ.

બાદશાહે પરશુરામપંતને લખેલું કે: " દુષ્ટ રાજારામના કિલ્લા કબજે લેવા તથા તેને ઠાર મારવા અમારૂં લશ્કર ચડી આવે છે. થોડા જ દિવસમાં અમારો મુકામ મિરજ થશે. ખુદાની મહેરબાની-થી એ દુષ્ટના સઘળા કિલ્લા અને મુલક અમારા કબજામાં આવશે અને એ અભાગી રાજારામની દશા તેના દુષ્ટ ભાઇના જેવી જ થશે. મરાઠાના કેટલાક કિલ્લેદારો અમારા પક્ષમાં આવવા ઇચ્છે છે તે પ્રમાણે તમે પણ અમારા પ્રથમના પત્ર પ્રમાણે તમારૂં સુભાગ્ય હોય તો તમારો કિલ્લો (પન્નાળા) અમારે તાબે સોંપશો, તો તમારા ઉપર અમારી મોટી મહેરબાની થશે અને તમને મોટી જાગીર મળશે. ખુદા જો તમને સુબુદ્ધિ ન સુઝાડે, તો કિલ્લો તો અમે લેશું જ, પછી તમારૂં શું થશે તેનો વિચાર તમે કરી લેજો. તમને અને તમારા કુટુંબનાં નાનાં મોટાં તમામ માણસોને પકડી પકડીને ઠાર મારવામાં આવશે તે જાણશો."

એવોજ એક પત્ર રામચંદ્રપંતને લખેલો: "સુભાગ્યે લાંબી નજર પહોંચાડીને તમે જે પત્ર શુભ ચોઘડીએ તર્બિયતખાનને લખેલો તે અમારા વાંચવામાં આવ્યો. એની બધી બાબતો અમને કબુલ છે. માત્ર અમે એટલું જ જણાવીએ છીએ કે ભરોસાનો

અને નિષ્ઠાનો જે માર્ગ તમે લીધો છે તે જ પકડી રાખશો, અને લખવા પ્રમાણેની બધી વાતો ઉતાવળથી કરી બતાવશો, અને એ દુષ્ટ રાજારામનો આશરો છોડી દેશો. એ દુષ્ટના ક્ષણિક આયુષ્યની જો હજુ પણ થોડી પળ બાકી હોય, અને અમારાથી ડરીને નાસી જવાની તેની મરજી હોય, તો તમેજ બધા કિલ્લાઓ અમને સોંપી દેશો. ખુદા તમને સદ્‌બુદ્ધિ આપે, અને જો એ બંને વાતો તમે કરશો તો તમને ઉત્કૃષ્ટ માન આપીશું અને ઉત્તમોત્તમ બક્ષિસો તથા મનસબ આપીશું. પણ જો તમને દુર્ભાગ્યવશાત્ તમારા નફા-નુકસાનની સમજ ન પડે, અને તમારા કાગળમાં જણાવેલી સઘળી બાબતો ફોગટ નીવડે, તો પછી તમારૂં અને તમારા રાજાનું થવું હશે તે થશે. બૈરાં છોકરાં સાથે બધાનાં શીર ઉરાડી દેવામાં આવશે તે જાણશો. ”

તર્બિયતખાન એ બાદશાહના તોપખાના ઉપર હતો. અને સતારાના ઘેરા વખતે રામચંદ્રપંત ઉપર બાદશાહે લખેલો એક પત્ર પરશુરામના હાથમાં આવેલો એમ જે ગ્રાન્ડ ડફ જણાવે છે, તે આજ પત્ર હોવો જોઇએ. એવી જ રીતે ઔરંગઝેબે પરશુરામને પણ તા. ૨૭ મે સન ૧૭૦૨ના રોજ એક પત્ર લખેલો કે, “ અમારા ધર્મના સોગનથી અમે તમને જણાવીએ છીએ, કે તમારા ગુના માફ કરવા લાયક નથી; પણ શાહજાદા અને બેદરબખ્તે તમારી ઘણી સિફારસ કરી જણાવ્યું છે કે તમે ખેલણા કિલ્લો અમને સોંપી દેવા તૈયાર છો. પણ તમે લેખી વચન માગો છો કે (૧) એ કિલ્લો લીધા પછી બીજા કિલ્લાઓ ન લેવા ને બાદશાહે પાછા જાવું; (૨) તમારા પૈકી કોઇના પણ જીવની હાનિ ન થાય, અને (૩) એ બાબતો કબુલ હોવા બદલ શાહજાદાને લખી જણાવવું. એ સંબંધમાં જણા-વવાનું કે તમે કિલ્લો ખાલી કરી શરણે આવશો એટલે તમારા કોઇના જીવની હાનિ ન કરતાં અમારૂં લશ્કર પાછું આવશે. અમારા આ વચન ઉપર ભરોસો રાખીને કિલ્લો સોંપી દેશો. વિલંબ ન કરવો. તે

જાણુશો." એ કિલ્લો તે પછી તા. ૭ જુન ૧૭૦૨ ના રોજ તેમના કબજામાં ગયો. આ પ્રમાણે ઔરંગઝેબની કપટવિદ્યા એક સરખી ચાલુ હતી.

**(૨) નાના શિવાજીનો રાજ્યાભિષેકઃ**—રાજારામના મરણુના ખબરથી બાદશાહ તથા તેના મુસલમાન અનુયાયીઓમાં ઘણો આનંદ ફેલાઇ રહ્યો, અને લશ્કરમાં બધે જયઘોષ કરવામાં આવ્યો. બાદશાહને લાગ્યું કે હવે મરાઠાઓનું પડી ભાગ્યું. રાજારામની સ્ત્રી અને તેના બે નાના છોકરાને જીતી લેતાં શી વાર? પણ મરાઠાઓની સંઘશકિત અને તેમનું ક્ષાત્રતેજ દિવસો દિવસ વધતું જતું હતું એ તેના ધ્યાનમાં રહ્યું નહીં. રાજારામના વખતમાં જ લોકોને એક પ્રકારનો રંગ ચડયો હતો, અને તેમાં રામચંદ્રપંતે પુરણી કરી. રાજારામના મરણના સમાચાર લખતાં તેણે બધા સરદારોને જણાવ્યું કે, "હવે રાજ્યની સંભાળ તમને છે. બધી આબરૂ તમારી છે." આ શબ્દો વાંચી સરદારોને પાણી ચડયું, અને તેઓ તેને રાજારામને ઠેકાણે સમજી તેનો હુકમ ઘણી કાળજીથી માનવા લાગ્યા. વળી રામચંદ્રપંતે બધા સરદારોને બોલાવી સિંહગઢ ઉપર દરબાર ભર્યો. અને ભવિષ્યના કર્તવ્યની સમજ પાડીને બધાને અંતઃકરણથી મદદ કરવા વિનંતિ કરી. સરદારોએ પણ તેને આશ્વાસન આપી મદદની ખાતરી આપી. તેવામાં શાહુ તરફથી ભીમાજી હુજરે અને બંકી ગાયકવાડ મારફત સંદેશો મળ્યો કે, "કાળજીથી રાજ્ય સંભાળો અને મને છોડાવો." આથી દરબારમાં શાહુને માટે પણ બહુ પ્રેમ તથા આદર ઉત્પન્ન થયો.

રામચંદ્રપંતનો એક પત્ર કાનોજીરાવ દેશમુખ ઉપરનો મળી આવેલો છે. તેમાં તે જણાવે છેઃ "કોકણુમાં શીદીએ બહુ તોફાન મચાવેલું છે, માટે તેની ખબર લેવા અમે મલ્હારરાવને સાત હજાર માણસો સાથે મોકલ્યો છે અને હું જાતે પણ નીકળ્યો છું. તેથીજ

તમને આ પત્ર પહોંચે કે તરત તમે પણ તમારા બધા માણસો સાથે બહુજ ઉતાવળથી અમને આવી મળશો. એક ઘડીનો પણ વિલંબ ન કરશો. જો પ્રસંગ ચુકશો તો દુશ્મનનું કામ કરશો. માટે ઘણી જ ઉતાવળથી આવશો. વિલંબ થશે તો બધી ગોઠવણનો અપજશ તમને મળશે." આ પત્ર ઉપરથી તેની ત્વરા અને કાર્યદક્ષતા જણાઇ આવે છે.

પછી ધનાજી જાદવ વગેરે સરદારોને ઠેક ઠેકાણે બંદોબસ્ત માટે ગોઠવી દીધા, અને રામચંદ્રપંત પોતે સિંહગઢ છોડી રાણીઓની પાસે દિલાસા માટે આવ્યો. સાધારણ વાતો થયા પછી હવે પછીની વ્યવસ્થાનો પ્રશ્ન નીકળ્યો. ત્યારે તારાબાઈએ જણાવ્યું કે શિવાજીને જનોઇ આપીને રાજ્યાભિષેક કરો. રામચંદ્રપંતને એ ગમ્યું નહીં. તેણે સલાહ આપી કે શાહુને છોડાવ્યા પછી બંનેને સાથે જનોઈ અપાય એ ઠીક. પણ તારાબાઇએ આગ્રહ પકડયો. તારાબાઇને આ પહેલાંજ વહેમ આવેલો હતો કે રામચંદ્રપંત મોગલોને મળી ગયેલો છે અને એ વહેમને આ સલાહથી તથા પરશુરામની ભંભેરણીથી પુષ્ટિ મળી. પરશુરામને પ્રતિનિધિપદ જોઇતું હતું, પણ રામચંદ્રપંતે તે હનમંતેને આપ્યું એટલે પરશુરામનું વેર વધી પડયું હતું. તે તથા શંકરાજી નારાયણ બંને તારાબાઇને મળી ગયા અને તેનું કહેવું કબુલ રાખવા આગ્રહ પકડયો. રામચંદ્રપંતે આ વખતે સમય વર્તીને કલહ મટાડવા પોતાનો મત છોડી દીધો અને રાજ્યનું શ્રેય થાય તેમ કરવા સૌને જણાવ્યું. તેથી જનોઇ આપવાનો છેવટે નિશ્ચય થયો અને તેમ કરી શિવાજીને રાજ્યાભિષેક કર્યો (ઇ. સ. ૧૭૦૧) એ વખતે જુના આઠે પ્રધાનોને કાયમ રાખ્યા. માત્ર પ્રતિનિધિપદ હનમંતે પાસેથી લઇને પરશુરામને આપ્યું. વળી ઘાટગેની પુત્રી ભવાનીબાઇ સાથે શિવાજીનાં લગ્ન કરવામાં આવ્યાં. આ વખતે શિવાજી દસ વર્ષનો હતો. રાજસબાઇને તથા તેના ત્રણ વર્ષના પુત્ર શંભાજીને તારાબાઇએ કેદ કર્યાં.

આ નવીન વ્યવસ્થાથી મરાઠા રાજ્યમાં એક બે અનિષ્ટ પ્રકારો

શરૂ થયા. અને ભવિષ્યમાં કુસંપ થવામાં આ પ્રકારોજ ઘણે અંશે કારણભૂત થયા. સરદારોમાં અંદર અંદર ધીમે ધીમે વૈમનસ્ય વધતાં ગયાં અને તેને પરિણામે પછીનાં સાઠ વર્ષોમાં અનેક ભાંજગડો ઉભી થઈ. તારાબાઇએ આ રીતે મરાઠી રાજ્યમાં કુસંપનાં બી વાવ્યાં. એ બાઇ અતિશય મહત્ત્વાકાંક્ષી, દીર્ઘસૂત્રી, સ્વાર્થસાધક અને હિમ્મતવાન હતી. રાજારામની હયાતીમાં તેને કાંઇ તક મળી નહીં, પણ તેના મરણ પછી તેણે આ તકનો લાભ લઈ આ કુસંપનાં બી વાવ્યાં, તેથી એકંદરે રાજ્યને ઘણું નુકસાન થયું. રાજ્યનો ખરો વારસ શાહુ છે એ રાજારામે અનેક વખત જણાવેલું, એટલુંજ નહીં, પણ તેને છોડાવી લાવવા માટે પ્રયત્ન પણ કરેલા. વળી, એ જાતે શાહુના વતી રાજ્ય ચલાવતો હતો, અને નાના મોટા બધા સરદારો પણ એમજ માનતા હતા. રાજારામના અનેક કાગળોમાં પણ તેવો ઉલ્લેખ છે. યેસૂબાઇનો પૂર્ણ ભરોંસો તેના ઉપર હતો અને તે કદાપિ તેને ભૂલી ગયો નહોતો. છતાં તેના મરણ પછી શત્રુ બારણા પાસે બેઠેલો હોવા છતાં શાહુ કેદમાં હતો તેનો લાભ લઇને તારાબાઇએ દૂરદર્શીપણે ભવિષ્યનો વિચાર ન કરતાં માત્ર સ્વાર્થ સાધવાનો આગ્રહ કર્યો; અને રામચંદ્રપંત જેવા સુજ્ઞ કાર્યદક્ષ પુરુષની સલાહને અવગણીને તેણે શિવાજીને રાજ્યાભિષેક કરાવ્યો. પરશુરામપંતને બાજુમાં લઇને તેણે રામચંદ્રપંતનું દિલ દુભવ્યું, છતાં રામચંદ્રપંતે તેને કદી દગો દીધો નહીં; અને કલહ કરવા કરતાં તેને અનુકૂળ થઇને ચાલવું ઇષ્ટ સમજીને તેણે કારભાર ચલાવ્યા કર્યો. પણ તેમ થતાં સ્વ. શિવાજી મહારાજે બધી બાબતોનો નિર્ણય રાજ્યહિતનો વિચાર કરીને કરવો એવું જે ઉદાત્ત ધોરણ બાંધ્યું હતું તે એક બાજુ રહ્યું, અને કુસંપ વધતો ચાલ્યો. તેના પરિણામે રાજ્યને ઘણું નુકસાન થયું.

બીજી અનિષ્ટતા આના કરતાં પણ વધારે વિઘાતક હતી. રાજ્યવ્યવસ્થા, લશ્કર, લડાઈ અને લૂટ વગેરે બાબતના શિવાજીના

નિયમો લગભગ ભુલાઇ ગયા. સતત પચિશ વર્ષથી શત્રુ આંગણે આવી બેઠેલો હતો એટલે બધાજ લોકોને લડાઇમાં ભાગ લેવાની આવશ્યકતા હતી; અને તેટલા માટે બધાજ લોકોમાં લડવાનો આવેશ ઉત્પન્ન કરવાની જરૂર હતી. આ માટે બધાને કાંઇ લાલચ પણ બતાવવી જોઇએ. એટલે પૂર્વના સખ્ત નિયમો રદ થયા અને લૂટ વગેરેના જે તે ધણી થઇ પડવા માંડયા. તેજ પ્રમાણે મોગલાઇ મુલક પણ જે સરદાર જીતે તેને જ તેની સંભાળ પણ સોંપવી પડતી. આ વ્યવસ્થાનો લાભ તત્કાળ હતો; પણ પછીથી તે અપાયકારક થઈ પડી. જાગીરો વગેરે દરેકને આપી દેતાં એકંદર રાજ્યના કકડા થઇ ગયા અને એકવાર એવો ધારો પડયો તે પછીથી આગળ પણ ચાલુ રહ્યો. પણ તેમ થતાં શિવાજીનો પ્રધાનહેતુ બદલાઇ ગયો. માત્ર પ્રસ્તુત સ્થિતિમાં તેથી રાજ્યનો બચાવ થયો. તારાબાઇના વખતમાં ઘણીજ અવ્યવસ્થા અને કુસંપ ચાલતાં આ ગોટાળો વધતો ગયો. સૌ એમ માનવા લાગ્યા કે મરાઠી રાજ્ય ઉપર શૂરવીર, બુદ્ધિમાન અને સાહસિક એવા સઘળા સરદારોનો સામયિક હક્ક છે; અને એટલે જે કોઈ જેટલું જીતી લાવે તેટલું તેનુંજ છે. સરદારોમાં એથી એક જાતનું જોમ આવ્યું અને તાત્કાલિક આપત્તિનું નિવારણ થયું; પણ એકવાર શરૂ થયેલી એ પદ્ધતિ પાછી બંધ થઇ શકી નહીં. એ છ સાત વર્ષમાં મરાઠાઓનો વિસ્તાર ઘણો વધ્યો. હવે તે માણસ એક ચપળ ઘોડો, બંદુક, તલવાર અને ભાલો મેળવીને સિપાઇ બની જતો. અને એવા માણસોની એક ટુકડી બની કોઇ પણ સરદારને આગળ કરી ગમે તે મુલકમાં પેસી જતી. જેટલું જીતે તેટલું તેનું જ હતું. ખર્ચનો કંઇ પ્રશ્ન રહેતો નહોતો. કેમકે ખર્ચ બધો લૂંટમાંથી મળી જતો. આ રીતની ટુકડીઓ દશરાથી બહાર પડતી, અને મૃગશરના વખતે પાછી આવતી. આખા દેશમાં આવી ટુકડીઓ ફેલાઇ ગઇ.

તારાબાઇ પણ જબરી મહેનતુ હતી. જુદા જુદા કિલ્લાઓ

ઉપર ફરતી રહીને તેણે દરેક ઠેકાણાનો ઘટતો બંદોબસ્ત કર્યો. અને ધનાજીએ મેદાનમાં લડાઇઓ લડીને મોગલોને થકવી દીધા. એજ રીતે બીજા સરદારોએ પણ જ્યાં ત્યાં ઉચ્છેદ ચલાવ્યો.

**(૩) મહારાષ્ટ્રના કિલ્લાઓનો કબજો** (ઇ. સ. ૧૬૯૯-૧૭૦૫)—સને ૧૬૯૯માં બાદશાહ જાતે કિલ્લાઓ લેવા નીકળ્યો. તે વિશ દિવસે વસંતગઢ આવ્યો. એ કિલ્લો તેણે ત્રણ દિવસમાં લીધો અને ત્યાંથી તે મિરજ આવ્યો. અહીં તેને અજીતશાહ આવી મળ્યો. એ જ વખતે રાજારામ ઉત્તર તરફ ચઢી ગયો હતો. પન્નાળા મિરજની નજીક છે એટલે બાદશાહ તે તરફ આવશે એમ ધારી રામચંદ્રપંતે તેનો બંદોબસ્ત ઉત્તમ રીતે ગોઠવ્યો. પણ બાદશાહ એ તરફ ન આવતાં સતારા તરફ વળ્યો.

**સતારાનો કિલ્લો અને પ્રયાગજી અનંત** (૮ ડિસેંબરથી ૨૧ એપ્રીલ)—સતારાનો બંદોબસ્ત બરાબર નહોતો. અંદર સામગ્રી પણ પુરતી નહોતી. બાદશાહ ઉત્તર બાજુએ રહ્યો. અજીમશાહ પશ્ચિમ બાજુએ રહ્યો, અને બીજી બંને બાજુએ તર્બિયતખાન તથા સર્જેતખાન રહ્યા. આ રીતે પાકો બંદોબસ્ત કરી નાકેબંધી કરી. કિલ્લાનો હવાલદાર પ્રયાગજી અનંત નામનો મરાઠો હતો. શિવાજીના વખતનો એ કેળવાયલો હોઇને કિલ્લાનું સંરક્ષણ તેણે ઘણી ચતુરાઇથી કર્યું. કિલ્લા ઉપર રહીને તેણે મોટા મોટા પત્થર ફેંકીને અને ગોળીઓનો વરસાદ વરસાવીને મોગલોને તોબા પોકરાવી. બીજી બાજુ મોગલોને અનાજ પણ મળતું નહીં. આસપાસનો વિશ ગાઉ સુધીનો મુલક મરાઠાઓએ બાળીને ઉજ્જડ કરી નાખ્યો અને દૂરથી કંઇ અનાજ કે સાધન આવતું તો તેને મરાઠાઓ લૂંટી લેતા. કિલ્લાની અંદરના માણસોને પરશુરામપંત પરળીના કિલ્લા ઉપરથી અનાજ વગેરે મોકલ્યા કરતો. આ પ્રમાણે ત્રણ ચાર મહીના ગયા એટલે બાદશાહ મુંઝવણમાં પડયો. તર્બિયતખાને તે વખતે તોડ કાઢયો. તેણે ઇશાન તરફના ભાગમાં બે મોટી સુરંગો ખોદાવી. આ સુરંગોની

બાતમી કિલ્લાની અંદરનાં માણુસોને બિલકુલ મળી જ નહીં. સુરંગ કેવી ઉડે છે તે જોવાને બાદશાહની સવારી ઘણા ઠાઠમાઠથી બહાર આવી અને તે ઠાઠ જોવાને અંદરનાં માણુસો પણ કિલ્લાના બુરજ ઉપર જથાબંધ ઉભરાયાં. સુરંગ ફોડતાં જ મોટો ધડાકો થયો અને ડુંગરનો એક મોટો કકડો એ આખા બુરજ સાથે ઘણા જોરથી આકાશમાં ઉછળી કિલ્લાની અંદર પડયો. પડતાંની સાથે સેંકડો મરાઠા એકી વખતે ચગદાઇ ગયા અને તે જ વખતે મોગલ લશ્કર અંદર આવવા માટે જોરથી આગળ ધસ્યું. બીજી સુરંગ પણ એ જ રીતે અંદર ઉડશે એમ તેમનું અનુમાન હતું. પણ મોગલ લસ્કર નજીક આવતાં જ એ સુરંગ ફૂટી અને તેની જ સાથે કિલ્લાનો તે ભાગ ઉછળીને મોગલો ઉપર એકાએક પડયો. પરિણામે તેમનાં પણ બે હજાર માણુસો મરાયાં. બાદશાહને તે જોઇ ઘણું જ દુઃખ થયું. હવાલદાર પ્રયાગજી માટી અને પથરાના ઢગલામાં દબાયો, પણ તેને કાંઇ ઇજા ન થતાં તે ભાગ્યયોગથી બચી ગયો. આ રીતે અકસ્માત્ થતાં લોકોને ઉલટું જોમ ચઢયું અને તેઓ બુરજ વગેરે દુરસ્ત કરી લઇ ફરી લડવા તૈયાર થયા. મુસલમાનોમાં તો હવે હિમ્મત રહી જ નહોતી. પણ બાદશાહ જાતે આગળ આવ્યો અને સૌને સમજાવ્યા ત્યારે ફરી તેઓ પણ લડવા આગળ આવ્યા. પણ હવે મરાઠાઓથી વધારે વખત ટકી રહેવાય તેમ નહોતું. સામગ્રી ખૂટી હતી, ઘણાં માણુસો મરાયાં હતાં, અને રાજારામના મરણુની બાતમી આવી. પ્રયાગજી પણ થાકી ગયો હતો. આથી પરશુરામે કિલ્લો ખાલી કરી સોંપી આપવાનું અજીમશાહ મારફત કહેવરાવ્યું અને તે બાદશાહે માન્ય કર્યું. પ્રયાગજીએ તરત જ કિલ્લો ખાલી કરી કુંચીઓ બાદશાહને મોકલી આપી. બાદશાહે એ કીલ્લો અજીમશાહ મારફત મળ્યો માટે તેનું નામ 'અજીમતારા' પાડયું.

પ્રયાગજી અનંત ફણુસે પનવેલનો રહેવાસી હતો અને સન ૧૬૪૯ થી શિવાજી પાસે રહેતો હતો. ત્યારથી તેની પાસે સતારા

તથા પરળીની સુબેદારી હતી. મરાઠી રાજ્યમાં ઘણા ફેરફારો થયા, પણ પ્રયાગજીની સુબેદારી કાયમ જ હતી. સતારામાં રાજધાની થતાં તેનું મહત્ત્વ વળી ઓર વધ્યું અને તેના ગુણ જણાઈ આવ્યા. છતાં ઇતિહાસમાં તેનું નામ તો આ ઘેરામાં તેણે બતાવેલા પરાક્રમથી અમર થયું. કિલ્લો ખાલી કરવો પડયો પણ તેમાં તેની કસુર નહોતી. ફરીને એ કિલ્લો તાબામાં આવતાં વળી તેની જ તે ઉપર નીમણુક થઇ. શાહુ છત્રપતિ આવ્યા પછી તે તેને મળેલો અને ત્યાર પછી તે તરત જ મરણ પામ્યો. પ્રયાગજીનો પુત્ર આપાજી અને તેના બે પુત્રો રાવજી તથા બાલાજી એ બંને વડોદરા રાજ્યના ઇતિહાસમાં પ્રખ્યાત છે. હાલ પણ તેના વંશજો વડોદરામાં છે.

**પરળી** ( સન ૧૭૦૦ના એપ્રિલની ૩ જીથી તે ૯ મી જુન સુધી )—સતારા કબજે આવ્યા પછી બાદશાહ પરળી (સજ્જનગઢ) તરફ વળ્યો. અહીં પણ તેના લશ્કરની ઘણી ખરાબી થઈ ત્યારે છેવટે થાકી જઇને બે મહિને મરાઠાઓએ આ કિલ્લો ખાલી કરી દીધો. આ પ્રસંગે ફતુલ્લાખાન મુખ્ય સરદાર હતો એટલે બાદશાહે આ કિલ્લાનું નામ ‘ નવરસતારા ’ પાડયું.

આ બંને કિલ્લાના સંબંધમાં ખાફીખાન જણાવે છે કે “ પરશુરામ પરળીના કિલ્લા ઉપર હતો. તે રાજારામના સમાચાર સાંભળી પરળીના કિલ્લેદારને પણ ન પૂછતાં બાદશાહને શરણે ગયો, એટલે કિલ્લેદાર ગભરાઇ જઈ કેટલીક સરતો કરી બાદશાહને કિલ્લો સોંપવા તૈયાર થયો. પરન્તુ આ વખતે સતારાનો પણ ઘેરો ચાલુ હતો. ત્યાંના કિલ્લેદાર સુભાનજી અને પરળીના કિલ્લેદાર વચ્ચે અણબનાવ હતો. તેણે બાદશાહને સમજાવ્યું કે હું બંને કિલ્લા સ્વાધીન કરી આપું છું. એટલે બાદશાહે તેને પાંચ હજારની મનસબદારી અને પરળીની કિલ્લેદારી આપી. શાહુ પાછો આવતાં સુભાનજીના દગાને લીધે તેનું અર્ધું વતન ખંડોજી ગુજરને આપ્યું.”

પણ પરશુરામ ત્ર્યંબક બાદશાહને મળી ગયો નહોતો જ. બાદશાહના કપટ ભરેલા પત્રોથી લોકોની એવી ઉલટી સમજ થઇ. બીજી બાજુ મરાઠાઓએ પણ બાદશાહને કપટજાળમાં ફસાવવાને કંઇ ઓછું કર્યું ન હોતું. અબુહુસેન કુતુબશાહ દોલતાબાદના કિલ્લા ઉપર કેદ હતો. તેના માટે એવા પત્રો ફેલાવ્યા કે તેને મરાઠાઓએ નસાડી મૂકયો અને જલદીથી તે ગોવળકોંડાનું રાજ્ય ફરી હસ્તગત કરે છે. અનેક મોગલ સરદારોને એ વાત ખરી લાગી અને તે પરથી તેઓ મરાઠાઓના પક્ષમાં આવ્યા. બાદશાહને એથી મોટી ફીકર થઇ પડી, અને તેણે તરત જ તેને દોલતાબાદથી ખસેડી ગ્વાલિયરના કિલ્લામાં રાખ્યો. વળી બહાદુરખાન નામનો એક હુશિયાર પઠાણ સરદાર દાઉદખાન પાસે કર્ણાટકમાં હતો, એ મરાઠાઓને મળી ગયો છે એમ માની બાદશાહે તેને કેદ કર્યો. પણ મરાઠાઓએ તેને છોડાવી પોતાના પક્ષમાં લીધો અને તેણે ઘણાં પરાક્રમ કર્યાં.

પરળીનો કિલ્લો જુન મહિનામાં બાદશાહના તાબામાં આવ્યો; પણ તે પહેલાં જ તેની પુષ્કળ ફોજની ખરાબી થઇ હતી. તેવામાં વળી ઘણા જોરથી ચોમાસું શરૂ થયું, એટલે તો ફોજની કેવળ દુર્દશા થઇ પડી. પાછા જવાનો પણ માર્ગ ન હોતો. શરદીથી જનાવરો મરવા લાગ્યાં અને સરસામાન તણાવા લાગ્યો. માણસોએ નદી ઉતરીને જવાનો વિચાર કર્યો, પણ નદીમાં ઉતાર નહોતો. કેટલાકે તરીને પાર જવાનો પ્રયત્ન કર્યો પણ તેમાંના નવદશાંશ તણાઇ ગયા. છેવટે ઘણી મુસ્કેલીથી બાદશાહની સવારી માણ નદીને કાંઠે ખવાસપુરમાં આવી અને ત્યાં છાવણી નાખીને લશ્કરની ફરી બધી વ્યવસ્થા કરી. ઉત્તર હિંદમાંથી પુષ્કળ પૈસો મંગાવ્યો અને બરાનપુર, વિજાપુર, હૈદરાબાદ તથા અમદાવાદના સુબાઓને પત્રો મોકલી નવી ફોજ તૈયાર કરી.

ચોમાસું પુરૂં થતાં ઝુલ્ફિકારખાન, તર્બિયતખાન તથા બેદરબખ્તને ૫૦ હજાર પાયદળ તથા ૩૦ હજાર સવાર આપીને બાદશાહે પન્નાળાના કિલ્લા ઉપર મોકલ્યા. આ ઘેરો બે મહિના ચાલ્યો અને

તેની દેખરેખ માટે બાદશાહ જાતે મિરજ આવ્યો. આ વખતે ઘેરો ઉઠાવવાને ધનાજીએ બહુ પ્રયત્ન કર્યો. તેણે આસપાસના પાંચ ગાઉ સુધીનો ભાગ ઉજડ કરી લશ્કર માટે આવતું ધાન્ય લૂટી લીધું, પણ તેને ઝુલ્ફિકારખાન તથા દલપત બુંદેલાએ પાછો હઠાવ્યો. તેવામાં બાદશાહ જાતે વિશેષ લશ્કર લઇ મદદે આવ્યો એટલે અંદરના માણસોએ થાકી જઇ પન્નાળા તથા પવનગઢ છોડી દીધા. તે પછી નંદગિરિ અને ચંદનવંદન કિલ્લા ફતુલ્લાખાને કબજે કર્યા.

સન ૧૭૦૧ નું ચોમાસું ખતનુનમાં કાઢીને તા. ૧૩ નવેમ્બરને રોજ બાદશાહ ખેલણા આવ્યો અને લશ્કરના ત્રણ ભાગ કરી તેને ઘેરો ઘાલ્યો. આ ઠેકાણે પણ લશ્કરને બહુ ત્રાસ વેઠવો પડયો. ફતુલ્લાખાને અતિશય શ્રમ લઇ ઘેરાનું કામ ચાલુ રાખ્યું. પણ ઘેરો છ મહિના ચાલ્યો. પરશુરામ જાતે આ કિલ્લા ઉપર હતો. મોગલ લશ્કરને લૂટી તેણે પુષ્કળ સામગ્રી અંદર ભરી હતી. પણ છેવટે નિરુપાય થઇ તેણે કિલ્લો છોડયો (તા. ૪ જુન સને ૧૯૦૨). બાદશાહને એ બાતમી મળી તે વખતે તે કુરાન પઢતો હતો અને તેના મોઢામાં "સકરલાના" શબ્દ હતો એટલે એ કિલ્લો હસ્તગત કરી તેણે તેનું નામ "સકરલાના" પાડયું.

પછી સન ૧૭૦૨ નું ચોમાસું બાદશાહે બહાદુરગઢમાં ગાળ્યું. પણ ત્યાં આવતાં એક મહિનો થયો અને વચમાં વરસાદને લીધે ઘણી હેરાનગતિ થઇ. ચોમાસું પુરૂં થતાં સિંહગઢને ઘેરો ઘાલ્યો. એ ઘેરો લગભગ સાડાત્રણ મહિના ચાલ્યો, અને કિલ્લેદારને ઘણા પૈસા આપી છેવટે તે કબજામાં લીધો. ત્યાંથી સન ૧૭૦૩ નું ચોમાસું પુનામાં ગાળી લશ્કર રાજગઢ ઉપર આવ્યું, અને તોરણા કિલ્લો કબજે કર્યો. (માર્ચ ૧૭૦૪) એજ રીતે પુરંદર, પાંડવગઢ વગેરે કિલ્લા બાદશાહની બીજી ટુકડીઓએ લઇ લીધા. આ રીતે ઘણા ખરા કિલ્લાઓ સ્વાધીન થતાં બાદશાહે ૧૭૦૪ નું ચોમાસું ખેડમાં ગાળ્યું.

**(૪) મરાઠાઓનો પ્રપંચ અને બાદશાહની દુર્દશા—** ઉપર પ્રમાણે બાદશાહ કિલ્લાઓ ઉપરાઉપર તાબે કરતો હતો; પણ એ ઉપરથી મરાઠા નબળા પડતા જતા હતા, અગર બાદશાહની સત્તા મહારાષ્ટ્ર ઉપર સારી જામતી જતી હતી, એવું માનવા કારણ નથી. બાદશાહનો લાંબા વખતનો ઇરાદો પાર પડવાની પણ કંઇ જ આશા નહોતી. ઉલટી મરાઠાની સત્તા દિવસો દિવસ વધતી જતી હતી. તેમના ડુંગરી કિલ્લાઓ હસ્તગત કરવામાં બાદશાહને જ હાનિ થતી જતી હતી. એક પછી એક કિલ્લાઓ મરાઠાઓએ બાદશાહને સોંપી દીધા, તેમાં તેમને પોતાને જ લાભ થયો. વિશેષ ત્રાસ પડયા સિવાય જેટલો વખત કિલ્લા ઉપર ટકી શકાય તેટલો જ વખત તે ટકતા; અને ત્યાં સુધીમાં શત્રુના લશ્કરનો બની શકે તેટલો નાશ કરતા. માત્ર પોતાના માણસોની વિશેષ હાનિ થવા દેતા નહીં. જ્યારે છેક હાથવેંતમાં બાજી આવી જતી, ત્યારે પોતે થઇને કિલ્લા ખાલી કરી દેતા. આવી યુક્તિ મુદ્દામ મરાઠાઓએ યોજી હતી. કિલ્લા બહારનું મરાઠા લશ્કર મોગલ છાવણીની આસપાસ ફરી વળતું, તેમનો સરસામાન ઉપાડી જતું અને બહારથી આવતું ધાન્ય ખજાનો વગેરે લૂટી લેતું. એમ કરતાં ચોમાસાનો વખત આવી લાગતો એટલે કિલ્લો ખાલી કરતા. આવી સ્થિતિ જાણી જોઇને લાવતા, અને એવી અનેક યુક્તિઓ મરાઠાઓ કરતા. જે કિલ્લો તાબામાં આવતો તેમાં અગર તેની આસપાસમાં અન્ન નામે રહેવા ન દેતા. અને માથા ઉપર એકધારો વરસાદ પડતો હોય, તથા નદી નાળાંમાં ભરપુર પાણી વહેતાં હોય, તેમાં બાદશાહનું વિલાસી લશ્કર જાય પણ ક્યાં! આ રીતે કિલ્લાઓ અનેક લેવાયા છતાં તેથી બાદશાહને કંઇ પણ લાભ ન થતાં ઉલટી ઘણી હાનિ થઇ. હું ક્યાં છું અને આ શું કરૂં છું એટલું સમજવા જેટલી પણ બાદશાહની બુદ્ધિ હવે તીવ્ર રહી નહોતી. મરાઠાઓએ માત્ર કુશળતા વાપરી કિલ્લાઓ શત્રુના હાથમાં થોડો વખત જાય તો જવા દીધા, થોડી બેઆબરૂ થવા દીધી; પણ પોતાને નુકશાન તેમણે થવા દીધું

નહિ. વાસ્તવિક રીતે આથી તેમનું કંઇ જ નુકસાન જાણવા જેવું થયું નહીં. વળી કિલ્લાઓ કાયમ સંભાળવાને જે બંદોબસ્તની જરૂર હતી, તે બાદશાહે કદી કર્યો જ નહીં, અને તેને હાથે થવો શકય પણ નહોતો. એટલે જેમ જેમ તે કિલ્લા તાબે કરી આગળ જતો તેમ તેમ મરાઠાઓ પાછા આવી થોડી જ મહેનતે તેને ફરી તાબામાં લઇ લેતા. અર્થાત્ એથી મરાઠાઓને હાનિ ન થતાં બાદશાહની જ ખરાબી થઇ.

મનૂચીએ આ વખતનું સારૂં વર્ણન આપેલું છે. તે લખે છે કે, “ સન ૧૭૦૪ માં દાઉદખાન ઉપર મરાઠાઓએ હલ્લો કર્યો અને સાત લાખ રૂપિયા તેની પાસેથી દંડ લીધો. બાદશાહી લશ્કરમાં એટલી અવ્યવસ્થા હતી કે બંડખોર પઠાણ સમશેરખાનને પકડવા બાર હજાર માણસો મોકલ્યાં. તે પૈકી સાતસો બાવન મરાયાં ત્યારે સમશેરખાનનું માથું હાથ આવ્યું. આટલાં વર્ષથી ઔરંગજેબ મરાઠાને જીતવાનો પ્રયત્ન કરે છે, અને તેનાં દરસાલ એક લાખ માણસો અને ત્રણ લાખ જનાવરો મરણ પામે છે. આવડા વિસ્તૃત રાજ્યમાં પણ આજ એવો વખત આવેલો છે કે મોટા સરદારોને પણ અપવાસ કરવા પડે છે. તેનાં બૈરાં છોકરાં ઘણી વખત અનાજ માટે રસ્તા ઉપર ભીખ માગે છે અને મોટા મોટા સરદારોનાં બૈરાંના અંગ ઉપર પણ એક લાંબી ચાદર સિવાય કાંઇ વસ્ત્ર નથી.

“ દક્ષિણમાં ૧૭૦૨ થી ૧૭૦૪ સુધી વરસાદ પડયો નહીં, અને પ્લેગ શરૂ થયો. આ કારણોથી આ બે વર્ષમાં વિશ લાખ માણસો મરી ગયાં. માબાપને પેટ ભરવા માટે પેટનાં છોકરાં વેચવાં પડયાં. આઠ આને કે ચાર આને બાળક આપી દેતાં પણ કોઇ લેનાર ન હોતું. કોકણ જેવા વિકટ ભાગમાં જ્યારે લશ્કર જતું, ત્યારે કોઈ વખત અમલદારોને એવો પ્રસંગ આવતો કે તેઓ જાતે લોટ લઇને કોઈને પણ ઘેર જતા અને રૂપીઓ બે રૂપિયા મજુરી આપીને રોટલા ઘડાવી લેતા. નોકર ચાકરોને તો ઝાડપાલો મળે તો પણ ભાગ્ય.

પચ્ચિશ વર્ષમાં બાદશાહને એકંદરે કેટલો ખર્ચ લાગ્યો, અને તેનાં માણસો કેટલાં મરાયાં, તેની કાંઇ ગણના જ થઇ શકતી નથી. છતાં એ બદલ બાદશાહને કંઈ જ લાગ્યું નહીં. એક વખત ઘણાં જ માણસો મરાયાની બાતમી આવી, ત્યારે તે બોલ્યો કે, “ એમ થાય ત્યારે જ તૈમુર જેવી કીર્તિ મળે.”

“ ખેળણાનો ઘેરો ચાલુ હતો, તેવામાં જ મરાઠાઓએ બરાનપુર લૂટયું અને ત્યાંના અધિકારીઓને પકડયા, અને એમની પાસેથી દંડ લઇ તેમનો છુટકો કર્યો. એ જ રીતે મરાઠાઓએ ગોવળકોંડા ઉપર સવારી કરી ત્યાંથી પણ પુષ્કળ લૂટ આણી. કેટલાક કિલ્લા તો મોગલ અધિકારીઓએ શેખી મારવા તથા બાદશાહ પાસેથી બક્ષિસ મેળવવા મરાઠાઓ પાસેથી લાંચ આપીને પણ લીધેલા. સન ૧૭૦૪ માં મરાઠાઓએ વિજાપુરની હદમાં યથેચ્છ લૂટ ચલાવી અને બધા મુલકમાંથી ચોથાઇ વસુલ કરી. એજ પ્રમાણે પૂર્વ કિનારાના બધા ભાગમાંથી તેમણે ચોથાઈ લીધી.

“ મરાઠાઓની આ સવારીઓ તેમને અતિશય લાભકારક થઈ પડી. મોગલ હદમાં તેઓ પગ મૂકતા કે તે ભાગનો અધિકારી માણસો મોકલી તેમને કેટલી રકમ જોઇએ તે પુછાવતો, અને માગવા પ્રમાણે રકમ આવી જતી તો તેઓ ચાલતા થતા, અને નહીં તો લૂટફાટ તથા બાળવા જાળવાનું શરૂ થતું. સૌ માનતા કે મરાઠાઓનો રાજા સર્વ શક્તિમાન્ છે. તેની પાસે એક લાખ સવાર તો ચાલુ તૈયાર છે. આટલા લશ્કરથી બાદશાહ સાથે લડવામાં તેને કાંઇ ભીતિ નથી. પ્રથમ જેવો ઔરંગજેબનો બીજા રાજાઓને ભય રહેતો, તેવો જ ભય તે વખતે મરાઠાના રાજાનો બધાને રહેતો.”

મનૂચીના આ લખાણથી ઘણું સમજી શકાય છે. મરાઠાઓના કારભારમાં જો કુસંપ ન પેઠો હોત, તો દસ વિશ વર્ષમાં આખા હિંદનું રાજ્ય કબજે કરવાની સત્તા આટલાં વર્ષની મહેનત અને

સાહિત્ય સઘળું ભરપુર હતું. પણ વ્યવસ્થા કે ધોરણ પળાવનારો કોઇ તેમનામાં નહોતો. અવ્યવસ્થિતપણું એ મરાઠાઓનો સ્વભાવ છે અને તે ચાલુકયોના વખતથી ડગલે ડગલે જણાઈ આવે છે.

મરાઠાઓ સ્વાર્થમાં કેવા પ્રવૃત્ત હતા તેનાં ઉદાહરણો અનેક છે. પણ એક અહીં આપીએ. સિલીમનો દેશમુખ શિવાજીના વખતથી કામ કરતો અને તેને "હૈબતરાવ"નો ઇલકાબ મળેલો હતો. તેના વંશજ પ્રતાપજીએ બાદશાહ જોડે લડવામાં સારૂં પરાક્રમ કર્યું, અને તેનો પિતા સંતાજી લડાઇમાં મરાયેલો. પણ તેટલા માટે એણે વિશેષ વતન મળવા માગણી કરી. આવા જ પ્રકારનાં અનેક ઉદાહરણો છે, અને તે પરથી એમ જણાય છે કે રાષ્ટ્રીય ભાવના કરતાં મરાઠાઓ સ્વાર્થ સાધવા માટે વિશેષ લડતા હતા.

બાદશાહ કિલ્લા લેતો હતો, છતાં મરાઠા સરદારોને તો પ્રોત્સાહન આપવાનું પ્રથમના જેવું જ ચાલુ હતું. પ્રતાપરાવ મોરેને નાના શિવાજીએ પત્ર લખેલો કે, "તમે તથા સંતાજી પાંઢરેએ મલકાપુર પાસેની જે ઔરંગજેબની ચોકી મારી, તે જાણી અમને સંતોષ થયો છે. હવે બાદશાહ વિશાળગઢ તરફ વળ્યો છે એટલે તેની છાવણી ઉપર વખતોવખત હુમલા કરશો. તમે તથા બધા સરદારો એકદીલ થઇને વર્તશો. તમે રાજ્યના એકનિષ્ઠ સેવક અને વિશ્વાસુ છો, તો આ પ્રસંગે મહાન્ સાહસ ખેડી શત્રુને થકવશો અને દિંગ કરશો. બાદશાહ દગાખોર છે, કયે વખતે તે શું કરશે તેનો કાંઇ જ નિયમ નહીં. એટલે તમે બળવાન લશ્કર સાથે તેના મોઢા ઉપર રહેશો તો તે બિલકુલ ચળવળી નહીં શકે. આજ તમારા ઉપર સઘળો આધાર છે અને તમે અમારા પ્રીતિપાત્ર છો, માટે તમે અગત્ય વિચારીને ત્યાં જ રહેશો અને બાદશાહી છાવણીને બને તેટલી હેરાન કરશો, તથા મોગલો વિશાળગઢ છોડીને જાય એવી સઘળી તજવીજ કરશો. આમ થતાં તમારી ઘણી કીર્તિ વધશે. માટે ઔરંગજેબને છોડી કોઇ બીજી બાજુ જશો નહીં."

કિલ્લા લેવાનો બાદશાહને નાદ લાગ્યો હતો એમાં તેનો એક રીતે જોતાં કાંઇ દોષ પણ નહોતો. મરાઠી રાજ્યનો સઘળો જીવ કહીએ તો તે કિલ્લા હતા. અને જ્યાં સુધી એ જીવને ઇજા થાય નહીં ત્યાં સુધી એકલા હાથ પગ તોડવાથી રાજ્ય માત્ર લંગડું જ થાય, તેના જીવને કશી હાનિ ન પહોંચે. શિવાજીનું સઘળું બળ કિલ્લા ઉપરજ હતું, અને આખું મરાઠી રાજ્ય કિલ્લાઓના આશ્રયથી જ બાદશાહના હાથમાં આવતું નહોતું. આ બધું બાદશાહ બરાબર સમજતો હતો અને તેની ઘણી મહેનત વ્યર્થ ગઇ હતી. માટેજ તે છેલ્લો ઉપાય સમજીને કિલ્લા લેવાને નાદે ચડયો હતો. એ ખરૂં હતું કે કિલ્લા લીધા સિવાય મરાઠી રાજ્ય કબજે આવે તેમ નહોતું. પણ તેણે વિચાર કરવો જોઇતો હતો કે એ કિલ્લા આપણાથી લેવાશે કે કેમ, અને લેવાશે તો સંભાળાશે કે કેમ. કિલ્લા લેવામાં અને તેને સંભાળી રાખવામાં શી શી તજવીજો કરવી પડે છે, આપણી શક્તિ ગમે તેટલી વધારે છે પણ તે કયા પ્રકારની છે, અને વીજળીની પેઠે નાસનારા મરાઠા ભૂતો પાસે આપણા બળવાન પણ વિલાસી મોગલ રાક્ષસો કેટલા ટકી શકશે, તેનો તેને અંદાજ આવ્યો નહીં. ઔરંગજેબ સ્વભાવથીજ દુરાગ્રહી હતો. હાથમાં લીધેલું કામ પ્રાણ જાય તો ભલે, પણ તે છોડતો જ નહીં, અને આવા દુરાગ્રહથી તેની દૃષ્ટિ અંધ થઇ ગઈ હતી. આ બાબતમાં અકબરની પદ્ધતિ તેના કરતાં તદ્દન જ ભિન્ન હતી. તેણે પુષ્કળ દેશ જીત્યા; પણ દક્ષિણમાં અહમદનગરની સવારીમાં જોઇએ તેવો યશ મળ્યો નહીં એટલે તે ગમે તે ઉપાયે કલહ મટાડીને પોતાનું માન સંભાળી દિલ્લી પાછો ગયો. શાહજહાંએ પણ મોટે ભાગે તે જ ધોરણ સંભાળી રાખ્યું, અને ઔરંગજેબ પણ તેમ કરી શકત. શંભાજી પકડાયો કે તેને લઇને તે તરતજ દિલ્લી ગયો હોત તો તેનું ગૌરવ વધત અને ત્યાંનો કારભાર મજબુત થતાં મોગલ રાજ્યનું પણ આયુષ્ય વધત. વળી પછીથી મરાઠાઓના સમાચાર પણ આગળ

પાછળ લઇ શકાત. વાસ્તવિક રીતે મોગલોના હાથથી મહારાષ્ટ્ર દેશ જીતાવાનું શકય જ નહોતું. ઔરંગઝેબનો તેના સરદારો ઉપર અ-વિશ્વાસ, હિંદુધર્મ બુડાડી દેવાની તેની ઘેલછા, વિજાપુર અને ગોવળકોંડાના નવરા પડેલા લશ્કરનો સળવળાટ, દક્ષિણના તેના કારભારની અવ્યવસ્થા, વસુલ એકઠું કરવાની મુશ્કેલી, લોકોની અસ્વસ્થતા તથા બાદશાહ પ્રતિ તેમનો અનાદર, અને મુખ્યત્વે કરીને મહારાષ્ટ્ર જેવા પહાડી પ્રદેશમાં કામ કરવાની મોગલ લશ્કરની અશક્તિ, ઇત્યાદિ અનેક કારણોને લીધે તેનો હેતુ નિષ્ફળ થયો.

સન ૧૬૮૯ થી જે ભયંકર આફત શરૂ થઇ હતી તેનો ઘણા ભાગે હવે અંત આવ્યો હતો. સન ૧૬૮૩ માં બાદશાહ મહારાષ્ટ્રમાં આવ્યો ત્યારથી તે આજ સુધીમાં મરાઠાઓનો પ્રયત્ન કેવળ બચાવ પુરતો હતો. શત્રુ ઉપર ચડાઇ કરવી પડેલી, પણ તે સ્વરક્ષણ માટે. બાદશાહ જો તેના ઉપર ચડી ન આવત તો મરાઠાઓ ઘણેભાગે તેની આડે ન આવત. પણ રાજારામના મરણ પછી સ્થિતિ બદલાઇ. રાજા સગીર હતો અને કારભાર બાઇના હાથમાં હતો. એટલે બધાએ ભગીરથ પ્રયત્ન કરીને બાદશાહની ખો ભુલાવી દેવાનો નિશ્ચય કર્યો. ફાવે તેમ વર્તવાની તારાબાઈ તરફથી બધાને સંપૂર્ણ છુટ હતી. એટલે દરેક સરદાર મમત્વ ધરીને આગળ થયો. દરેકને લાગ્યું કે તલવાર ચલાવીને પોતાનું તથા પોતાના વંશજોનું ચિરકાળનું હિત કરવાનો આ યોગ્ય પ્રસંગ છે. એટલે બધાએ હવે બચાવનો પ્રયત્ન પડતો મૂકી શત્રુનો પરાભવ કરવાની શરૂઆત કરી. આ ચડાઇની હકીકત ગ્રાન્ટ ડફે આ પ્રમાણે જણાવી છેઃ—" મરાઠાઓનો સરસામાન એટલે થોડી ડુંગળી ને રોટલો અને માત્ર એક ગોદડી. રાત પડે ત્યાં તે ગોદડી પાથરીને ઘોડાની લગામ હાથમાં રાખી થોડો વખત સુઇ લે. એજ રીતે દિવસે બપોરે કંઇ ખાવા કે તડકો ગાળવા ઉતરે, તો પાંચ પાંચ છ છ જણ એક નાના ઝાડને છાંયે પડી રહે, એટલું ઝાડ પણ ન મળે, તો ખુલ્લા મેદાનમાં ભાલું ખોસી ઘોડા બાંધે

અને તેના ઉપર ગોદડી જરા આડી નાખી તેના થોડા છાંયામાં માત્ર માથું રાખી આખું શરીર ભરતાપમાં હોવા છતાં ઘસઘસાટ ઉંઘે. માત્ર તેની તલવાર તે કદી છોડે નહીં, તેને સદા ઓશિકે જ રાખે. ઊંટ કે બળદ વગેરે તેને કાંઇ ન જોઇએ, ગાત્ર નાનું પણ ચપળ અને પાણીદાર ટટ્ટુ જોઇએ. મળેલી લૂટ તેની પીઠપર લાદીને તે ઘણી ઉતાવળે દોડી જાય, અને ઘણે દૂર નીકળી જાય. આ રીતના સાદા મરાઠા લશ્કરને વિલાસી તથા કેટલેક અંશે બેદરકાર મોગલ લશ્કર કેવી રીતે પહોંચી શકે ? અને કદાચ હાથમાં આવી જાય તોપણ મરાઠા પાસે હોય શું ? અને તેની હાર થાય તો પણ તેના પાસેથી મળે શું ? એથી ઉલટું, મોગલ લશ્કરમાંથી તો તેને પુષ્કળ સામગ્રી મળતી."

આવું જીવન જીવીને જે મરાઠાઓએ આટલો શ્રમ કર્યો તેનું ફળ તેમને મળે એમાં નવાઇ પણ શી ? ઝુલ્ફિકારખાન અને બેદરબખ્તની સરદારી નીચે બાદશાહે કેટલુંક લશ્કર ઉત્તર તરફ મોકલ્યું હતું તે પાંચ છ વર્ષ આ મરાઠાની જ પાછળ ફર્યા કર્યું. રાજારામને તેણે જ પાછો ફેરવેલો. જાદવ, ભોસલે, નિંબાળકર, દાભાડે વગેરે સરદારોનો પણ તેણે કેટલીક વખત પરાભવ કરેલો, પણ મરાઠાઓનો પરાભવ એટલે કાંઇજ નહીં. ઉલટું કેટલીક વાર તો તેથી તેમને લાભ થતો. આ રીતે મરાઠી ટુકડીઓ જ્યાં ત્યાં વધતી જ ચાલી. બાદશાહ વખતો વખત ઉત્તરમાંથી ખજાનો મંગવતો; પણ મરાઠા તેની બરાબર ચોકી રાખતા અને રસ્તામાંથી જ તેને ઉપાડી જતા, અને બાદશાહને તેની બાતમી પણ જતી નહીં.

સન ૧૭૦૨ થી આ ચડાઇની શરૂઆત થઇ. મનૂચી લખે છેઃ– " સન ૧૭૦૫ માં મરાઠાના ચાળીશ હજાર સવાર ઘણી ઉતાવળી મજલ કરી સુરત ઉપર ચડી આવ્યા, અને ત્યાંથી ભરૂચ સુધીનો સઘળો મુલક તેણે લૂટી લીધો. તેના ઉપર નજરઅલીખાન તથા ખ્વાજાહમીદ છ હજાર માણસો લઇ ચડયા. પણ તેમના લશ્કરના

મરાઠાઓએ હાલહલાલ કરી નાખ્યા અને તે બંનેને કેદ પકડી લીધા, અને તેમની પાસેથી આઠ લાખ રૂપિયા દંડ લઇ તેમને છોડયા. ” સુરત અને બરાનપુર જેવાં શહેર લૂટયાં અને ખંડણી વસુલ કરી. એ શહેરો એટલે બાદશાહની એ વિભાગની રાજધાની હતી. અને તે પછી મરાઠાઓ આગળ ને આગળ જ વધતા ચાલ્યા. ધનાજી જાદવ, હિંદુરાવ તથા રાણોજી ઘોરપડેએ એ તરફનો બધો ભાગ કબજે કર્યો. સન ૧૭૦૫ માં તેઓ નર્મદા ઉતરી માળવામાં પેઠા અને તે બાજુના વરાડ, ખાનદેશ તથા ગુજરાત પ્રાંત તો તેણે પોતાના જ કરી લીધા. આ ભયંકર ખબર બાદશાહને પહોંચતાં તેણે ઝુલ્ફિકાર-ખાન, ગાજીઉદ્દીન તથા અજીમશાહને અનુક્રમે માળવા, વરાડ તથા ગુજરાત ઉપર મોકલ્યા. પણ તેમનાથી કાંઇ જ થયું નહીં. મોગલ લશ્કરમાં લડવાનું જોમ જ રહ્યું નહોતું. બહુ વર્ષ લડાઈ ચાલુ રહેવાથી લગભગ તેનો કંટાળો બધાને આવી ગયો હતો. સિવાય, બાદશાહ પણ હવે થોડાજ દિવસનો મહેમાન છે એમ બધાને જણાતું હતું અને તેના પછી કેવી ભાંજગડ ચાલશે, તે ઉપર જ ઘણાની નજર રહી. એથી બાદશાહ કેવળ નિરાશ થઇ ગયો. મરાઠાઓની લૂટફાટ તેનાથી બંધ થઇ શકી જ નહીં. અને મરાઠાઓ તો તેનાથી પણ આગળ વધીને જ્યાં ત્યાં પોતાની કાયમની સત્તા જ જમાવવા માંડયા. જે જે ભાગ તેમના હાથમાં આવતો. તે તે ભાગમાં તેઓ પોતાના સુબેદાર, કમાવિસદાર વગેરે નીમવા માંડયા. સુબેદાર એટલે તે ભાગનો મુખ્ય અધિકારી અને તેના હાથમાં સઘળું લશ્કર રહેતું. એટલે કોઇ સ્થળે બાદશાહનું કંઇ નીકળવાની બાતમી મળતી કે તે છ સાત હજાર માણસો લઈ ઉપડતો અને બધું લૂંટી લાવતો. પોતાના કમાવિસદારોને તે ચોથ વસુલ કરવા જ્યાં ત્યાં મોકલતો, અને જો કોઇ જમીનદાર ના પાડતો તો જાતે તેની ઉપર ચઢી જઇ વસુલ કરતો. રાહદારીઓ પાસેથી પણ દસ્તુરી લેવાતી અને ગાડાં તથા જનાવરો ઉપર પણ કર લેવાતો. આ રીતે દક્ષિણથી તે ગુજરાતમાં અમદાવાદ

સુધી અને માળવામાં ઉજ્જન સુધી મરાઠાની સત્તા પ્રસરી હતી.

(૫) **વાકિન ખેડા** ( ૮ મી ફેબ્રુઆરીથી ૨૭ મી એપ્રિલ ૧૭૦૫ સુધી )—પ્રસ્તુત પ્રસંગે બાદશાહની દુર્દશા કેવી થઈ હતી એ બતાવવાને આ કિલ્લાની હકીકત ઘણી ઉપયોગી છે. **ખાફીખાને** તેનું વિગતવાર વર્ણન આપેલું છે. કૃષ્ણા અને **ભીમા** નદીની વચમાં **સાગર** તથા **વાકિન** ખેડા નામે બે કિલ્લા આવેલા છે. એ બંને પ્રેમ નાયક નામના એક શૂરવીર પણ ઢેડ જાતિના રખેવાળના તાબામાં હતા. આ માણસે ગોવળકોંડાના શાહને મદદ આપેલી તેથી બાદશાહે તેના ઉપર લશ્કર મોકલી **સાગર** કિલ્લો લઇ લીધો. એ નાયકનો ભત્રિજો **પરા**નાયક નામે હતો. તેણે બાદશાહને **રાયપુર** લેવામાં મદદ કરેલી એટલે બાદશાહે તેને મનસબ આપેલી હતી. એ ભત્રિજાને બાદશાહે **સાગર** કિલ્લાની સંભાળ આપી, અને પ્રેમનાયક મરણ પામતાં **વાકિન** ખેડા પણ તેણે સંભાળી લીધો. તે પછી એ નાયકે પોતાની સત્તા ઘણી વધારી અને દારૂગોળો, હથિયાર વગેરેનો છુપી રીતે ઘણો સંગ્રહ કર્યો. આ રીતની તૈયારી પછી તે ખુલ્લા રીતે મરાઠાઓને મળ્યો. પ્રેમનાયકના પુત્ર જગનાયકને બાદશાહે વાકિનખેડા આપવા જણાવ્યું, પણ તે તેણે માન્યું નહીં. બાદશાહે એથી તેના ઉપર **અજીમશાહ**ને મોકલ્યો, પણ તેને તેણે લાંચ આપી પાછો વાળ્યો. ફરી બાદશાહે **ગાજીઉદ્દીનખાન**ને તેના પર મોકલ્યો, તે પણ લાંચ ખાઈ પાછો આવ્યો. બાદશાહે પછી સન ૧૭૦૫ માં જાતે તેના ઉપર સવારી કરી. આ વખતે નાયકે પોતાનો બંદોબસ્ત બરાબર કરી વાળ્યો હતો અને તારાબાઈ તરફથી પણ તેને મદદ આવી હતી. વળી **ધનાજી** જાદવ સાથે મિત્રતા હોવાથી તેનું પણ કુટુંબ ત્યાં હતું. નાયકે ઘણા જોરથી લડાઇ શરૂ કરી અને એવો મારો ચલાવ્યો કે મોગલોનાં અસંખ્ય માણસો મરાયાં. તે પછી **ધનાજી** જાદવ, **હિંદુરાવ**, **ઘોરપડે** તથા બીજા સરદારો પણ તેની મદદે આવી પહોંચ્યાં, અને તેમણે પણ અસંખ્ય માણસોને ઠાર માર્યાં

છતાં ઘેરો તો ચાલુ જ હતો. એટલે નાયકના ભાઈ સોમશંકરે બાદશાહને શરણે જઇ પોતાના ભાઇ માટે માફી માગી અને કિલ્લો સ્વાધીન કરવાનું કબુલ કર્યું. તે પ્રમાણે થતાં બાદશાહના સરદારો ઉપર ગયા. તેજ વખતે નાયકે બાદશાહને મળવા આવવું એવી શરત હતી, પણ તે માંદગીનો ઢોંગ કરી મળવા આવ્યો જ નહીં. ત્રીજે દિવસે સમજાયું કે નાયક કિલ્લામાં જ નથી. પછી કિલ્લો સોંપી દેવાને નિમિત્તે સોમશંકર ઉપર આવ્યો. અને તેણે કિલ્લામાં આવેલા મુસલમાન સરદારોને અટકમાં લઇ ફરી લડવાની તૈયારી કરી. છેવટે ઝુલ્ફિકારખાન મદદે આવ્યો અને ઘણી મહેનત લઇ તેણે કિલ્લો કબજે કર્યો. પણ તે પહેલાં જ કિલ્લામાંના માણસો બધી સામગ્રી લઇને અને ઘરોને આગ લગાડીને બહાર નીકળી ગયા હતા. આ રીતે કિલ્લો તાબે આવ્યો, પણ તેથી બાદશાહને કંઇ જ લાભ થયો નહીં. તેણે તે કિલ્લાનું નામ રહેમાનબક્ષ પાડયું. ત્યાંથી પછી બાદશાહે ત્રણ ગાઉ ઉપર દેવાપુર ગામે મુકામ કર્યો. તેવામાં મરાઠાઓએ સિંહગઢ પાછો લીધાની બાતમી મળી.

(૬) **શાહુની કેદ અને છુટકારાના પ્રયત્નોઃ**—યેસૂબાઇ અને **શાહુ** પણ આ વખત સુધી બાદશાહની સવારીની સાથે સાથે ફરતાં હતાં. સન ૧૭૦૨ માં તેની શુભેચ્છક બેગમ મરણ પામી હતી પણ તેની વ્યવસ્થા તો તેમ છતાં બરાબર જ ચાલતી હતી. હાથમાં લીધેલા યુદ્ધનો નિકાલ આવતાં સુધી **શાહુ**ની કાંઇ કાયમની વ્યવસ્થા કરવાનો વિચાર બાદશાહે કર્યો નહીં. **શાહુ** તેના તાબામાં હતો એટલે એક પ્રકારનો મરાઠાઓ ઉપર તેનો દાબ હતો. પણ તેનો લાભ કાંઇ જ તેને મળ્યો નહીં. જોત્યાજી કેસરકર હંમેશાં **શાહુ** પાસે રહેતો અને **શાહુ**ને કેળવણી તે વખતના પ્રમાણમાં આ જોત્યાજીએ જ આપી. બાદશાહની સવારીમાં જે દુઃખો તમામને ભોગવવાં પડયાં તે **શાહુ**ને પણ વેઠવાં પડયાં. પરળીનો કિલ્લો કબજે લીધા પછી બાદશાહની છાવણી વરસાદમાં ભીંજાઈને એટલી

ઢુંઢવાઇ ગઇ કે જોત્યાજીને તેલના કાકડા સળગાવીને શાહુ માટે ભાત કરી આપવો પડયો. શાહુ હંમેશાં છાવણીમાં હતો, છતાં તેને કદી તલવાર ચલાવવાની તક બાદશાહે આપી નહીં. તેનો સઘળો વખત કારાગૃહની પેઠે જ ગયો. તેને ખાવાપીવામાં દુઃખ પડયું નહીં એ ખરૂં. સુખમાં જ પડી રહેવાથી તેનો સ્વભાવ શાંત, સ્વસ્થ અને કંઇક અંશે નિર્વીર્ય થયો. નહીંતર શિવાજીનો પૌત્ર અને શંભાજીનો પુત્ર બંને વડિલોનાં ચરિત્ર નજર આગળ હોવા છતાં એટલો સ્વાસ્થ્ય-પ્રિય ન બન્યો હોત. તેણે પછીથી પણ સઘળી સવારીઓ સરદારોને સોંપી અને પેશ્વા, દાભાડે, ગાયકવાડ, સિંધિયા, હોલ્કર વગેરેને આગળ આવવાની તક આપી. એ જાતે સાહસપ્રિય હોત તો એ સવારી-ઓમાં તે પંડે જ નીકળ્યો હોત, અને મરાઠા સરદારોમાં ફાટફુટ કે વૈમનસ્ય થવા ન દેતાં તથા કોઇને પણ સ્વચ્છંદપણે વર્તવા ન દેતાં તેમના જ પાસેથી કામગિરી લઇને મરાઠી રાજ્યના સંસ્થાપકનો સ્તુત્ય હેતુ તેણે પાર પાડયો હોત. આ દૃષ્ટિથી જોતાં શાહુની આ સુખભરી કેદથી તેને, તેના કુટુંબને અને એકંદર રાજ્યને ઘણું નુક-સાન થયું. શંભાજીના ક્રૂર વધને લીધે રાજ્યને જેટલું નુકસાન થયું નહીં તેટલું શાહુની આ કેદથી થયું. બાકી શાહુને કેદમાં રાખી મૂકવાથી બાદશાહને કંઇ પણ લાભ મળ્યો નહીં. શંભાજીનો વધ ન કરતાં તેને જો તેણે કેદમાં રાખ્યો હોત, તો તેને કંઇ પણ લાભ થયો હોત. શાહુ બુદ્ધિમાં કંઇ ઓછો નહોતો. રાજ્યની ઉથલ-પાથલનું તે લક્ષ પૂર્વક અવલોકન કરતો હતો અને રાજારામ સાથે તેનો ખાનગી વહેવાર ચાલુ હતો. ભકતાજી હુજરે તથા બંકી ગાયકવાડ એ બંને વચ્ચે સંદેશા તથા બાતમીઓ કાયમ લઇ જતા લાવતા. સન ૧૬૯૬ માં બાદશાહની છાવણી પર હલ્લો કરી રાજા-રામે શાહુને છોડાવવા પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ ગયો. ઉલટું તેથી બાદશાહ સાવધ બન્યો. તેણે લડાઇની નવીન વ્યવસ્થા બાંધી અને જાતે લડવા તૈયાર થયો. છતાં શાહુ પરત આવવાની યોગ્ય સંધિ

જોતો જ હતો. તેણે પોતાના મનની એ મુરાદ બાદશાહને કદી પણ જાણવા દીધી નહીં. રાજારામ પોતાનો શત્રુ છે એવો જ ભાસ તેણે બાદશાહને કર્યા કર્યો. અને હંમેશાં બાદશાહની મરજી સંભાળીને ખાનગી રીતે છુટકારાના પ્રયત્નો ચાલુ રાખ્યા. એક વખત શાહુને સોંપી દેવા માટે રાજારામની માગણી આવેલી. એ સંબંધમાં બાદશાહે શાહુને હસતાં હસતાં પૂછ્યું: " હું તમને તમારા કાકા પાસે મોકલું છું. જશો કે ? " શાહુએ જવાબ આપ્યો, " અમારા કાકાનો ઇરાદો પ્રથમથી જ પોતે રાજ્ય કરવાનો છે. અમારા વડિલને પણ તેણે કેદ રાખીને પોતે રાજ્ય ચલાવવાનો પ્રબંધ કર્યો હતો. રાયગઢ ઉપર આપનો હલ્લો આવ્યો એટલે અમને પડતા મુકીને તે જિંજી ચાલ્યા ગયા, અને હજી પણ અમને તાબામાં લઇને ફરી કેદમાં જ રાખશે. માટે આપ તેને સજા કરશો અને મને રાજ્યાસને બેસાડશો ત્યારેજ હવે તો હું રાજ્ય કરીશ. " પછીથી રાજારામના મરણના સમાચાર મળ્યા, ત્યારે શાહુને અતિશય દુઃખ થઇ તાવ ચડી આવ્યો. પણ બાદશાહે તેના ખબર પૂછતાં તેણે એ દુઃખ જણાવા દીધું નહીં.

સન ૧૬૯૯ માં બાદશાહે તેનું લગ્ન કર્યું. એ વખતે તે ૧૮ વર્ષનો હતો. એ લગ્ન ઘણે ભાગે બ્રહ્મપુરીમાં થયું. બેગમ તે વખતે જીવતી હતી અને તેણેજ તે લગ્ન ગોઠવ્યું હતું. જોત્યાજી કેરુરકર તથા મોરોપંત સબનીસે બાદશાહી રાહદારોની બે કન્યા પસંદ કરી. એક રૂસ્તમરાવ જાદવની દીકરી અંબિકાબાઇ અને બીજી સિંધેની દીકરી સાવિત્રીબાઇ. બાદશાહે પુષ્કળ ખર્ચ કરી લગ્ન સમારંભ ઘણો ભભકાબંધ કર્યો. એ પ્રસંગે બાદશાહે કન્યાને જોવાની માગણી કરી એટલે વીરૂબાઈ નામની એક સ્વરૂપવાન દાસીને તેની પાસે મોકલી બતાવી, અને એ રીતે યેસુબાઇએ પોતાનો પડદાનો નિયમ જાળવી લીધો. બાદશાહની શાહુ ઉપર ઘણી મમતા હતી અને કુટુંબના માણસ તરીકે જ તેને ગણવામાં આવતો. લગ્ન પ્રસંગે તેને બાદશાહે

અક્કલકોટ, ઇંદ્રાપુર, સુપા, બારામતી તથા નેવાસા એ પાંચ પરગણાં આપ્યાં અને એક સોનાની તલવાર, શિવાજીની ભવાની તલવાર તથા અફઝુલખાનની તલવાર એ પ્રમાણે ત્રણ તલવારો ભેટ આપી. બાદશાહની ધારણા હતી કે તેને તથા યેસૂબાઇને આ રીતે ખુશી કરીએ તો ભવિષ્યમાં તે તેને દગો ન આપે. બાદશાહે વીરૂબાઇ સહિત શાહુને આશીર્વાદ આપ્યો, અને વીરૂબાઇને પણ શાહુએ પ્રીતિપૂર્વક જીવન પર્યંત સંભાળી.

રાજારામની પછીથી રાજ્યનો બધો કારભાર રામચંદ્રપંત ઉપર હતો. તે પોતાનું કર્તવ્ય ઘણી નેકીથી બજાવતો. તેણે રાજારામની ખોટ જરા પણ પડવા દીધી નહીં. શાહુ પણ તેને કાકા તરીકે જ ગણતો. તેણે કહેવરાવેલું કે, " તમે કાકાની જગાએ છો અને મને છોડવવાનો પ્રયત્ન કરો છો. આજ સુધી કાકા સાહેબે રાજ્ય સંભાળ્યું હવે તમે સંભાળજો. ઇશ્વરકૃપા તો સારો વખત આવશે. " આથી રામચંદ્રપંતને પણ ઘણું સારૂં લાગ્યું. તેણે શાહુને છોડાવવા પ્રયત્ન કર્યો પણ, તેમાં તે સફળ થયો નહીં.

સન ૧૭૦૫ માં બાદશાહે જ શાહુને છોડવાની એક ગોઠવણ કરી. એ વખતે તેનો મુકામ વિજાપુર હતો અને તે કેવળ નિરાશ થઇ ગયો હતો. દિવસે દિવસે અડચણો વધતી જતી હતી અને લશ્કરનો પગાર અપાયેલો ન હોવાથી સિપાઇઓ તેને ગાળો આપતા હતા. બધાની નજર ભવિષ્ય તરફ લાગેલી હતી. વિશેષમાં તેના પુત્રોમાં અંદર અંદર કલહ શરૂ થયો હતો. બાદશાહની મરજી કામબક્ષ ઉપર હતી. પણ કામબક્ષનો વિચાર વિજાપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો હતો. એ વિચાર પાર પાડવા માટે મરાઠાઓની મદદની તેને જરૂર હતી. એટલે તેણે તથા બીજા સરદારોએ બાદશાહને સમજાવ્યું કે શાહુને છુટો કરીને તેને આપણા માંડલિક તરીકે મરાઠી રાજ્યની ગાદીએ બેસાડીએ તો લોકો શાંત થાય, લડાઈ બંધ પડે અને તમને નિરાંત થાય. બાદશાહે વિચાર્યું કે મરાઠા નરમ તો પડતા જ

નથી એટલે આમ કરતાં પણ તે જો આપણી તાબેદારી સ્વીકારે તો ઘણું છે. એટલે તેણે કામબક્ષને મરાઠાઓને તે પ્રમાણે સમજાવવા સંમતિ આપી, અને શાહુને તેને હવાલે સોંપ્યો. કામબક્ષે પછી ધનાજી જાદવ પાસે વકીલ મોકલી શાહુના છુટકારાનું કહેણુ મોકલ્યું. ઘણી વાટાઘાટ ચાલી ને છેવટે એવું ઠર્યું કે દક્ષિણના છએ પ્રાંતની સરદેશમુખી મરાઠાઓને આપવી અને તેમણે બધા મુલકનો બંદોબસ્ત જાળવવો. અને આમ ઠરાવવા માટે તારાબાઇના બધા મુખ્ય સરદારોને અહીં બોલાવવા. તેઓ બાદશાહની તાબેદારી સ્વીકારે અને શાહુને લઈ જાય. આ રીતનું લખાણ થયું એટલે સરદારો ધીમે ધીમે ધનાજી પાસે આવતા ગયા, અને દરેકે પોતાને પણ કાંઇ હક્ક મળે એવી માગણી ચલાવી. છેવટે બધા સરદારોએ મળી એવી માગણી કરી કે સત્તર સરદારોને બાદશાહે સન્માનનો પોશાક આપવો. બાદશાહે એ માગણી પણ ઘણી ખુશીની સાથે કબુલ રાખી. પણ તેનો અમલ થતાં પહેલાં સરદારો વિશેષ અને વિશેષ ઉભરાતા ચાલ્યા અને તેમની કંઇ કંઇ માગણીઓ આવવા માંડી. વાસ્તવિક ઠરાવ એવો હતો કે કામબક્ષ શાહુને લઇને છાવણીથી ચાર પાંચ ગાઉ દૂર મરાઠા સરદારોને જઇને મળે. ત્યાં શાહુ તથા સરદારો વાતચીત કરે. પછી સરદારો કામબક્ષને પ્રણામ કરી તેને તાબે થાય અને તેની જ સાથે સૌ બાદશાહની છાવણીમાં આવી પોશાક લે અને પછી ત્યાંથી શાહુને લઈ જાય. પણ એ ઠરાવનો અમલ થયો જ નહીં. સરદારોનો જમાવ એટલો થયો કે તેઓ પોતાની મેળેજ શાહુને ઉપાડી જશે અને હાથમાંથી વાત જશે એવી બાદશાહને બીતિ લાગી. તેથી તેણે તે ઠરાવ રદ કર્યો. બીજી બાજુ સરદારો પણ બાદશાહની નબળાઇ જાણી ગયા હતા એટલે તેની તાબેદારી સ્વીકારવાને તૈયાર નહોતા.

મનૂચી લખે છે કે, "એવોજ પ્રયત્ન પ્રથમ પણ એક વખત થયેલો. બાદશાહે છેવટના સાધન તરીકે જ શાહુને સંભાળી રાખ્યો હતો. તેણે બધા ઉપાય વ્યર્થ જતાં હવે તેની અજમાયશ કરવા ધાર્યું

તેણે જાહેર કર્યું કે વિજાપુર, કર્ણાટક વગેરે પ્રાંતોનું રાજ્ય કામબક્ષ-ને સોંપીને પોતે દિલ્હી જાય છે. શાહુને તેણે છુટો કર્યો. પોશાક તથા સાત હજારની મનસબદારી આપી અને કામબક્ષની આજ્ઞામાં રહીને દક્ષિણમાં રાજ્ય કરવાની રજા આપી. એ માટે કેટલોક મુલક પણ તેને કાઢી આપ્યો અને કેટલાક ભાગ ઉપર ચોથ લેવાની પણ રજા આપી. શાહુનો તંબુ બાદશાહની દેખરેખમાં રહેતો તે હવે (તા. ૬ ફેબ્રુઆરી ૧૭૦૬ ને રોજથી) ઝુલ્ફિકારખાનની છાવણી પાસે સ્વતંત્ર રખાવ્યો. એમ પણ જાહેર કર્યું કે મરાઠા સરદારો ખુશીથી શાહુને આવીને મળે. પણ આ યુક્તિમાં કોઇ જ ફસાયું નહીં, અને શાહુ પાસે કોઈ પણ આવ્યું નહીં. શાહુને છુટો રાખ્યો હતો પણ તેના પર નજર રાખવા ઝુલ્ફિકારખાનને ખાનગી રીતે તાકીદ આપી હતી."

**(૭) ઔરંગઝેબનો શોચનીય અંતકાળ** (શુક્રવાર, તા. ૨૦ ફેબ્રુઆરી ૧૭૦૭) કિલ્લાઓ કબજે કરવાની બાબતમાં ઔરંગ-ઝેબને કેમ અપયશ મળતો ગયો તે અગાઉ જણાવેલું છે. જેમ જેમ તે કિલ્લા લેતો આગળ વધ્યો તેમ તેમ મરાઠાઓ તેજ કિલ્લા પાછા લેવા માંડયા. મોગલો આગળ અને મરાઠાઓ પાછળ એમ શિકાર શરૂ થયો. રામચંદ્રપંતે પન્નાળા અને પવનગઢ બન્ને કિલ્લા લઈ લીધા, અને તારાબાઈએ પોતાનો કાયમનો મુકામ પન્નાળા ઉપર કર્યો. તે જ પ્રમાણે સતારા તથા વસંતગઢ પણ પરશુરામે ઘણી કળા વાપરીને લઈ લીધા. સતારા લેવામાં મન્નાજીપંત નામના કારકુને વેરાગીના વેશમાં મોગલ લશ્કરમાં પેસી જઈને સારી મદદ કરી. સિંહગઢ, રાયગઢ અને રાજગઢ એ ત્રણે શંકરાજી નારાયણે પાછા લીધા. એટલે બાદશાહે ઘણી અગત્યની ગણીને છેવટની જે ચડાઈ કિલ્લાઓ ઉપર કરી, તે આ રીતે કેવળ નિષ્ફળ થઈ. પન્નાળા અને સિંહગઢ કિલ્લા પાછા ગયા એ તો તેને બહુ જ વસમું લાગ્યું. તેનું શારીરિક દુઃખ તે સાંભળી વધી પડયું. એ વખતે તે વાકિન-

ખેડા જીતીને વિજાપુર આવતો હતો. તેની અંગપીડા કેટલાક દિવસ એટલી વધી ગઈ કે દુશ્મનના આ મુલકમાંજ મરણ થઈ જવાની તેને ભીતિ લાગી. છતાં લોકો ગભરાય નહીં અને ફજેતી કરે નહીં તેટલા માટે તે દુઃખ વખતે પણ દરબારમાં હાજર રહેતો. જો આ વખતે એનું મરણ થયું હોત, તો એનું એક પણ માણુસ મરાઠાના સપાટામાંથી છટકવા પામત નહીં. પણ તેને આરામ થયો અને બહાદુરગઢ આવ્યો. આ વખતે તેણે વિજાપુરનું રાજ્ય છુટું પાડી ચિંકિલીજખાન ( નિઝામ–ઉલ–મુલ્ક )ને સોંપ્યું. તે પહેલાંજ તેણે સિંહગઢ પાછો મેળવવા હમીદુલ્લાખાનને મોકલી આપ્યો હતો તથા તેને મદદ કરવા ઝુલ્ફિકારખાનને જણાવ્યું હતું.

મરાઠાઓમાં ભેદ પડાવવાનો પ્રયત્ન પણ બાદશાહનો ચાલુ હતો, અને એટલા માટેજ તે શાહુને પોતાની પાસે કાયમ રાખતો હતો. ઝુલ્ફિકારખાનને સિંહગઢની મદદે જવા જણાવ્યું ત્યારે શાહુને પણ તેણે તેની સાથે મોકલ્યો. શાહુને એકદમ છોડી દઈ યુદ્ધ બંધ કરી દેવાનો પણ તેને વિચાર આવેલો ખરો, પણ તેમ કરતાં તેની હિમ્મત ચાલી નહીં. તેણે શાહુ પાસે પત્રો લખાવી મુખ્ય મુખ્ય મરાઠા સરદારોને શરણે આવવા જણાવ્યું. પણ શાહુ કેવળ પરતંત્ર હતો એમ સૌ જાણતા હતા એટલે આ કપટપૂર્વક લખાવેલા પત્રોને કોઇએ માન આપ્યું નહીં, અને દરેકે પોતાનો પ્રયત્ન પૂર્વવત્ ચાલુ રાખ્યો. આ રીતે બધા પ્રયત્નો વ્યર્થ ગયા, એટલે બાદશાહે છેવટે થાકીને અહમદનગર જવાનો નિર્ણય કર્યો. ત્યાં સુધી પણ સુરક્ષિત પહોંચવાની તો ધાસ્તી જ હતી. એ વખતે વળી મરાઠાઓએ કમાલ કરી. રસ્તામાં જ તેમણે હલ્લો કર્યો એટલે બાદશાહે તેમના ઉપર હમીદુદ્દીનને મોકલ્યો. પણ તેનેજ મરાઠાઓએ પકડી લીધો અને બાદશાહી સામાન પણ પુષ્કળ લૂટી લીધો. એ વખતે થોડોક જ ફેર પડી ગયો. પાછળ જ બાદશાહ આવતો હતો, પણ મરાઠાઓને તેની બાતમી મળી નહીં. નહીંતર બાદશાહ પણ તેમની કેદમાં સપડાયો હોત. તેના લશ્કરનાં તો તમામ

માણસ મરાઠાથી થરથરતાં. ભારે સામાન ઉપાડવાને પુરતાં પશુઓ પણ ન હોતાં. ખજાનો ખાલી થયેલો છતાં તેનાં માણસો છેક બેવફા નહતાં. તેઓ બોલતાં કે, " અમારા આ અન્નદાતા બાદશાહને ખુદા આમ જ ઘણાં વર્ષ બચાવે કે યુદ્ધ આ રીતે ચાલુ રહે અને અમારો રોટલો ચાલે." વિશ વર્ષથી દક્ષિણમાં દિગ્વિજય કરવા આવેલા બાદશાહી લશ્કરની આ કેવી દશા! છેવટ ખાન-ઇ-આલમે બહુ મહેનત કરીને બાદશાહને અહમદનગર સુખરૂપ પહોંચાડયો. છતાં જો મરાઠાઓ બરાબર પાછળ પડયા હોત તો બાદશાહ અવશ્ય તેમના હાથમાં સપડાઈ જાત. અહમદનગર પહોંચ્યા પછી તેને ખબર મળ્યા કે ઝુલ્ફિકારખાને સિંહગઢ પાછો લીધો એટલે તેને મળવા માટે ત્યાં બોલાવ્યો. પણ તેટલામાં મરાઠાઓ અહમદનગરની પણ આસપાસ ફરી વળ્યા. બાદશાહે તેનો બંદોબસ્ત કરવા ઝુલ્ફિકારખાનને મોકલ્યો. એટલે મરાઠાઓ પાછા ફર્યા. તેવામાં વાકિનખેડાના પરા નાયકે દગો કર્યાની બાતમી આવી. સંતાજીનો ભાઈ બહિરજી તેને મળ્યો હતો. તે પરથી ખાને ત્યાં જઈ તેને ફોડવા ઘણી ખટપટ કરી, પણ બાદશાહની માંદગીના ખબર સાંભળી તે જલદી અહમદનગર આવ્યો.

આ વખતે બાદશાહ ખરેખરો સપડાયો હતો. તેના લશ્કરની તો કેવળ દુર્દશા હતી. પગાર માટે તેમને વખતો વખત ત્રાસ વેઠવો પડતો. ખાવા માટે પેટ પુરતું અન્ન પણ ન મળતું. મરાઠાઓના સપાટામાંથી જે કાંઇ છુટવા પામે તે પર જ તેમને નિર્વાહ ચલાવવો પડતો. બીજી બાજુ સુરત, બરાનપુર, વરાડ, માળવા વગેરે બાદશાહી મુલકમાંથી મરાઠા મનમાનતું વસુલ મેળવી લેતા. તેના બંદોબસ્ત માટે બાદશાહે જુદા જુદા સરદારોને તેના ઉપર મોકલ્યા. અજીમશાહને ગુજરાત મોકલ્યો તથા ગાજીઉદ્દીનને વરાડ મોકલ્યો. પણ બાદશાહની માંદગી સાંભળી અજીમશાહે અહમદનગર આવવા રજા માગી. ઔરંગઝેબને આ વખતે પોતે પોતાના બાપની કેવી

દશા કરી હતી તે આંખ આગળ ખડું થયું એટલે તેણે અજીમ-શાહને કામ ઉપરથી ખસવા ના પાડી. છતાં પણ તે એકવાર મળવાને નિમિત્તે તો આવ્યો જ. અમદાવાદમાં તેણે પૈસાની અને લશ્કરની ઘણી સારી સવડ કરી રાખી હતી. તે અહીં આવતાં તેની જગાએ મહમદ ઇબ્રાહિમખાનને નીમ્યો. બાદશાહે શાહજાદા કામબક્ષને તે પહેલાં જ વિજાપુર મોકલી આપ્યો હતો અને મોટો પુત્ર મોઆજીમ તો ઘણાં વર્ષથી કાબુલ જ હતો. સારાંશ, પોતાના અંતકાળે પોતાની પાસે પોતાનો એક પણ પુત્ર ન હોય એવી બાદશાહની ઇચ્છા હતી.

બાદશાહના છેવટના દિવસો માટે મનૂચી જણાવે છે કે, " બાદ-શાહ અહમદનગર આવતાં તેની બેગમ અને દીકરીએ વિનંતિ કરી કે " રાજધાની છોડીને આજ ત્રિશ વર્ષથી આપણે જંગલમાં ભટકીએ છીએ, ઘણાં દુઃખો વેઠયાં અને નાનાં હતાં તે આજ ઘરડાં થયાં. પણ હવે તો અમને મહેરબાની કરીને આગ્રા જવા દો. અમને ત્યાં કોઈ પકડી શકશે નહીં અને અમે સુખમાં તથા આબરૂમાં મરીશું." બાદશાહે જવાબ આપ્યો: ' તમે કશી કાળજી ન કરો. તમારા સંરક્ષણની બધી તજવીજ બે વર્ષ પહેલાં જ મેં કરી રાખી છે. '

" દેવાપુર હતો ત્યાં સુધી અહમદનગર પાછા આવવાનો બાદ-શાહનો વિચાર ન હોતો. મહીસુર ઉપર ચડાઈ લઇ જવાનો તેનો ઇરાદો હતો, અને તે માટે મહીસુરના રસ્તામાં આવતી નદીઓનાં પાણીનાં માપ વગેરે તેણે મંગાવ્યાં હતાં. પણ તેવામાં બાતમી મળી કે ' અફગાનિસ્તાનમાં બંડ થયું છે અને શાહઆલમની ફોજ કપાઇ ગઇ છે. વળી ઔરંગઝેબ મરણ પામ્યો છે એમ સમજીને અજીમ-શાહ ગુજરાતમાંથી ચડીને ભાઈઓ સાથે લડવા માટે આગરા ગયો અને તેના ઉપર દુર્ગાદાસ ચડી આવ્યો. આ બાતમીઓથી ગુંચવાઇ-ને વજીરોની વિનંતિને માન આપી તે દેવાપુરથી પાછો ફર્યો અને અજીમશાહને પાછો બોલાવી લીધો. પણ આ વાતોથી લોકોમાં અને લશ્કરમાં કંઇ કંઈ કલ્પનાઓ ચાલી રહી, અને સૌ કોઇ તેની ફજેતી

કરવા લાગ્યા. બાદશાહે તેથી ચીડાઇને સખત હુકમ કાઢયો કે, મારા સંબંધમાં જો કોઈ કંઇપણ વાત કરશે તો તેને દેહાંત દંડની શિક્ષા થશે. આ હુકમથી લોકોનાં મોઢાં એટલાં બંધ થઇ ગયાં કે મુંગા મુંગા જ સૌ અહમદનગર પહોંચ્યા. રણનાં વાજાં પણ બંધ હતાં. બરાબર એજ અરસામાં મરાઠા ચડી આવ્યા અને બાદશાહના તંબુ પાસે જ એક હજાર માણસોને તેમણે મારી નાખ્યા અને ખુદ સેનાપતિને પકડીને તેની પાસેથી પાંચ લાખ રૂપિયા દંડ લીધો. એ વખતે ખુદ બાદશાહ પણ તેના હાથમાં સપડાત, પણ મરાઠા સૈનિકો બોલ્યા કે, 'બાદશાહને મારવાથી અમને લાભ નથી. તે જીવે છે ત્યાં સુધી અમારો ધંધો પણ ઠીક ચાલે છે.'

"પન્નાળાના ઘેરા વખતે જ બાદશાહને પગનો દુખાવો ઉપડેલો અને તેમાં વધારો થતાં તે કાયમનો લંગડો બન્યો. ત્યારથી તેણે દરબારમાં બેસવાની ગાદી સામે એક પડદો નખાવ્યો, અને લંગડાપણું કોઇને દેખાય નહીં તેટલા માટે પોતે ગાદી ઉપર બેસી ગયા પછી જ તે પડદો ખસેડાવતો. આવી સ્થિતિમાં પણ તેનો રાજ્યલોભ કે અધિકારતૃષ્ણા કમી થયાં નહોતાં. તે હંમેશાં કહેતો કે, રાજાઓને આંખ અને જીભ બે જ બરાબર સાબુત હોય તો બસ છે, એટલાથી જ તે રાજ્ય ચલાવી શકે. બીજાની કાંઈ જરૂર નહીં! એ જ અરસામાં કામબક્ષને ત્યાં પુત્ર આવ્યો. તેણે બાદશાહને વિનંતિ કરી કે આ દીકરાનું નામ અને ઇલકાબ આપ ઠરાવો. બાદશાહે ત્યારે કહ્યું: "તું જ એ દીકરાનું નામ પાડ. એ દીકરાને જે દીકરો થશે તેનું નામ હું ઠરાવીશ." અર્થાત્ તે માનતો હતો અને જણાવતો હતો કે હું હજી ઘણાં વર્ષ જીવવાનો છું.

"એક વખત બાદશાહે ઝુલ્ફિકારખાનને મરાઠા ઉપર મોકલતાં કાનમાં કહેલું કે, જુઓ, શત્રુની સાથે કપટ કરવું, ખોટું બોલવું, ફરછોડ કરવી, સોગન ખાવા, વગેરે ક્રાયે તે કળા પ્રસંગાનુસાર કરવામાં

જરાપણ આંચકો ખાવો નહીં. ગમે તે પ્રપંચ કે યુક્તિ કામે લગાડવી, પણ હાથમાં લીધેલા કામમાં યશ મેળવ્યા વગર રહેવું નહીં.

“ લડાઇના વિચાર બાદશાહના મનમાં સતત ચાલ્યા જ કરતા. પાલખીમાં બેસીને કૂચ કરતી વખતે પણ તલવાર મ્યાનમાંથી કાઢી તે હવામાં વીંઝતો, ખાલી આમથી તેમ ફેરવતો અને પછી પાછી મ્યાનમાં ઘાલતો. ધનુષ્ય બાણને પણ એજ પ્રમાણે કરતો. આમ કરીને તે લોકોને બતાવતો કે પોતે હજી પણ કોઇ પણ રીતે લડવાને તૈયાર છે. જો કે ઘડપણથી તેનું શરીર કેવળ શીથીલ થઇ ગયું હતું અને તેની ધોળી સ્વચ્છ દાઢી છાતીથી પણ આગળ વધી હતી. કોઇ અરજ કરવા આવતું, તો તે ધીમેથી માથું ઉંચું કરી સાંભળતો છતાં તેમ કરવામાં પણ તેને ઘણો વખત લાગતો. પરંતુ પછીથી તે એવો જવાબ આપતો કે ફરી તેને પૂછવાનું કારણ જ ન રહે. પાસે હોય ત્યારે તેના અમલદારો તેના હુકમો સાંભળવાનો ઢોંગ કરે; પણ જરા દૂર જાય એટલે ફાવે તેવો અર્થ કરે, અડચણો બતાવે અને બાદશાહના હજુરીઆઓને લાંચ આપી પોતાની મરજી મુજબ વર્તે. બાદશાહ પણ અમલદારોની આ બેવફાઇ જાણી ગયો હતો અને તેથીજ તેણે જાતે લડાઇ ચલાવી હતી. તે બતાવતો કે પોતે સદાકાળ ખુદાની બંદગીમાં નિમગ્ન રહે છે. રમજાનના દિવસોમાં તે રોજા કરતો અને એ વિશ એકવિશ કલાક ભજનમાં ગાળતો. એવા વખતમાં તેની વહાલી બેગમ પણ પાસે આવતી તો તે બોલતો કે ‘મને મારા પરમાનંદમાં તમે વિઘ્ન કાં કરો છો? હવે મને ઐહિક સુખની તૃષ્ણા જ નથી.’ આવા વર્તનથી ભોળાં માણસોને તો ભાસતું કે બાદશાહ ખરેખર એક મહાન્ સંતપુરુષ છે.

“ તેની છાવણીના જેવી ગંદી જગા પૃથ્વી ઉપર બીજી ભાગ્યે હશે. દરરોજ અસંખ્ય માણસો અને જનાવરો મરવાથી તેની દુર્ગંધ કાયમ ફેલાઇ રહેતી. જનાવરોની પેઠે જ માણસોને પણ દોરડું બાંધી ખેંચી જતા અને એમને એમ નજીકના કોઇ ખાડામાં ફેંકી દેતા.

માત્ર શિયાળ અને કુતરાંઓને તેથી મોજ થતી. કેટલીક વખત તો છાવણી પાસે જતાં નાક પકડી રાખવા છતાં પણ હું હેરાન હેરાન થઇ જતો અને મને ઉલટીઓ થઈ જતી. માખીઓ તો એટલી ઉડતી કે ખાણું લેતાં ઘણોજ ત્રાસ પડતો. મુસાફરોને પહેલી મોટી બીક મરાઠાની લાગતી, અને તેમના હાથમાંથી છુટતા તો બીજી બીક જકાતના નાકેદારોની લાગતી. કોઈ પણ પ્રવાસી પાસે દ્રવ્ય હોય તો તેના તો ભોગ જ મળે. તેનું સર્વસ્વ હરણ કરી લે અને તેને મારીને પુરી રાખે. આવી તે વખતે રાજ્યવ્યવસ્થા હતી.

"અહમદનગરમાં આવ્યા પછી બાદશાહને ઘણો પસ્તાવો થયો. તેને લાગ્યું કે, 'આ મરાઠા સાથે લડાઇ કયાંથી આદરી? દિલ્લી જો ચાલ્યો જાઉં તો આ આખો પ્રદેશ હાથમાંથી જાય, અને આટલાં બધાં વર્ષની બધી મહેનત અને ખર્ચ માથે પડે.' એટલે તેનાથી દિલ્લી જવાતું ન હોતું. તેના કુટુંબમાં પુત્ર પૌત્રાદિ વગેરે સત્તર માણસો વિશ પચિશ વર્ષની ઉમરનાં હતાં. પણ તેમાંનો એક પણ મરાઠાઓને જીતીને બાદશાહના દીલનું સમાધાન કરતો નહોતો. ઉલટા એ બધા બાદશાહ કયારે મરે અને આપણે રાજ્યગાદી ક્યારે પચાવી પાડીએ એને માટે વાટ જોઈ રહ્યા હતા. મરાઠા પણ બહુ જ જોર ઉપર આવેલા હતા. એક ટુકડી દિલ્લી ઉપર, તો બીજી બંગાળા ઉપર, અને ત્રીજી કર્ણાટક ઉપર તો ચોથી સુરત ઉપર એમ આખા દેશમાં તેઓ વ્યાપી રહેલા હતા. સન ૧૭૦૬ માં તેણે સુરત, ભરૂચ અને ગણદેવી લૂટયાં. કોઇ પણ સ્થળ એવું નહોતું કે જયાં તેઓ ન હોય. આજીમ અને કામબક્ષ એ બંને દીકરા બાદશાહના મરણની રાહ જોતા ટાંપીને બેઠા હતા. બાદશાહને તેની બીક નિરંતર રહેતી. લશ્કર કદાચ તેને મળી જાય એવી ધાસ્તીથી લશ્કરને પણ તે દૂર દૂર મોકલી દઈ પોતે એકલો જ રહેતો. અહમદનગરમાં તે એક વખત બહુ જ બિમાર થઈ પડયો અને તેના મરણની અફવા ચાલી હતી. એ વખતે રાજ્યમાં એવું ધાંધલ ચાલી રહ્યું કે કાંઈ

કહેવાની વાત નહીં. એ ધાંધલથી તેને કલ્પના આવી કે મારા ખરે-ખરા મરણ પછી કેટલો ગોટાળો ચાલશે. લોકોને શાંત પાડવા માટે ઉઠાતું નહોતું તો પણ, ગાદી તકીઆ રાખીને અને પુસ્કળ માણસો-ની મદદ લઇને તે દરબારમાં આવ્યો અને મંગળ વાજાં વગડાવ્યાં એટલે તે જીવતો છે તેની સૌને ખાત્રી થઈ. આ વખતે તેની આંખમાં આંસુ આવી ગયાં અને ભાવી વિપત્તિ માટે તેને અત્યંત મુંઝવણ થઇ. છતાં તેણે લોકોને સમજાવ્યું કે, 'કાલ રાતે પેગંબર સાહેબે મને દર્શન આપીને જણાવ્યું છે કે, મારૂં મરણ હજી નજીક નથી. હજી ત્રિશ વર્ષ મારે જીવવાનું છે.' આ રીતે ફરી લોકો મરણની અફવા ન ઉડાડે તેવી તેણે યુકિત રચી અને તે સફળ થઈ. આવી યુક્તિઓ કરવામાં તે ઘણો કાબેલ હતો.

"પણ હવે તેને તો ખાત્રી હતી કે મારો અંતકાળ ઘણો નજીક છે. એટલે ભવિષ્યનો વિચાર તેણે કરવા માંડયો. અજીમશાહનો પુત્ર પટણામાં હતો. તેના ઉપર તેની ઘણી પ્રીતિ હતી. તેમજ કામબક્ષ ઉપર પણ તેટલી જ પ્રીતિ હતી. પણ અજીમશાહને છાવણી-માંના ઘણા સરદારો અનુકૂળ હતા, અને કામબક્ષની નાલાયકી ઠરા-વવાને પણ તેઓ તૈયાર હતા. બાદશાહ એ જાણતો હતો એટલે તે કામબક્ષની સંભાળ રાખવા સુલતાન હુસેન ઉર્ફે મીરમલંગને જણાવ્યું. કામબક્ષ પણ થોડા દિવસ પછી તે હલામાં આવી પહોંચ્યો. અજીમ-શાહ તેને કાંઇ ઇજા ન કરે માટે તેને તેણે ઘણા માણસો સાથે વિજાપુર મોકલી આપ્યો, અને અજીમશાહને માળવા મોકલ્યો. પોતે હવે થોડી જ પળમાં મરવાનો છે એવું ચોક્કસ જણાતાં તેણે વજીર આસદખાનને પાસે બોલાવ્યો અને તેની પાસે ખજાનો ખોલાવી લશ્કરનો બધો ચડેલો પગાર પોતાની સમક્ષ ચુકવી આપ્યો. મરણ વખતે તે બોલ્યો: 'હવે હું સુખથી મરૂં છું. મુસલમાની ધર્મના શત્રુનો નાશ કરવામાં મેં કાંઇ બાકી રાખી નથી એટલું તો સૌ કોઇ મારા માટે ખાત્રીથી કહેશે.' મોટો દીકરો શાહઆલમ ગાદીએ

બેસે એવી આસપાસના માણસોએ તેને ઇચ્છા જણાવી. ત્યારે તે બોલ્યો: ' હું કોણ તેને નીમનાર ? ખુદાના હાથની વાત છે.' એ આટલું કહીને શુક્રવાર તા. ૨૦ ફેબ્રુઆરી સને ૧૭૦૭ ના રોજ બપોરના બે વાગે આ દુનિયામાંથી છુટો થયો. " તેની જ સાથે મરાઠાઓ જોડે ચાલતી તેની બત્રિસ વર્ષની લડાઈ પણ પુરી થઇ. આવા મહાન્ અને પરાક્રમી બાદશાહનો અંત આટલો દુઃખકારક થયો એ કેવું ભાવી ?

સન ૧૬૩૬ થી સન ૧૭૦૩ સુધી એટલે આશરે પોણોસો વર્ષ હિંદની રંગભૂમિ ઉપર શિવાજી અને ઔરંગજેબ એ બે પ્રસિદ્ધ વ્યક્તિઓનો ખેલ ચાલ્યો, પણ તેટલા વખતમાં આ દેશના ઇતિહાસનું સ્વરૂપ બદલાઇ ગયું.એ બે વ્યક્તિઓ પૈકી શિવાજીએ પોતાનું કાર્ય વહેલું સંકેલ્યું અને બીજી વ્યક્તિનું કાર્ય તે પછી પણ ઘણાં વર્ષ ચાલ્યું, તે આપણે જોઇ ગયા. એ વ્યક્તિના કાર્ય માટે વિશેષ ટીકા કરવાનું હવે કારણ નથી. ખુદ તેના પુત્રનો જ અભિપ્રાય મનૂચીએ પોતાના પુસ્તકમાં આપેલો છે.

એ શાહજાદો અકબર ઇરાનમાં હતો. તેને કોઇ પણ યુક્તિથી પાછો બોલાવવો; તેમ ન બને તો ઇરાનના શાહની મદદ લઇને તે ક્યારે ચઢી આવે તે કાંઇ કહી શકાય નહીં, માટે ઔરંગજેબ તેની ખટપટમાં જ રહેતો. તેણે અકબરને ઘણા પત્રો લખ્યા. એક વખતે તો ઘણીજ માયા અને લાગણી ભરેલો પત્ર લખેલો. તેનો તેણે જે જવાબ આપ્યો તે નીચે પ્રમાણે:—

" તમારૂં જ દૃષ્ટાન્ત મેં હંમેશાં આંખ આગળ રાખેલું છે. એટલું સારૂં દૃષ્ટાન્ત બીજું કોનું મળશે ? જે રજપુતોએ અકબર, જહાંગિર અને શાહજહાંને અંતઃકરણથી મદદ કરી, તેમનો આશ્રય મેં લીધો, એમાં ખોટું શું હતું ? જસવંતસિંગ જો તમારી ભુલથાપમાં ફસાયો ન હોત, તો આજ તમે હિંદના બાદશાહ ન હોત.

રજપુતો તો આપણા રાજ્યના સ્તંભ હતા. એ વખતે ફોજ માટે રજપુત જોતા તો એકને બદલે સો આવતા. આજ, તમે ત્રણ ત્રણ વર્ષથી દાંડી પીટાવો છો છતાં સો–પચાસ માણસો પણ આવતા નથી. આ શાનો પ્રભાવ ? આજ આટલા બધા તમારા અમલદારો છે, પણ તેમાંના એકની પણ તમારા ઉપર ખરી પ્રીતિ છે ? લશ્કરના બધા માણસો દરિદ્રી થઇ ગયા છે. કોઈની પાસે પૂરતાં હથિયારો પરન્તુ નથી. એક પણ કવિ કે ગ્રંથકાર નીપજતો નથી ! વેપારીઓ અને શ્રીમંતો લૂટાય છે અને તેમનાં ખૂન થાય છે. રૈયત ધૂળ મળી ગઇ છે ! દક્ષિણનો પ્રદેશ જે પ્રથમ સ્વર્ગ તુલ્ય હતો, તે હાલ ઉજડ, નિર્જન અને નિર્ધન થઇ ગયો છે ! વિજાપુર અને ઔરંગાબાદ એ કેવડાં મોટાં અને સુંદર શહેરો હતાં, પણ હાલ તમે જ કહો કે તેની જગાએ માટી સિવાય વિશેષ શું છે ? એ બધાનું કારણ માત્ર તમારો પરધર્મ પ્રત્યેનો દ્વેષ. તમે હિંદુઓ ઉપર જજીઆ વેરો નાખ્યો એટલે બધી જ રૈયત તમારા ઉપર વિફરી અને તેણે લૂટફાટ કરવાનું અને બાળવા જાળવાનું શરૂ કર્યું. દેશ તેથી જ ધૂળ મળી ગયો.

“ તમારા રાજ્યમાં એક પણ એવી સ્થિતિ છે કે જેની હું તારીફ કરી શકું ? મોટાં મોટાં અસલનાં કુટુંબો ધૂળમાં મળી ગયાં. સર્વત્ર લુચ્ચાઓનો જમાવ થઇ ગયો અને કારભાર હલકા લોકોના હાથમાં આવ્યો. હાથમાં જપમાળા, કાખમાં કુરાન અને માથે મોટી પાઘડી હોય એટલે તમારો તેના ઉપર સંપૂર્ણ ભરોંસો ! અને એવા માણસો તમારા આધારસ્તંભ !

“ આ રીતે આખા રાજ્યનો સમૂળ નાશ થતો મારાથી જોવાયો નહીં એટલે હું અત્યંત દુઃખ સાથે દેશ છોડીને અહીં આવ્યો છું, અને અહીં મને શાંતિ છે. પરમેશ્વર તમને દીર્ઘાયુષ્ય બક્ષે ! હું આવીને ત્યાંનું રાજ્ય સંભાળું એવી જો તમારી ઇચ્છા હોય, તો તમે પ્રથમ રાજ્ય છોડીને મક્કા ચાલ્યા જાઓ એટલે હું આવીને રાજ્ય સંભાળી લઇશ, અને બતાવી આપીશ કે રાજ્ય કેમ કરાય. તમારામાં જે કાંઇ

આવડત હતી તે તમે બતાવી ચુક્યા છો. હવે વૃદ્ધાવસ્થામાં પરમાર્થ સાધન જ તમારે માટે યોગ્ય છે. આથી વિશેષ લખીશ તો તમને દુઃખ થશે, માટે આટલું જ બસ છે."

વિધાતાની યોજના અકળ છે. મોગલ રાજ્યની બધી શક્તિ મરાઠાઓ ઉપર એક સામટી છોડીને ઔરંગજેબે મિથ્યાભિમાનમાં પોતાનો તથા આખા રાજ્યનો એકદમ અંત આણ્યો. આ પચિશ વર્ષો જો તેણે રાજધાનીમાં ગાળ્યાં હોત, અને રાજકારભારમાં વિશેષ લક્ષ આપ્યું હોત, તો એ રાજ્યનું આયુષ્ય આટલું વહેલું પુરૂં થાત નહીં. પણ, મરાઠા રાજ્યનો ઉદય કરવાની અને મરાઠાના ગુણો દુનિયાને બતાવી તેનું નામ ઇતિહાસમાં અજરામર કરવાની વિધાતાની યોજના હતી. એટલે જ તેની બુદ્ધિ વિપરીત થઇ. નહીં તો પોતાનું પણ હિત સમજી ન શકે એવો મંદબુદ્ધિ તે ખચિત નહોતો. પરન્તુ "બુદ્ધિઃ કર્માનુસારિણી" એ વચન પ્રમાણે તેનાં અત્યંત ઘોર પાપોનું પ્રાયશ્ચિત તેને ભોગવવાનું હતું અને રાજ્યનો નાશ થવાથીજ તે પાપનું નિવારણ થવાનું હતું. માટે જ બાદશાહને એવી બુદ્ધિ સૂઝી.

**(૮) મરાઠાઓના પ્રમાદની મીમાંસાઃ—**ઔરંગજેબ જોડે લડવામાં મરાઠાઓના શૌર્ય અને આગ્રહ એ ગુણો બહાર આવ્યા, અને એ માટે તેમની સ્તુતિ કરવામાં આવે છે. વળી મરાઠાઓના ઇતિહાસમાં આ યુદ્ધને સ્વાતંત્ર્યનું યુદ્ધ ગણાવવામાં આવેલું છે. મનુષ્યને સ્તુતિ પ્રિય હોય છે, એટલે આ રીતની સ્તુતિ મરાઠાઓને પ્રિય હોય એ કુદરતી છે, પણ એ યુદ્ધનો અંતસ્થ હેતુ શો હતો તેનો વિચાર શાંતિથી કરવો ઘટે છે. એ બાબત ઘણો મતભેદ છે છતાં અહીં તે સંબંધી કેટલુંક વિવેચન કરવાની જરૂર છે. યુદ્ધમાં મરણ સન્મુખ હોય, જીવતાં પાછા આવવાની આશા જ ન હોય, છતાં જે પ્રજા જીવિતની પરવા ન કરતાં પોતાનાં ઘણાં માણસોને યુદ્ધમાં મોકલે, તે પ્રજાને વાસ્તવિક રીતે જીવંત પ્રજા અથવા સ્વાતંત્ર્યપ્રિય પ્રજા કહી શકાય. આવી નિઃસ્વાર્થ સેવા આ પ્રસંગમાં મરાઠી

પ્રજાએ બજાવી જણાતી નથી, અથવા ઘણુાજ થોડા માણસોએ બજાવી છે. શંભાજીના મરણ પછી મોગલોની જોડે લડવું એ તો એક લાભકારક ધંધો થઈ પડયો હતો, અને એ ધંધામાં જોખમ ઘણુંજ થોડું હતું. દુર્ઘટ કે અગમ્ય જગાએ છુપાઈ રહીને મોગલોના મુલક કે સરસામાન કે પૈસા ઉપર તેઓ તૂટી પડતા. તેમાં તેમને મરણનો ભય ભાગ્યેજ હતો. એકંદરે આ લડાઈમાં કેટલા મરાઠા મરાયા તે ચોક્કસપણે કહી શકાય તેમ નથી. પણ સઘળી હકીકત લક્ષમાં લેતાં તેમનાં ઘણાંજ થોડાં માણસો મરાયાં હશે એમ કહેવામાં કંઈ અસત્ય નથી; અને જે થોડા મરાયા, તે પણ મરવાના ઇરાદાથી બહાર આવેલા નહીં. હલ્લો કરીને લૂટ મેળવી જીવતા પરત આવીશું એવા ઈરાદાથીજ તેઓ બહાર આવેલા. હાલના યુરોપિયન વિગ્રહમાં હરહંમેશ એવા પ્રસંગો આવે છે કે મરણ થવાના ચોક્કસ સંયોગો છતાં તેને માટે તત્પર થઇને જ સેંકડો માણસો આનંદપૂર્વક બહાર આવે છે. પાશ્ચાત્યોનો આ દેશપ્રેમ જોતાં ચકિત થવાય છે. દીલગિરી સાથે કહેવું પડે છે કે આવા પ્રકારનો દેશપ્રેમ અને એવી કર્તવ્યનિષ્ઠા મરાઠાઓમાં નહોતી જ. આખો દેશ ઔરંગજેબે ઘેરી લીધો હતો, છતાં વતન, લૂટ કે એવી જ કાંઇ લાલચ બતાવ્યા સિવાય ઘણા જ થોડા માણસો બહાર આવેલા. શત્રુએ જો વિશેષ લાલચ બતાવી તો દેશદ્રોહ કરવામાં પણ તેમને કાંઈ વિશેષ અનિષ્ટ જણાયું નથી. શિવાજીના વખતની લશ્કરની પદ્ધતિ અને લૂટના નિયમો લગભગ નષ્ટ થયા હતા. વળી કિલ્લા વગેરે લેવામાં જો કોઈ પણ ઇસમ કામ આવી જતો, તો તેનાં સંબંધીઓ વતન મેળવવા કે બક્ષિસ મેળવવા ધમાલ મચાવી મૂકતા. એટલે આનંદથી મરણને સત્કારનારા પાશ્ચાત્ય વીરો સાથે આ મરાઠા વીરોની તુલના કોઇ રીતે કરી શકાશે નહીં. જો કે તેની પણ એક બીજી બાજુ છે. પાશ્ચાત્યોની આ યોગ્યતા કેવળ દેશપ્રેમનું પરિણામ નથી. તેમની રાજ્યવ્યવસ્થા ઘણા વરસોના અનુભવથી ઘડાઇને પૂર્ણ થયેલી છે, અને તેમની પ્રજાનાં કર્તવ્યો

ઠરી ચુક્યાં છે, અને તે પરંપરાગત સંસ્કારથી પ્રજામાં પૂર્ણપણે ઉતરતાં આવે છે. કાયદા, રાજ્યપદ્ધતિ, વ્યવસ્થા, સત્તા વગેરે બાબતો નિર્ણીત થઇ જઇને એક જાતનું એવું બંધારણ જ ત્યાં બંધાઇ ગયું છે કે એ બંધારણનો દેશના સંરક્ષણના પ્રસંગે સારો લાભ મળે છે. કાયદાથી અને એના બંધારણથી લાખો માણસોનું લશ્કરી યંત્ર તૈયાર રહે છે અને તેનો ઉપયોગ સરકાર જરૂરના પ્રસંગે કરી શકે છે. દેશ-પ્રેમ અને આ બંધારણ બંનેનું પરિણામ અન્યોન્યને પોષક થાય છે. દેશપ્રેમને લીધે વિશિષ્ટ પ્રકારનો કાયદો કે ધોરણ પણ લોકો સ્વી-કારી લે છે, અને એકવાર તે સ્વીકારાયું કે લોકોમાં દેશહિત કરવા-નો એક જાતનો ઉત્સાહ આવે છે અને પછી પ્રાણ આપવાને પણ લોકો તૈયાર થયા છે. આવું બંધારણ ઉત્પન્ન કરવાનું કામ દેશનાયકો-નું છે, અને તેમ કરવામાં ઘણીવાર દિવાની સત્તા તથા લશ્કરી સત્તા વચ્ચે વિરોધ ચાલે છે. પણ લશ્કરી સત્તાએ દિવાની સત્તા કરતાં આગળ ન વધતાં તેના અંકુશમાં રહેવું એવી રાજ્યનીતિ છે.

આવી વ્યવસ્થા અને બંધારણ રચવાનું કામ કારભારીઓનું છે. તેઓ જો લશ્કરી ગુણવાળા હોય તો તેની યોગ્યતા વિશેષ ગણાય; પણ રાજ્યનીતિ તો તેમને ખાસ આવડવી જોઇએ. આ જ રીતે રામ-ચંદ્રપંત, પરશુરામ ત્ર્યંબક અને શંકરાજી નારાયણ આગળ આવ્યા, અને ધનાજી જાદવ તથા સંતાજી ઘોરપડે લશ્કરના સેનાપતિ હોવા છતાં તેમના તાબામાં રહ્યા. લશ્કરી બળ જેમ પ્રસંગ પડતાં કસાય છે, તેમજ રાજ્યનીતિ પણ પ્રસંગ પડતાં કેળવાય છે. રાજારામના વખતમાં આ ત્રણે જણ કામ કરતા; પણ તેમની દક્ષતા પછીથી તેવા પ્રસંગો આવતાં બહાર આવી. પિંગળે વગેરેમાં તેટલી યોગ્યતા ન હોવાથી તેઓ એ પ્રસંગે પણ ઝળકી શક્યા નહીં. પછીના વખતમાં બાલાજી વિશ્વનાથ પેશ્વા પણ આજ કારણથી પ્રસિદ્ધ થયો. પ્રસંગ અને પરિસ્થિતિ અનુકૂળ હતી તેમાં જેઓ યોગ્યતાવાળા હતા તે આગળ આવ્યા; અને જેનામાં યોગ્યતા નહોતી તે પાછળ પડી ગયા.

રાષ્ટ્રપ્રેમ અને રાષ્ટ્રની વ્યવસ્થા એ બંને ગુણો આપણે ત્યાં પ્રથમથીજ અજ્ઞાત છે. શિવાજીએ તેનું ઉદ્દીપન કરી તેને ઘણે અંશે ઉત્પન્ન કર્યાં. નિર્જીવ રાષ્ટ્રને તેણે સજીવ કર્યું. એ સમયનો સમાજ જીવતો હતો, અને રાષ્ટ્રનું કર્તવ્ય તે સમજતો હતો, માટેજ સંકટો આવ્યા છતાં તે વખતે રાષ્ટ્રનો બચાવ થયો. પણ એ કર્તવ્યનો રંગ લાગવાને અને તેને જીવનમાં ઘડાઇ જવાને તો વર્ષો જોઈએ. શિવાજીએ તેની હયાતીમાં તેવાં ઘણાં માણસો તૈયાર કરેલાં. પણ તે સઘળાં શંભાજીના સમયમાં કંઇ કંઇ કારણોથી નાશ પામ્યાં. માત્ર એક રામચંદ્રપંત રહ્યો, અને તેણે તેની ફરજ બજાવી જ. એમાં પણ માવળ પ્રાંતમાં શિવાજીની અસર વિશેષ હતી. માટે જ બાદશાહનો તે પ્રાંતમાં પગ ટકી શકયો નહીં. તેમનો એકાદો કિલ્લો બાદશાહે લીધો કે તરતજ તેમણે તે પાછો લઇ લીધોજ છે. એ લોકોનો આગેવાન શંકરાજી નારાયણ હતો.

પરંતુ, શિવાજીનું ધોરણ સાચવનાર અને બધા ઉપર છાપ પાડનાર એવો બીજો પુરુષ પછી નીપજ્યો જ નહીં. રામચંદ્રપંતમાં યુદ્ધકૌશલ્ય નહોતું, અને એ બંને બાબતો ન હોય ત્યાં સુધી લોકો ઉપર છાપ ન પડી શકે. આવી સ્થિતિમાં મરાઠાઓની હંમેશની ફાટફૂટ ફરી જોરમાં આવી, અને સ્વચ્છંદે તથા સ્વાર્થ પ્રમાણે વર્તન થતાં રાજ્યમાં અવ્યવસ્થા અને ધાંધલ ચાલી રહ્યાં. જો કે ઔરંગઝેબને તેમણે થકવ્યો, પણ તેમનો નેતા જો કોઇ વિશેષ યોગ્યતાવાળો હોત, તો તેટલાથી પણ ઘણું વધારે કાર્ય થયું હોત. ઔરંગઝેબની ભૂલોથી એટલી અવ્યવસ્થા થઈ પડી હતી કે પાંચ દશ વર્ષમાં આખું મોગલ રાજ્ય તેમના હાથમાં આવ્યું હોત. પણ 'બાદશાહને મારવા કે પકડવા કરતાં એમને એમ રહેવા દેવામાં જ અમને લાભ છે' એમ વારંવાર મરાઠા બોલતા. અર્થાત્ જે પુરુષે પોણોસો વર્ષ સુધી મરાઠા રાજ્યનો ઉચ્છેદ કર્યો, તે કબજામાં હતો છતાં મરાઠાઓએ સ્વાર્થનો જ વિચાર કર્યો; રાષ્ટ્રનો નહીં. એટલે બત્રિશ વર્ષની આ લડાઇમાં

જો કોઇની પણ તારીફ કરવા જેવું હોય તો તે ઔરંગઝેબના પ્રમાદ અને સાંકડી દૃષ્ટિની જ કરી શકાય; મરાઠાઓના રાષ્ટ્રપ્રેમની કે કર્તવ્યનિષ્ઠાની નહીં. અગાઉ જણાવેલું છે કે મરાઠાઓમાં રાષ્ટ્રપ્રેમ વિશેષ નહોતો, તેનું જ આ યુદ્ધ એ એક ઉદાહરણ છે.

ખુદ રાજારામને પણ આ અડચણ નડેલી. તે જાણતો હતો કે મરાઠાઓમાં વતનની કાળજી ઘણી હોય છે, માટે તેનોજ તેણે લાભ લીધો. ઉપરાઉપર વતનની સનંદો આપીને તેણે લડાયક સેના તૈયાર કરી અને તે સેનાએ પ્રસંગ પુરતું ઘણું કામ કર્યું. પણ તેથી વતન સંબંધી ગોટાળા બહુ થયા. અને તેટલાજ માટે મહારાષ્ટ્રમાં આવીને સને ૧૬૯૯ માં રાજારામને હુકમ કાઢવો પડયો કે, "શિવાજીના વખતનાંજ વતનો ચાલુ સમજવાં. નવીન મળેલી સનંદોવાળાએ ફરી તપાસ માટે હાજર થવું. તેમાંથી માત્ર યોગ્યતા પ્રમાણે જેનાં તેનાં ચાલુ રાખવામાં આવશે."

લોકોએ સર્વસ્વનો ત્યાગ કરીને દેશના બચાવ માટે દોડવાની ભાવના યૂરોપમાં પણ છેક ઓગણીશમી સદીમાં ઉત્પન્ન થઈ છે. ફ્રેંચની રાજ્યક્રાન્તિ પછી પ્રજાકીય ચળવળ ઠેકાણે ઠેકાણે શરૂ થઇ, અને કેટલાક દેશમાં પ્રજાસત્તાક રાજ્યો નિર્માણ થયાં. પણ તે પહેલાં બધે અનિયંત્રિત રાજસત્તાજ ચાલુ હતી, અને તેનાથી પણ આગળ જઇએ તો જમીનદારી પદ્ધત ચાલુ હતી. મહારાષ્ટ્રની તેની સાથે તુલના કરવાની હોય તો આ જમીનદારી પદ્ધત સુધી નજર નાખવી જોઈએ. એ પદ્ધતમાં વતનોનું મહાત્મ્ય બહુ છે. દેશની ઘણીખરી જમીન આ વતનદારોના કબજામાં રહેતી અને લડાઇ વખતે એઓ પોત પોતાનાં લશ્કર લઇને આવે એવો ઠરાવ હતો. બાકીની બાબતમાં દરેક વતનદાર પોતાના વિભાગ પુરતો મુખત્યાર હતો. આ વતનદારો ઘણી વખત મનસ્વીપણે વર્તતા, બંડો કરતા, અંદર અંદર લડતા અને શત્રુને પણ મળી જતા. આવીજ કાંઈ પદ્ધત મહારાષ્ટ્રના જાગીરદાર દેશમુખ વગેરેની પણ હતી. પંદરમા શતકમાં આ પદ્ધત-

નો યુરોપમાં લય થતો ગયો અને અનિયંત્રિત રાજસત્તા ચાલુ થઇ. આ સત્તા લોકોને સુખકર કે દુઃખકર નીવડે તેનો આધાર વ્યક્તિ ઉપર છે. રાણી ઇલિઝાબેથ અને પહેલો ચાર્લ્સ, અથવા અકબર અને ઔરંગઝેબનાંજ ઉદાહરણ ધ્યાનમાં લઇએ, એટલે એ સત્તાનું સ્વરૂપ સમજાઇ જશે. પણ, જમીનદારી મટાડવા માટે તો તેવી સત્તાની પ્રથમ જરૂરજ. અને જ્યારે એ સત્તા લોકોને ત્રાસરૂપ થઇ પડે, ત્યારે લોકો એકત્ર થઇ તેનો નિષેધ કરે. ઇંગ્લંડ અને ફ્રાન્સની રાજ્યક્રાન્તિ એ તેનાંજ ઉદાહરણો છે. આવા સેંકડો વર્ષ ઝગડા ચાલ્યા પછી અને કંઇ કંઇ ફેરફારો વેઠયા પછી લોકોમાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રપ્રેમ કેળવાય છે અને પછી તેઓ સંઘશક્તિથી રાષ્ટ્રકાર્ય કરી શકે છે. આવો સામાન્ય સિદ્ધાન્ત યુરોપના શાસ્ત્ર-કારોએ ઠરાવેલો છે. હજી તેમાં પણ ઘણા પ્રકારો અને મતભેદો છે, પણ તેના વિવેચનને માટે આ સ્થળ નથી. અહીં માત્ર એટલુંજ કહેવાનું છે કે રાજારામની આફત વખતે રાષ્ટ્રીય ભાવનાના બળથી ઔરંગ-ઝેબને થકવ્યો એમ કહેવું બરાબર નથી. શિવાજીએ જાગીરદારોને કબજામાં લઇને અનિયંત્રિય રાજસત્તાની શરૂઆત કરી તથા અંદર અંદરના બખેડા મટાડયા. શંભાજીના વખતમાં તેને થોડું વિશેષ બળ મળ્યું. પણ તે સત્તા સ્થાયી અને પ્રબળ થતાં પહેલાંજ બાદશાહ ચડી આવ્યો. એટલે આખું રાજ્ય ખળભળી ગયું અને જાગીરદારો પાછા જોરમાં આવી ગયા.

હિંદુ લોકોની અને વિશેષતઃ મરાઠાઓની વતન ઉપર અર્થાત્ જમીન ઉપર ઘણી આસક્તિ હોય છે. એ આસક્તિનો ખ્યાલ બીજી પ્રજાને આવવો શકય નથી. મરાઠાઓ બીજી કોઇ પણ વસ્તુનો ત્યાગ કરી શકશે, પણ વડિલોપાર્જિત મીરાકતનો ત્યાગ પ્રાણ જતાં પણ નહીં કરે. પ્રજાના આ સ્વભાવને રાજાએ લક્ષમાં રાખવો જ ઘટે. તેમાં પણ ઔરંગઝેબ જ્યારે મરાઠાઓને ઉપરા ઉપર વતનો આપવા લાગ્યો, ત્યારે રાજારામને અને તેના કારભારીઓને પણ તે જ રસ્તો

લેવો પડયો. એ રસ્તો લીધો નહોત તો લડવા માટે કોઇ આગળજ આવ્યું નહોત. મુખ્ય અડચણ કહીએ તો એજ હતી. લશ્કર કેમ ઉભું કરવું અને વધારવું એજ મુખ્ય પ્રશ્ન હતો. હાલમાં જેમ કાયદાથી અને ધોરણથી યુરોપમાં લશ્કર તૈયાર થઇ જાય છે, તેમ તે વખતે નહોતું. શિવાજીએ ધોરણ બાંધેલું, પણ તે ઘણે ભાગે બંધ પડી ગયું. એટલે વતનની લાલચ બતાવવા સિવાય બીજો માર્ગજ નહોતો, અને એ વહીવટ એક વખત પડયો, તે પછીથી બંધ કરી શકાયો નહીં. પેશવાઇમાં પણ એ વહીવટ ચાલુ જ હતો. એ વ્યવસ્થાની એક મોટી ખામી એ હતી કે ચોમાસામાં બધાજ સૈનિકો ખેતીવાડી માટે ઘેર ચાલ્યા જતા. એટલે તે વખતે લડવાવાળું કોઈ રહેતું નહીં. કોઇ મોટી ચડાઇ ચાલુ હોય, છતાં જો ચોમાસું વચમાં આવી જાય, તો ચાલુ લડાઇ પડતી મૂકીને પણ લોકો ઘેર જતા રહેતા. અને તેમ થતાં રાજ્યને ઘણી હાનિ વેઠવી પડતી. પણ તે પરથી જમીન ઉપર તેમને કેટલી આસક્તિ હતી તે જણાઈ આવે છે, અને એ આસક્તિ આજ પણ છે. યુરોપમાં હાલ ઔદ્યોગિક સમય છે. એટલે ત્યાંનો દરેક જણ ઉદ્યોગની પછવાડે લાગેલો છે, અને એ માટે તે આખી દુનિયામાં ભટકે છે. તેને કોઇ સ્થળે ઘર નથી અર્થાત્ રહેવાનું સ્થાયી ઠેકાણું નથી. પણ અહીં તેમ નથી. માટેજ આ દેશના લોકોને જમીનની આસક્તિ વિશેષ છે.

આ લડાઇમાં મરાઠાઓની સંઘશક્તિ બહાર આવી એમ કહેવું પણ વાસ્તવિક નથી. કેમકે સંઘશક્તિ તો યુરોપમાં પણ હજી છેક હમણાં જ કેળવાય છે. અર્થાત્ તે વખતના મરાઠાઓમાં તે ન હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

**(૯) જુદી જુદી દૃષ્ટિથી આ યુદ્ધનો વિચારઃ**—ઘણાનો એવો મત છે કે મરાઠાઓને આ યુદ્ધમાં જય મળવાનું મુખ્ય કારણ બાદશાહનો પ્રમાદ છે. મરાઠાઓ પરાક્રમી ખરા, પણ બાદશાહે જો

પ્રમાદ ન કર્યો હોત, અથવા એ પ્રમાદનો લાભ લેવાની આવડત મરાઠાઓમાં ન હોત, તો બાદશાહે તે જ વખતે આખો દેશ જીતી લીધો હોત અને મરાઠાનું નામ ઇતિહાસપ્રસિદ્ધ થયું નહોત. બાદશાહના આ પ્રમાદનું વિવેચન ઓવેને ઠીક આપેલું છે; તેનીજ સાથે તેણે મરાઠાઓની યોગ્યતા વિષે પણ લખેલું છે. તેનો થોડો ઉતારો અહીં આપીએઃ—

"ઔરંગઝેબનો ગર્વિષ્ટ અને હઠીલો સ્વભાવ, અને તેના લશ્કરનો ખાલી ઠઠારો તથા બધાના તરફ તેનો અવિશ્વાસઃ એ બધાંનો લાભ હંમેશાં તેના શત્રુને મળતો. ગર્વિષ્ટપણાને લીધે તે શત્રુની યોગ્યતા કળી શક્યો નહીં. હઠીલાપણાને લીધે તેણે જજિયા વેરો કાઢ્યો જ નહીં, અને એ રીતે તેણે લોકોનાં મન નારાજ કર્યાં. તેના લશ્કરના ઠાઠમાઠથી વિજાપુર અને ગોવળકોંડાના સરદારોએ અંજાઇ જઇ પોતાના ધણી તરફ અવિશ્વાસ કર્યો એ ખરૂં; પણ એ નિરર્થક ભભકાથી પૈસાની માત્ર ઘણી ખરાબી થઈ અને તત્ત્વને વળગનારા મરાઠાઓની ધનતૃષ્ણા તથા લૂટ કરવાની અનુપમ કુશલતા વધતી ગઇ. તેમને સમરાંગણમાં ખેંચી લાવે એવો કોઇ કુશળ નેતા તેમનામાં નહોતો. અનેક ઘોર સંગ્રામોમાં તેમનો પરાભવ થયો હતો, અને તેમના મુખ્ય મુખ્ય કિલ્લાઓ લેવાઇ ગયા હતા; છતાં પણ બાદશાહ તેને જીતી શક્યો નહીં, એટલુંજ નહીં, પણ તેમણે બાદશાહનો સામાન અને પૈસો પુષ્કળ લૂટ્યો અને "પરમેશ્વર બાદશાહને આવી જ બુદ્ધિ આપો," એમ બોલી તેની મશ્કરી કરવા લાગ્યા. પણ બાદશાહની સૌથી મોટી ખામી તો તેનો બધા પ્રત્યેનો અવિશ્વાસ હતો. શત્રુ તરફ અવિશ્વાસ હોય એ તો ચાલે; અને તે કદાચ ગુણ પણ ગણી શકાય શિવાજી પોતાના માણસો તરફ ઘણીજ પ્રીતિ રાખતો, એટલે તેના શત્રુ તરફના અવિશ્વાસને આપણે દોષ નથી દેતા; પણ ઔરંગઝેબ તો પોતાના અને પારકા સૌના તરફ અવિશ્વાસ રાખતો. તેનાં અંગત માણસોને પણ તે અપ્રિય થઇ પડયો હતો,

અને એ બધાજ કર્તવ્યભ્રષ્ટ થઇને સ્વાર્થ સાધતા હતા તથા શત્રુને મળી જતા હતા. આથી કરીને બાદશાહનો સર્વાંશે ઘાત થયો. ”

પરિણામની દૃષ્ટિથી જોઇએ, તો બત્રિશ વર્ષની આ લડાઈ મરાઠા ઇતિહાસમાં સોનેરી અક્ષરે નોંધી રાખવા લાયક છે. સ્વાભિમાન, સ્વદેશપ્રીતિ અને સ્વાતંત્ર્યપ્રેમ વગેરે ઉચ્ચતર ગુણો આ લડાઇમાં ઘણી વખત જણાઇ આવ્યા. અનેક સંસ્મરણીય પ્રસંગોએ મરાઠાના આ વિશિષ્ટ ગુણો દેખાયા છે. ગમે તેટલાં સંકટો આવ્યાં, છતાં મરાઠાઓએ અપમાન સહન કરી લીધું નહીં, એ લોકોના અનુભવમાં આવ્યું. વળી કાવ્ય નાટકાદિકને યોગ્ય એવા પણ પુષ્કળ પ્રસંગો આ લડાઇમાં બનેલા છે. શંભાજીનો વધ, જિંજીનો ઘેરો, સંતાજીનું ખૂન, ધનાજીના હલ્લા, સતારાનો ઘેરો, વાકિનખેડાના ઢેડ નાયકનું પરાક્રમ, શાહુની કેદ અને છેવટે ખુદ બાદશાહનો અત્યંત હૃદયભેદક અંતઃ વગેરે સેંકડો પ્રસંગોનાં રસિક અને હૃદયવેધક વર્ણનો લખનાર ઈતિહાસકાર, કવિ કે નાટકકારની આજ ખોટ છે. નહીં તો આ લડાઇની તુલના પેલોપોનિશિયન યુદ્ધની સાથે અગર દુનીઆના એવા બીજા પ્રસંગો સાથે થઇ જ હોત. ખુદ શિવાજીને પણ મોગલોની આટલી પ્રચંડ સેના સામે ટક્કર લેવી નહોતી પડી. ઉલટું જયસિંગ સાથે લડવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેણે બાદશાહને શરણે જઇને એ પ્રસંગ ટાળ્યો. વળી તે વખતે વિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો હયાત હતાં એટલે તેમને મોગલો જોડે લડાવી પોતે અલગ રહેવાની તેને સવડ હતી. ઘણા ભાગે તે પોતાના કિલ્લા છોડી બહાર આવેલો જ નહીં, પણ આ સમયમાં તેવી કશી અનુકૂળતા ન હોતી. શિવાજીના જેવો લોકોને આકર્ષી શકે તેવો કોઇ નાયક પણ ન હોતો. અને ખુદ બાદશાહ તથા તેની પ્રચંડ સેના તેની સામે હાજર હતી. શંભાજીની ક્રૂરતાથી મોટા મોટા સરદારો ખરાબખસ્ત થઈ ગયા હતા. કિલ્લાનો બંદોબસ્ત પણ બરાબર ન હોતો અને ખુદ તેમનો રાજા બાદશાહની કેદમાં હતો. વસુલાત આવતી ન હોતી, લશ્કરનું

ઠેકાણું ન હોતું, કિલ્લા બરાબર ન હોતા અને કોઇનો પણ આધાર ન હોતો. છતાં તેમણે પોતાનો ગયેલો મુલક પાછો મેળવ્યો અને પરદેશમાં પણ ચોથ તથા સરદેશમુખી લેવાનો હક સ્થાપન કર્યો. એનું કારણ એ કે શિવાજીના વખતમાં જે પ્રેરણા ઉપલા વર્ગના થોડા માણસોમાં હતી, તે આ વખતે આમ વર્ગમાં પ્રસરી હતી અને તેમાંથી ઘણા સેનાનાયક બન્યા હતા. રાજારામ, પ્રલ્હાદ નિરાજી, સંતાજી ઘોરપડે અને બીજા ઘણા મોટા પુરૂષો પરલોકવાસી થયા પછી પણ બીજા ગૃહસ્થો હિંમત ન હારતાં આગેવાની લેવા આગળ આવ્યા. અને એ રીતે મરાઠી પ્રજાનું ખરેખરૂં પાણી આ સંગ્રામમાં દેખાયું. આ ઉત્તમ પરિણામનો યશ ખરેખર બાદશાહનેજ આપવો ઘટે છે. જો એ જાતે મરાઠાઓ જોડે લડવા માટે ખાસ દક્ષિણમાં આવ્યો ન હોત, તો તેમનું ક્ષાત્રતેજ આટલું ઝળક્યું ન હોત; અને તેમના ઇતિહાસની મહત્તા પણ વધી ન હોત. કોઇ પુરૂષની કીર્તિ વધવાને જેમ યોગ્ય પરિસ્થિતિની જરૂર છે, તેમ પ્રજાની કીર્તિ વધવાને પણ તેવી પરિસ્થિતિની જરૂર હોય છે.

આ યુદ્ધનું બીજું એક મહત્ત્વનું પરિણામ આવ્યું તે એ કે શિવાજીએ જે રાજ્ય સ્વતંત્ર સ્થાપ્યું, તેનો વિસ્તાર અને બળ વધારવામાં આ યુદ્ધ ઘણે અંશે કારણભૂત થયું. બધા ઉપર એક સરખો પ્રસંગ આવી પડવાથી રાષ્ટ્રીયતાનું બંધન પાકું થયું, અને લોકોમાં સંપીને કામ કરવાની ટેવ પડી. તેમને લાગ્યું કે આપણે મહાન્ કાર્ય કરી શકીએ ખરા. અને આવો આત્મવિશ્વાસ ઉત્પન્ન થયા સિવાય પુરૂષાર્થનું કોઇ પણ કામ થઈ શકે નહીં. એ બળના જોર ઉપરજ પછીનાં સો વર્ષમાં મરાઠાઓએ હિંદની ચારે દિશામાં પોતાનો વિજયધ્વજ ફરકાવ્યો.

મરાઠા એટલે કેવળ લૂટારા લોકોનું ટોળું, તેમનામાં કોઇ જાતનું જોમ નહીં; અને વંટોળીઆની પેઠે તેમનો પ્રભાવ કેવળ ક્ષણિક હોઇને રાષ્ટ્ર તરીકેનાં કોઇ સ્થાયી લક્ષણ તેમનામાં ન હોતાં:

આવો આક્ષેપ ઘણીવાર કરવામાં આવે છે. એ આક્ષેપનો જવાબ અત્યાર સુધીના વિવેચન ઉપરથી મળી રહે છે. એ ઉપરાંત આ યુદ્ધ પણ તેનો એક યોગ્ય ઉત્તર છે. કેવળ લુટારા લોકોનું ટોળું હોત તો એટલા મોટા રાજ્ય સામે તે પચિશ વર્ષ સુધી ટકી શક્યું ન હોત. શૌર્ય, સાહસ, આગ્રહ, રાજકાર્યદક્ષતા, સંકટસહિષ્ણુતા, સંકટો વધવા છતાં પણ વધતી જતી હિમ્મત, કદી ન થાકનારો ઉત્સાહ, સ્વાર્થત્યાગ, સમાન દુઃખ વખતે જણાતી બંધુપ્રીતિ, રાષ્ટ્રના હિત માટે સર્વસ્વ વાપરી નાખવાની પ્રવૃત્તિ, અને સ્વધર્મ સંરક્ષણ એ ગુણો લુટારા લોકોની ટોળીમાં હોતા નથી. મુસલમાન પ્રજાએ નહીં હરાવેલી એવી બીજી એકે પ્રજા નથી. શૂરા રજપુતો પણ તેમને નમી ગયા. માત્ર મરાઠાઓએ જ તેમના ચક્રવર્તીપણાને ધક્કો માર્યો. મરાઠાઓએ પ્રાચીન કાળમાં પણ એવાંજ સંસ્મરણીય કૃત્યો કરેલાં છે. શિવાજીના પહેલાં પણ એ પ્રજાનો અને તેમની ભાષાનો ઉદય કાળ હતો. પ્રાચીન મરાઠાઓના ઉદ્ધારક જે દેવગિરિના યાદવ તેની જ સંતતિ શિવાજી અને એજ શિવાજીનું એ રાજ્ય હતું. મધ્યકાળમાં મુસલમાનોએ તેમાં ડખલ કરેલી, પણ દેશની અંતર્વ્યવસ્થામાં કાંઇ ફેર પડેલો નહીં. અને લડાઇ ચાલુ હોય ત્યારે શત્રુનો મુલક લૂટવો તથા તેમના પર છાપા મારવા એ તો હાલના સમયની પણ પ્રણાલિકા છે.

રાજારામના મરણ પછી લડાઇનો સઘળો બોજો ધનાજી જાદવ, પરશુરામપંત તથા શંકરાજી નારાયણ એ ત્રણ ઉપર હતો. પણ જે જે લડાઇની આગળ હકીકતો આપેલી છે, તેમાં મુસલમાન સરદારોની પેઠે મરાઠા સરદારોનાં નામ સ્પષ્ટપણે આપેલાં નથી છતાં એ લડાઇઓમાં મળેલો જય આ ત્રણેને અથવા વિશેષ કરીને ધનાજીને આભારી હતો. આ વર્ષોમાં ધનાજી બધી જગાએ વીજળીની પેઠે એક સરખો ચમકતો હતો. તેના લશ્કરમાં જો કે પુરતું નિયમન વિશેષતઃ ન હોતું, તોપણ શત્રુ ઉપર એકદમ પુરતા બળથી તૂટી પડ-

વામાં તેની બરાબરી કરી શકે તેવો કોઇપણ તે વખતમાં ન હોતો. મોગલ લશ્કરને "ધરતી માતા માગ દે" કહેવરાવનાર આ ધનાજીનું માત્ર નામ સાંભળતાં થરથરાટી છુટતી. ધનાજીની આટલી ધાકથી ઘોડો પાણી પીતો નહોય ત્યારે "કેમ પાણી પીતો નથી? ધનાજી દેખાય છે કે શું?" એવા મોગલ સવારોના શબ્દો સર્વતોમુખી થઇ ગયેલા. અર્થાત્ બાદશાહનો પરાભવ થયો, તેનું ઘણું માન ધનાજીને ઘટે છે. એકંદરે આ યુદ્ધના સંબંધમાં પ્રલ્હાદ નિરાજી, રામચંદ્ર નીલકંઠ, સંતાજી ઘોરપડે, ધનાજી જાદવ, પરશુરામ ત્ર્યંબક, શંકરાજી મલ્હાર, શંકરાજી નારાયણ અને ખંડેરાવ ચિટનિસ એટલી વ્યક્તિઓનાં નામો ધ્યાનમાં રાખવા લાયક છે. એ સિવાય પણ બીજાં ઘણાં નામો હશે, પણ તેને લગતા ઇતિહાસની સંપૂર્ણ સામગ્રી હજી બહાર આવેલી નહોવાથી તે ઉપલબ્ધ નથી.

આ યુદ્ધ ઉપરથી અકબર અને ઔરંગઝેબની રાજ્યપદ્ધતિ વચ્ચેનો એક મોટો વિરોધ નજરે પડે છે. રાજા મોટો બળવાન હોય અને તેનું લશ્કર ગમે તેટલું મોટું હોય, છતાં શત્રુ નિઃસત્ત્વ દેખાયો, એટલે તેને તેણે કદી પણ તુચ્છ લેખવો ન જોઇએ. લડાઇ કરવામાં પણ લાંબો વિચાર કરીને બની શકે ત્યાં સુધી મારામારીનો પ્રસંગ ન આવવા દેવો, અને યુક્તિથી તથા સામોપચારથી શત્રુને તાબામાં લઇ લેવો, એ બળવાન રાજાને પણ જરૂરનું છે. સામોપચારથી ઔરંગઝેબે જો મરાઠાઓને વાળ્યા હોત, તો તેને થોડો ઘણો યશ મળ્યો હોત; અને તેને સંતુષ્ટ રાખવાનો યત્ન કર્યો હોત, તો તે વશ પણ થયા હોત. લોકોનું સમાધાન એજ રાજ્યરક્ષણનો ઉત્તમ ઉપાય છે, એવું સમજનારા મહાન્ રાજ્યકર્તા તો અંગ્રેજ છે. ઔરંગઝેબની તો એ દિશા જ નહોતી. વાસ્તવિક કહીએ તો એક પ્રજાને બીજી પ્રજાએ જીતી લીધાની એજ એક સ્પષ્ટ કસોટી છે. જીતાયલી પ્રજાનાં મન અને શરીર એ બે પૈકી મન જીતાયાં કે નહીં તેનો વિચાર જીતનારે કરી લેવો જોઇએ. શરીર જીતવાં સહેલ

છે, પણ મન જીતવાં મુશ્કેલ છે. મન એટલું સૂક્ષ્મ અને ચંચલ છે કે તેનું અસ્તિત્વ અને પરિસ્થિતિ એકાએક સમજી શકાતાં નથી. શરીર જીતાયાં એટલે આપણું કામ થયું એમ ઘણા માની લે છે, પણ તે મોટી ભૂલ છે. પ્રજાઓની હારજીત વખતે આ તત્ત્વ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. શરીરો બાહ્યોપાયથી સહજ જીતી શકાય, પણ મન જીતવાનું કાર્ય એ બાહ્ય શસ્ત્રથી થઇ શકતું નથી. તેને માટે તો અંતઃશસ્ત્રો જ જોઇએ. વળી શરીરના જખમો રૂઝાઈ જાય, પણ મન ઉપરના જખમો જલદી રૂઝાતા નથી. માટે જ સાધુ લોકોએ પણ મનનો જય કરવાનું ઘણું કઠણ ગણાવેલું છે. અકબરે રજપુત પ્રજાનાં શરીર જીતવા માટે ઘણો પરિશ્રમ કર્યો. ઔરંગજેબની કૃતિ તેનાથી કેવળ ઉલટી હતી. તેણે રજપુત મરાઠા વગેરેના અંતઃકરણ ઉપર ભયંકર આઘાત કર્યો, અને તેના જે જખમો થયા તે કદાપિ રૂઝાયા જ નહીં. એ જખમોની વેદના પછીનાં પણ સો વર્ષો સુધી તાજી રહી, અને તેથી જ રજપુત, મરાઠા, શીખ વગેરેએ મોગલ રાજ્યનો વિધ્વંસ કર્યો. આ કસોટી જીતાયલી પ્રજાએ પણ હંમેશાં ધ્યાનમાં રાખવાની છે. જ્યાં સુધી તેમનાં મન હયાત છે, અને તેમના મન ઉપરના જખમો રૂઝાયા નથી, અર્થાત્ પોતાનું અપમાન વીસરાયું નથી, ત્યાં સુધી તેણે સ્વરક્ષણને માટે નિરાશ થવાનું કારણ નથી. આ જખમો સેંકડો કિંવા હજારો વર્ષ સુધી પણ જેવા ને તેવા જ તાજા રહે છે. એનો દાખલો ગ્રીસ અને ઇટલીની પ્રજા છે. માટે આ યુદ્ધ ઉપરથી એક એ બોધ રાજા અને પ્રજા ઉભયને મળે છે.

બીજી પણ એક દષ્ટિથી આ યુદ્ધનો વિચાર કરવો જોઈએ. હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની ધારણા શિવાજીના મનમાં હતી અને તેને અનુસરીને તેણે સઘળી વ્યવસ્થા પણ સ્થાપી હતી. પણ એ ધારણા પાર પાડવામાં મોટી નડતર મોગલ રાજ્યની હતી. એ નડતર દૂર કરવાને કેવા કેવા પ્રયત્નો થયા તે આપણે જોઇ ગયા.

ઔરંગજેબે મરાઠાઓનો એ હેતુ ઓળખીને તેમને હઠાવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો; પણ તેની સામે લડીને ઘણે કષ્ટે પણ મરાઠાઓએ સ્વત્વ જાળવી રાખ્યું. એટલું જ નહીં, પણ શિવાજીના સામ્રાજ્યની કલ્પના પણ તેમણે વત્તી ઓછી અમલમાં આણી. ગુજરાત માળવા વગેરે ઠેકાણે તેમણે પગ મૂકયો અને તે પગ ધીમે ધીમે પછી આગળ વધાર્યો. એ કલ્પના પાર પાડવામાં પછીથી પણ નડતરો આવી. ઔરંગજેબના મરણ પછી મોગલ રાજ્યના કકડા થયા અને તે દરેકે મરાઠા રાજ્યને જીતવાની, છેવટે તેને વધવા ન દેવાની, પરાકાષ્ટા કરી. ઔરંગજેબની તાલીમમાં કેળવાયલા અનેક મુસલમાની વીરો મરાઠાના આ ઉદ્દેશને સમજનારા એ વખતે હયાત હતા. દક્ષિણનો સુબેદાર નિજામ–ઉલ–મુલ્ક, અયોધ્યાનો વજીર, તથા અમદાવાદ, માળવા, બંગાળ અને બીહાર પ્રાંતના સુબેદારો વત્તેઓછે અંશે પોતાનો કારભાર પછીથી સ્વતંત્રપણે ચલાવતા હતા. અને બાદશાહીનું મુખ્ય સ્થાન નિર્માલ્ય હતું એટલે તેની આ શાખાઓ ઘણી જ જોરમાં હતી. એ શાખાઓએ મરાઠાઓના વધતા બળને અટકાવવાનું કામ ઘણી કાળજીથી મન ઉપર લીધું હતું. દક્ષિણ દેશ પૂર્ણપણે જીતવાનો મોગલોનો સંકલ્પ તો અશક્ય ગણીને ફરી કોઇએ હાથમાં લીધો નહીં. અને સ્વસંરક્ષણ સિવાયનો અન્ય ઉદ્દેશ પછીનાં આ રાજ્યોને શક્ય પણ ન હોતો. પણ સ્વસંરક્ષણ માટે પછીનાં સો પચાસ વર્ષો સુધી એ મુસલમાનો અને મરાઠાઓ વિલક્ષણ બળથી સતત લડયા કર્યા અને આખો દેશ અઢારમા શતકમાં આ પ્રચંડ ઝગડાઓની રણભૂમિ થયો. આ ઝગડાઓમાં બેમાંથી એકે પક્ષને સ્વાસ્થ્ય મળ્યું નહીં. મુસલમાનોએ નાખેલા અંતરાયો નિવારીને, શિવાજીની હિંદુ સામ્રાજ્યની ધારણા પાર પાડવા માટે જ, જુદા જુદા મરાઠા સરદારો આજ કર્ણાટકમાં તો કાલ માળવામાં, આજ ગુજરાતમાં તો કાલે બંગાળામાં, અને આજ મહીસુરમાં તો કાલ પંજાબમાં એ રીતે અવિચ્છિન્ન ભટકતા રહીને પોતાનો

દાબ બેસાડતા ચાલ્યા. મોગલ રાજ્યની એ બળવાન શાખાઓમાં નિજામનું રાજ્ય પહેલી પંક્તિનું હતું. સન ૧૭૨૦ ની બાલાપુરની લડાઇથી તે સન ૧૭૯૫ ની ખરડાની લડાઇ સુધી એ નિજામના રાજ્ય સાથે મરાઠાઓનો ભયંકર સંગ્રામ ચાલ્યો. સતત એટલાં વર્ષો સુધીની એ લડાઇમાં મરાઠાઓએ નિજામને ઘણીવાર પોતાનો સારો હાથ બતાવી આપ્યો. આ બનાવ કેવળ યદૃચ્છાથી બન્યો કે તેમાં બંને પક્ષોનો કાંઇ હેતુ હતો, એ ઇતિહાસના અભ્યાસકોએ અવશ્ય તપાસવું જોઇએ. બનેલી બાબતોનો સંબંધ વિચારીને તેમાંથી કાર્ય કારણ શોધી કાઢવાં એ ઇતિહાસનું કર્તવ્ય છે. મરાઠા ઇતિહાસની આવી આવી બાબતો આ દૃષ્ટિથી તપાસીને, સામટી રીતે તેમજ છુટી રીતે જોઇને તેમનો આવો સંબંધ ઘટાવવાનું કાર્ય આજ સુધી કોઇએ કર્યું નથી. એમ કરવામાં મુસલમાન અને મરાઠાના યુદ્ધનું તથા મરાઠા રાજ્યની પછીની વ્યવસ્થાનું ખરૂં સ્વરૂપ આરંભથી ધ્યાનમાં રાખવું જોઇએ. મરાઠા રાજ્યની સ્થાપના એટલે જ મુસલમાન અને મરાઠા વચ્ચેના અનેક જબરજસ્ત ઝગડાઓની સાંકળ. ઇનિહાસના અભ્યાસકોએ એ સાંકળની જુદી જુદી કડીઓ ઓળખવી જોઇએ. આજ સુધીમાં એવી બે કડીઓનું સ્પષ્ટીકરણ થયું છે. હજી બીજી એવી ઘણી કડીઓ બતાવવાની છે. નિજામ સાથેનું યુદ્ધ, ગુજરાતમાંનું યુદ્ધ, રોહિલા સાથેનું યુદ્ધ, હૈદર સાથેનું યુદ્ધ, વગેરે અનેક યુદ્ધો મરાઠાઓએ તે પછીથી કર્યા પણ તેનો સંબંધ જે તે સ્થળે સ્પષ્ટ કરીશું.

**(૧૦) શાહુનો છુટકો**—( એપ્રિલ સને ૧૭૦૭)–ઔરંગજેબના મરણ વખતે **શાહુ** તેની છાવણીમાં જ હતો. તેણે છુટી જવા માટે કશી અનુચિત ઉતાવળ કરી નહીં. બાદશાહ તરફથી તેને છોડી મુકવાની સૂચના થઇ, ત્યારે પણ સ્વમાનને હાનિ કરે તેવી કોઇ સરત તેણે કબુલેલી નહોતી. પ્રસ્તુત યુદ્ધ ઠીક ચાલે છે, અને તેમાં મરાઠાનો જ જય થવાનો છે એવી તેની પાકી ખાત્રી હતી. બાદ-

શાહને લાગ્યું હતું કે મારા દીકરાઓ માંહો માંહે લડશે, અને છેવટે મરાઠા જ ફાવી જવાના. આ વિચારથી તેને યાતનાની પરાકાષ્ટા થઇ. પણ હવે કશો માર્ગ રહ્યો ન હોતો; થયેલી ભૂલ સુધરે તેમ નહોતી. તેને લાગ્યું કે મારૂં જીવન નિષ્ફળ થયું અને તે માટે તેને અનિવાર્ય પશ્ચાત્તાપ થયો. અને એ પ્રમાણે ખરેખર જ ઔરંગઝેબની પછવાડે શાહજાદાઓ લડયા. તેમાં અજીમશાહ તથા કામબક્ષનો ભોગ થઇ છેવટે મોટો પુત્ર મોઆજીમ "બહાદુરશાહ" નામ ધારણ કરી ગાદીએ બેઠો. પણ શાહુનો છુટકો તો તેની પણ પહેલાં થયો હતો. બાદશાહ જીવતાં અજીમશાહને તેણે માળવા મોકલ્યો હતો. પણ તે આશરે વિશ ગાઉ ગયો નહીં હોય ત્યાં તેને બાદશાહના મરણની બાતમી મળી. એટલે તે તરત જ પરત આવ્યો. તેનો પુત્ર બેદરબખ્ત પણ અમદાવાદથી આવી પહોંચ્યો. અને ઇબ્રાહિમખાનને અમદાવાદથી માળવા મોકલ્યો. આ વખતે મુસલમાની ઇતિહાસકાર ખાફીખાન પણ અમદાવાદ હતો. બાપની અંત્યવિધિ ઉકેલીને અજીમશાહ અહમદનગરમાં જ તખ્તનશીન થયો, અને તેણે પોતાના નામના ખુતબા વંચાવી સિક્કા પણ પડાવ્યા. એટલામાં બાતમી મળી કે વડિલ ભાઇ ઉત્તરમાં રાજ્યનો કબજો કરી લેવા લાગ્યો છે. એટલે તે તેની સાથે લડવા માટે નીકળ્યો. તેની સાથે વજીર આદતખાન અને તેનો પરાક્રમી પુત્ર ઝુલ્ફિકારખાન પણ હતા, અને તેમની તેને સારી મદદ હતી. શાહુ પણ આ ચડાઇમાં સાથે હતો. મહંમદ અમીનખાન અને ચિંકિલીજખાન એ બે સરદારો તેને બહાનપુર સુધી પહોંચાડી ઔરંગાબાદ પાછા આવ્યા. તે પછી અજીમશાહ નર્મદા ઉતરી આગળ માળવામાં પેઠો. તે વખતે તેને એવી બાતમી મળી કે તારાબાઇએ મહારાષ્ટ્રના ઘણાખરા કિલ્લા લઇ લીધા, તથા પુનાના ફોજદાર લોદીખાનને હરાવીને ધનાજીએ પુના તથા ચાકણ પણ લઇ લીધાં. શાહુ આ વખતે સહકુટુંબ અજીમશાહની છાવણીમાં હતો; ઝુલ્ફિકારખાનનો તેના ઉપર ઘણો

ખ્યાર હતો. તેણે અજીમશાહને સલાહ આપી કે "શાહુને મરાઠાઓનો રાજા ગણીને પાછા મોકલે તો એ તારાબાઇનો કાંઇક બંદોબસ્ત કરે અને મરાઠાઓ તદ્દન સ્વતંત્ર થઇ પડતા અટકે. વળી તેમનામાં માંહોમાંહે કલહ ચાલશે એટલે તેમની શક્તિ પણ કમી થશે અને ફરી આપણને ત્રાસ નહીં આપી શકે." અજીમશાહને એ વિચાર ગમ્યો અને તેણે તરત જ શાહુને છુટો કરી દક્ષિણમાં રવાના કર્યો. એ વખતે નીચે પ્રમાણે કરાર તેણે શાહુ સાથે કર્યોઃ–

"દિલ્લીના બાદશાહના આજ્ઞાંકિત તરીકે સમજીને તમારે રાજ્ય ચલાવવું. તમારી માતુશ્રી તથા ભાઇ વગેરે અહીં અમારી પાસે રહેશે. હાલ તો તમેજ જઇને રાજ્યનો બંદોબસ્ત કરો. બખેડા કરનારાઓને સજા કરો અને મોગલાઈ પ્રદેશને ઉપદ્રવ ન થવા દો. તમે એ પ્રમાણે વર્તો છો તેની ખાત્રી થયા પછી, અને અમે દિલ્લી જઇને તખ્તનશીન થયા પછી, તમારાં માણસોને ત્યાં પહોંચાડીશું. તમને છ પ્રાંતની સરદેશમુખીની સનંદ, તથા ચોથાઇની સનંદ આપીશું; અને બાલાઘાટના મહાલો તથા વિજાપુર અને ગોવળકોંડાના મહાલો, અને ભીમા તથા ગોદાવરી નદીઓ વચ્ચેનો અર્ધો પ્રદેશ તેની અંદરનાં થાણાં અને કિલ્લા કોટ વગેરે સહિત બક્ષિસ આપીશું. અને હાલ તરત એ સઘળું સોંપી દેવા માટેનો પત્ર સુબા ઉપરનો તમને આપું છું, કર્ણાટક, ગોંડવણ, ગુજરાત અને તંજાવરનો કારભાર તમે કરો છો તે જ પ્રમાણે કરશો અને હંમેશાં અમારા હુકમમાં વર્તીને પ્રસંગે અમને લશ્કરી મદદ કરશો."

આ રીતનો કરાર કરીને પોશાક, ઝવેરાત, હાથી, ઘોડા તથા બસો સવારો અજીમશાહે તેને આપ્યા અને જતાં જતાં માર્ગમાં લશ્કર વધારતા જવાનું જણાવ્યું. શાહુએ પ્રસંગ વર્તીને એ બધી સરતો કબુલ રાખી, અને છાવણીમાં તેના જેટલા હિતચિંતક હતા તે બધાએ તથા ખાસ કરીને ઝુલ્ફિકારખાને તેને એકદમ નાકળી જવા

સલાહ આપી. કારણ કે ઔરંગજેબ ગાદી ઉપર બેઠો તે વખતે જેવી લડાઇઓ ચાલેલી, તેવીજ લડાઇઓ હવે પણ ચાલવાની અને તેમાં કોણ કોણ ભોગ થઈ પડશે તે કાંઇ કહી શકાય નહીં, એથી સૌને લાગ્યું કે શાહુ એક વખત દક્ષિણમાં જઇને સ્થિર થઇ જાય, તો પછી તેની આડે કોઇ નહીં આવે. માટે જલદીથીજ શાહુએ નીકળી જઇને પોતાનો માર્ગ કરી લેવો એવી સલાહ સૌએ આપી. કેમકે પછીથી વળી શું થાય તે કાંઇ કહી શકાય નહીં. આ રીતે શાહુનો છુટકો થયો. પણ બિચારી યેસૂબાઇને દિલ્લી જવું પડયું. તેનો છૂટકો પછીથી પણ થયો કે નહીં તે કાંઇ સમજાયું નથી. શાહુની એક સ્ત્રી તે પહેલાં મરણ પામી હતી. એટલે બીજી સ્ત્રી અને વીરૂબાઈ શાહુની સાથે છુટી. તે એટલી ઉતાવળે છાવણી છોડી ગયો કે તેની સનંદો તૈયાર થતાં સુધી પણ થોભ્યો નહીં. તે લેવા માટે તેણે જોત્યાજી કેરુરકરને પાછળ રાખ્યો. છતાં આટલી ઉતાવળમાં પણ શાહુએ પોતાનો હક સંભાળવામાં ભૂલ કરી નથી. શિવાજીએ સ્વ-રાજ્ય તરીકે ઠરાવેલો બધો પ્રદેશ તથા બીજો પણ વધારાનો પ્રદેશ તેણે લીધો હતો. એ સઘળું તેણે આઝમશાહ પાસેથી માગી લીધેલું હતું. મહાન્ શિવાજીના વખતથી પોતાના મુલકની વ્યવસ્થા કેમ ચાલે છે એ તે જાણતો હતો તથા મરાઠા સરદારોની બધી ખટપટ પણ તેના જાણવામાં હતી. કેદમાં હોવા છતાં એ બધી વાતોની વખતો વખતની માહિતી તે મેળવ્યા કરતો હતો અથવા તેને એજ ઉદ્યોગ હતો. દરરોજ કયાં કયાં લડાઇ ચાલે છે, તેનું પરિણામ શું આવ્યું, તથા એ સંબંધી મરાઠાઓનો મત શો છે અને મોગલોનો પણ મત શો છે તે સબંધી ખબરો એ વખતોવખત મેળવ્યા કરતો. તેમાંજ તેને રાજી કે દીલગીર થવાનું હતું. મરાઠાઓનો જય સાંભળી તેને અંદરથી સંતોષ થતો, પણ બહારથી ખેદ બતાવી મોગલ અધિકારીઓ પાસે તે વહાલો થતો. એક રાજકીય કેદી બીજું શું કરી શકે? ગુજરાત, કર્ણાટક તથા વિજાપુર અને ગોવળકોંડાનો

મુલક તેણે અજીમશાહ પાસેથી ખાસ આગ્રહ કરીને લીધો હશે. કેમકે અજીમશાહ કે ઝુલ્ફિકારખાન તે તેને પોતાની મેળે આપે જ નહીં. ઝુલ્ફિકારખાન તેને અનુકૂળ હતો અને અજીમશાહનું તેના વગર કાંઇ ચાલે તેમ ન હોતું. એટલે આ માગણી વગર આનાકાની-એ કબુલ થઇ. વળી હાલ તરત તો એ ઠરાવનો પણ કાંઇ વિશેષ અર્થ ન હોતો. કેમકે "તમારૂં વર્તન ત્યાં ગયા પછી કેવું રહે છે તે જોઇને તમારી સાથેનો કરાર કબુલ રાખવામાં આવશે." એમ અજીમ-શાહે જણાવેલું જ હતું. અને એના કરતાં વિશેષ નિશ્ચયાત્મક એ વખતે કાંઇ ઠરાવી શકાય તેમ પણ ન હતું. હજી અજીમશાહ દિલ્હીની ગાદીએ બેઠો ન હોતો; બેઠા પછી બાપનું જુનું વેર ચાલુ રાખવું કે નહીં તેનો વિચાર તેણે કદાચ કર્યો હોત. હાલમાં તો તેણે મરાઠા સાથે ચાલતી લડાઇ મટાડવા માટે ઝુલ્ફિકારખાનની પુખ્ત સલાહ સ્વીકારીને શાહુને છુટો કર્યો.

શાહુને છોડવામાં ઝુલ્ફિકારખાને મદદ કેમ કરી તેને માટે જુદાં જુદાં અનુમાનો છે. એનો પિતા આસદખાન ઘણા વખતથી વજીરનું કામ કરતો હતો, અને સૈન્યની સઘળી સત્તા મહારાષ્ટ્રમાં તો આ ખાનના હાથમાંજ હતી. બાદશાહની આબરૂ આ એકજ સર-દારને લીધે ઘણી વખત બચી હતી. શંભાજીનું કુટુંબ તથા રાયગઢ કબજે કરવામાં અને જિંજી લેવામાં વગેરે મહત્ત્વનાં કામો કરવામાં તેનોજ મુખ્ય હાથ હતો. અનેક મુસલમાન સરદારોએ મરાઠાનો માર ખાધો હતો જ્યારે આ એકજ સરદાર એવો હતો કે જે કદાપિ હાર્યો નહોતો. માટેજ તેના પરાક્રમ માટે બાદશાહને ખાત્રી હતી. પણ બાદશાહનો સ્વભાવ જ એવો હતો કે જે કોઇ તેને મીર-જુમ્લાની પેઠે અંતઃકરણથી મદદ કરતો તેનોજ તે વિશ્વાસઘાત કરતો. અનેક રજપુત તથા મુસલમાન સરદારોમાં તેવાં ઉદાહરણ છે, તેથી ખાને માન્યું હોય કે મારૂં વિશેષ પરાક્રમજ બાદશાહને હાથે મારો ઘાત કરાવશે તો તેમાં કાંઇ ખોટું નહોતું. અને તેટલા માટે તે

પોતાનું વર્તન હમેશાં દ્વિધા રાખતો. મરાઠા જોડે લડવામાં પણ સલુકાઈથી વર્તીને તેણે મરાઠાઓની પ્રીતિ મેળવી હતી. કદાચ તેમાં તેનો ઇરાદો ઔરંગજેબની પછવાડે દક્ષિણમાં રાજ્ય મેળવવાનો પણ હોય. બાદશાહના મરણ પછી તો તેનું વર્તન ખુલ્લી રીતે બદલાયલું હતું. પ્રથમ તેણે અજીમશાહનો પક્ષ લીધો, પરન્તુ પછી તેની હાર થતાં તે બહાદુરશાહને જઇ મળ્યો. આથી તેણે બહાદુરશાહની પ્રીતિ મેળવી. પણ તેના આવા વર્તનથીજ તે ફરાખશિયરને હાથે માર્યો ગયો. એ જો જીવતો હોત, તો તે પછીના વખતમાં સૈયદભાઇઓને બદલે એનું જ મહત્ત્વ વધ્યું હોત.

દક્ષિણના સંબંધમાં જોઇએ તો ઝુલ્ફિકારખાન અને નિજામ-ઉલ-મુલ્ક એ બેજ પુરુષ રાજકાર્યમાં કુશળ હતા. એ બેમાં ઝુલ્ફિકારખાન ઉંચા પ્રકારનો હતો. એ જો જીવતો રહ્યો હોત તો નિજામ-ઉલ-મુલ્કનું વિશેષ ન ચાલતાં એણેજ દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હોત. મરાઠાઓ જોડે લડવાનું પૂર્ણ રહસ્ય તે જાણી શક્યો હતો. બાદશાહે જો તેના પર સંપૂર્ણ ભરોસો રાખ્યો હોત, તો તેણે કદાચ મરાઠાઓનો સંપૂર્ણ ઉચ્છેદ પણ કર્યો હોત. નિજામ સાથે મરાઠાની ઘણી લડાઇઓ થઇ, પણ તેમાં તેને બહુ યશ મળ્યો નહીં. આડાંઅવળાં કારસ્થાનો કરીને તેણે રાજ્ય સ્થાપ્યું ખરૂં, પણ તેની જગાએ જો ખાન હોત, તો મરાઠા ઉંચું માથું પણ કરી શક્યા ન હોત. સમરાંગણમાં એ કદી પણ મરાઠાને હાથે હાર્યો ન હોતો. એટલે શાહુને છોડવામાં ભવિષ્યમાં પોતેજ દક્ષિણનું રાજ્ય લેવાનો અને શાહુને તાબામાં રાખવાનો તેનો કદાચ ઇરાદો હોય. પરંતુ હાલ તો તેનો પ્રયત્ન શાહુને લાભકારક થયો.

શાહુ કેદમાં રહેવા છતાં તેણે બાદશાહની અને પાસેના બીજા માણસોની ઘણી સારી પ્રીતિ મેળવી હતી, અને તેથીજ તેનો આટલો વખત બચાવ થયો. દરેક માણસ તેને મદદ કરવા તૈયાર હતો.

તે પાછો આવવા નીકળ્યો ત્યારે મોટા મોટા સરદારોએ તેને મીજબાની આપીને માન આપ્યું. એજ પ્રમાણે બાદશાહની છાવણીમાં રજપુત રાજા રજવાડા હતા, તેમણે પણ તેનો સારો સત્કાર કર્યો. આ ઉપરથી તથા પાછા આવતાં પણ તેને ઠેકાણે ઠેકાણે અભિનંદનો મળતાં ગયાં તે ઉપરથી, મહાન્ શિવાજી માટે તથા મરાઠાના એકંદર પરાક્રમ માટે તથા શાહુના પ્રમાણિકપણા માટે મહારાષ્ટ્રમાં જ નહીં પણ આખા દેશમાં સારી પ્રતિષ્ઠા હતી એમ કહી શકાય. બાદશાહની કેદમાં તેણે એટલાં વર્ષ ગાળ્યાં, એ ઘણુંજ દયાજનક હતું. શિવાજી માટે અને તેણે સ્થાપેલા રાજ્ય માટે ઘણાખરાના મનમાં પૂજ્ય વૃત્તિ હતી અને સ્વાતંત્ર્યપ્રેમ માટે આખો દેશ મરાઠાઓને અભિનંદન આપતો હતો, તથા પ્રભુ એમના પર એક વખત કૃપા કરે એવી સૌ આશિષ આપતા હતા. ઔરંગઝેબ જેવા બળવાન અને પરાક્રમી બાદશાહની અતુલ શક્તિ જોડે જેણે સતત પચિશ વર્ષ સુધી લડાઇ ચલાવી, અને છેવટે પોતાનું સ્વાતંત્ર્ય કાયમ રાખ્યું, તેને માટે આટલો ધન્યવાદ યોગ્યજ હતો. જેના પિતાનો અત્યંત ક્રૂરતાથી વધ કરવામાં આવ્યો, જેને બાળપણથી પરધર્મીઓના તાબામાં કારાગૃહવાસ વેઠવો પડયો, ખુદ શિવાજીનો પૌત્ર, તેને માટે બધાના અંતઃકરણમાં સહાનુભૂતિ, પ્રેમ તથા કરુણા ઉત્પન્ન થાય એમાં આશ્ચર્ય પણ શું? એમ કહેવામાં આવે છે કે એ વખતે મરાઠાઓને તેમના અનુચિત વર્તન માટે અત્યંત શાપ દેવામાં આવતા હતા. એ ખરૂં છે કે કેમ તે આપણે પછી જોઇશું. પણ એ કથન જો સત્ય હોય, તો શાહુના છુટકા વખતે લગભગ આખા દેશમાંથી તેને ધન્યવાદ મળ્યો એ કેવી રીતે બની શકે? ખરી હકીકત એ છે કે શાહુને એ વખતે જે સત્કાર મળ્યો તે સત્કારને એ તદ્દન યોગ્ય હતો. નહીંતર તો ઝુલ્ફિકારખાન અને બીજા સરદારોએ તથા ખુદ ઔરંગઝેબનાં માણસોએ અને રાજા રજવાડાઓએ તેને એટલું માન આપ્યું ન હોત.

**(૧૧) શાહુ અને શિવાજીના હકનો વિચાર:**—શાહુનો છુટકો થયો, પણ એ છુટકાનો આનંદ તણાઇ જઇને તેને જલદીથી જ કષ્ટપ્રદ વખત આવ્યો. તારાબાઇએ ઉતાવળ તથા ખટપટ કરી શિવાજીને ગાદીએ બેસાડી દીધો હતો. એમ કરવામાં કેટલાક તેની મદદમાં હતા અને કેટલાક વિરુદ્ધ પણ હતા. શિવાજી અને શાહુના હક માટે પણ ઘણી ચર્ચા ચાલે છે. કેટલાક શાહુના હકનું સમર્થન કરે છે, જ્યારે કેટલાક શિવાજીના હકનું પ્રતિપાદન કરે છે. કેટલીકવાર લેખકો ઐતિહાસિક સત્યાસત્ય ન તપાસતાં પોતે બાંધી લીધેલા મતને અનુસરીને વિકાર દૃષ્ટિ હોવાને લીધે યથાર્થ જોઇ શકતા નથી. પેશવાએ રાજ્ય લઇ લીધું એ પરિણામ ઉપરથી એવા લેખકો શાહુનો એ રાજ્ય ઉપર હક જ ન હોતો એમ સાબીત કરવા જાય છે; તેમજ તારાબાઇએ દુર્બુદ્ધિ વાપરીને રાજ્યને નુકસાન કર્યું તે પરથી શિવાજીનો પણ હક ન હોતો એમ ઠરાવે છે. પરન્તુ આ પ્રશ્નનો વિચાર તે સમયના પુરાવાને આધારે અને યોગ્યાયોગ્યતા વિચારીને કરવાની જરૂર છે.

આપણે જોઇ ગયા છીએ કે રામચંદ્રપંતનો વિચાર શાહુનો છુટકો થતાં સુધી શિવાજીને ગાદીએ બેસાડવાનો ન હતો. તેણે તારાબાઇને ઘણી સમજાવી, પણ તેણે આગ્રહજ પકડયો અને પરશુરામ ત્ર્યંબક તથા શંકરાજી નારાયણે તેને ટેકો આપ્યો. એટલે રામચંદ્રપંતને પોતાની વાજબી વાત પણ પડતી મૂકવી પડી અને કેવળ કલહ ન થવા દેવા માટે તેણે શિવાજીનો રાજ્યાભિષેક સ્વીકારી લીધો. આમ ઉતાવળ કરવામાં તારાબાઇનો અંતઃસ્થ હેતુ શાહુનો હક ડુબાડવાનો જ હતો. પણ એમ થવાથી રાજ્ય એ લોકોના સુખ માટે છે, આપણા ઉપભોગ માટે નથી, એ શિવાજીનું ઉદાત્ત ધોરણ બદલાયું, અને 'રાજ્ય ધર્મનું છે, લોકોનું છે' એવો રામદાસીય પ્રબંધ પણ તૂટયો. આજ સુધી રાજ્યવ્યવસ્થામાં જે કંઇ ફેરફાર થતા તેમાં વ્યક્તિનું હિત નહીં, પણ રાજ્યનું હિત મુખ્યત્વે જોવાતું. રાજારામે

એજ હેતુ લક્ષમાં રાખ્યો હતો. તેણે રાજ્યપદ ધારણ કર્યું, પણ યથાવિધિ રાજ્યાભિષેક તેણે કરાવ્યો જ નહીં. તેનું લક્ષ્ય શાહુ તરફ હતું. મરણ વખતે પણ તેણે શાહુને છોડાવી ગાદીએ બેસાડવાની આજ્ઞા કરી હતી. તેણે રાજ્યપદ સ્વીકાર્યું તે માત્ર રાજ્યનો કોઈ ધણી નથી એવું શત્રુ ન સમજે તેટલાજ માટે. બધા સરદારોનો પણ એવોજ આશય હતો કે બાદશાહને બતાવી આપવું કે શંભાજીને અને શાહુને તમે ખેંચી લીધા, પણ તેથી કાંઇ મરાઠી રાજ્ય ડુબી જવાનું નથી. અને એમ જો ન હોત તો તો યેસૂબાઇ પણ રાયગઢ પડતાં પહેલાં પોતાના પુત્રને લઇને રાજારામની સાથેજ બહાર નીકળી ગઈ હોત. પણ રાજ્યના સંરક્ષણ માટે યેસૂબાઇ ગમે તેટલું નુકસાન વેઠવાને પણ તૈયાર થઇ, પ્રાણ હાનિના પ્રસંગે પણ તેણે શાણા માણસો-ની સલાહની અવગણના કરી નહીં. એ ઔદાર્ય ક્યાં અને તારાબાઇની ક્ષુદ્ર દૃષ્ટિ ક્યાં? તેણે લાગ આવતાંજ ઉતાવળ કરીને પોતાના દીકરાને ગાદી ઉપર બેસાડી દીધો અને હક સ્થાપિત કર્યો. એજ હક ખરો અને પ્રબળ હતો એમ એ 'મરાઠી રાજ્ય'માં જણાવેલું છે: "શાસ્ત્રીય હક શાહુનો હતો, પણ સાક્ષાત્ હક તેનો ન હોતો. રાજારામે અતિ-શય કષ્ટ વેઠીને રાજ્યનું રક્ષણ કરેલું એટલે સાક્ષાત્ હક તેનો થયો. અને તે જ હક તેના કુટુંબમાં વંશપરંપરા ચાલવા દેવો એ રાજારામના શ્રમનો યોગ્ય બદલો હતો. શાહુએ તો પિતાનું રાજ્ય ગુમાવ્યું. તે જાતે પરાક્રમ કરીને છુટયો નહીં, પણ ઘણાં વર્ષ પછી મોગલોની તાબેદારી સ્વીકારીને અને તેમણેજ આપેલું નામ ધારણ કરીને તે છુટી આવ્યો. તારાબાઇએ રાજારામની પછીથી સાત વર્ષ સુધી ખરેખરી લડાઇ ચાલુ રાખી એટલે તેનો પણ શાસ્ત્રીય હક થયો."

'મરાઠી રાજ્ય'ના આ લેખકે પોતાના અભિપ્રાયના સમર્થન માટે ચિટનિસ ઉપર સ્વામીદ્રોહનો આરોપ મુકેલો છે. એક વાર અમુક મત બંધાયો, અને તેનું સમર્થન કરવા લાગ્યા, એટલે પછી ભલતાંજ અનુમાનો થાય, તેનું એ ઉત્તમ ઉદાહરણ છે. શાહુનો હક

નાસાબીત ઠરાવવાને તેણે વિલક્ષણ અનુમાનો રચ્યાં છે. શાહુ અને રાજારામ વચ્ચેનો પત્રવ્યવહાર તથા સંબંધ પણ તે ખોટો અને ચિટનિસે પાછળથી ઘુસાડી દીધેલો ગણાવે છે. એકવાર ચિટનિસના લેખને આ પ્રમાણે ખોટો ઠરાવીએ તો પછી આપણે ક્યાં જઇને બેસીશું તે કાંઇ કહી શકાય નહીં. આજ આપણી પાસે આપણા ઇતિહાસનું ખરેખરૂં સાધન સ્વભાષામાં લખાયલું માત્ર એ એકજ છે. એટલે બીજી બાજુથી વિશેષ ખાત્રી લાયક પુરાવો ન મળે ત્યાં સુધી તે લેખને સાચો ગણવા સિવાય છુટકો જ નથી. રાજારામ અને શાહુ વચ્ચે અણબનાવ હતો એવો કોઇ પણ પુરાવો નથી. રાજારામનો અને યેસૂબાઇનો સ્વભાવ, શંભાજીનો નિર્દયપણે વધ થતાં તેનું વેર લેવાની સઘળા મહારાષ્ટ્રીયોની ઇચ્છા એ શંભાજી તથા ધનાજીના બાદશાહી છાવણી ઉપર થયેલા હલ્લા એ બધું વિચારતાં રાજારામે શાહુની ખબર ન લીધી હોય એ કેવળ અસંભવિત છે. ઉલટું બાદશાહની છાવણીમાં અવ્યવસ્થા હતી એટલે બેગમોની મદદથી અને મોગલ સરદારોના પરસ્પર દ્વેષનો લાભ લઇને રાજારામનો વહેવાર શાહુ જોડે નિરંતર ચાલુ હતો એમ બેશક માની શકાય. ખુદ રાજારામના શબ્દો પણ અગાઉ આપેલા છે, અર્થાત્ શાહુ માટે સૌના મનમાં પૂજ્ય બુદ્ધિ જ હતી એટલે તે દક્ષિણમાં આવ્યો ત્યારે ઘણા સરદારો તેને જઇને મળ્યા તેમાં તેમણે સ્વામીદ્રોહ કે વિશ્વાસઘાત કર્યો એમ કહી શકાય નહીં.

વારૂ; શાહુનો સાક્ષાત્ હક નહોતો, એમ કહેવું પણ કેવી રીતે ખરૂં ગણી શકાય ? પરાક્રમ બતાવવાનો તેને પ્રસંગજ મળ્યો નહોતો, મળ્યો હોત તો તે નાના શિવાજી કે તારાબાઇ કરતાં ઓછો ઉતરત નહીં જ. વળી રાજારામે પરિશ્રમ વેઠયો, પણ તે કેવળ રાજ્યહિત માટે વેઠયો. શિવાજીને રાજ્ય મળ્યું એટલે તેનો પરિશ્રમ સાર્થક થયો એમ તેણે માન્યું ન હોત. અને શંભાજીએ રાજ્ય ગુમાવ્યું, પણ તે તેનું એકલાનું ક્યાં હતું ? એ બધા મહારાષ્ટ્રીઓનું હતું.

અર્થાત્ તેણે રાજ્ય ગુમાવ્યું એટલે તેના વંશનો હક પણ તેણે ગુમાવ્યો, એમ કહેવાય નહીં. રાજા તો રાજ્યનો સંરક્ષક હોય છે અને રાજ્યની વ્યવસ્થા માટે અમુક એક વંશે તેનું સંરક્ષણ કરવું એવો પ્રતિબંધ કરેલો હોય છે. એ પ્રતિબંધ બદલવો એ રાજાની મરજીની વાત નથી. શાહુ મોગલોની તાબેદારી સ્વીકારીને આવ્યો હતો, એ આરોપ પણ યોગ્ય નથી. અડચણના પ્રસંગે વખત પ્રમાણે વર્તીને પછીથી પોતાની પ્રવૃત્તિ વ્યવસ્થિત કરી દેવી એ તો પ્રસિદ્ધ અને ઠરેલી રાજ્યનીતિ છે. તેણે પછીથી એ તાબેદારી જરા પણ માની નથી. ખુદ મહાન્ શિવાજીને પણ એવે પ્રસંગે મોગલોની તાબેદારી સ્વીકારીને દિલ્લી જવું પડયું હતું. શાહુ એ નામ પણ તેણે પોતાની મરજીથી ચાલવા દીધું ન હોતું, છાવણીનાં માણસો તેને શાહુ કહેતા, બાકી તો તેનાં બંને નામ ચાલુ હતાં.

પરંતુ આ બધું વિવેચન અનાવશ્યક છે. શાહુનો ગાદી ઉપર હક ઠરાવવો એ આજની આપણા હાથની વાત જ નથી. તે વખતના લોકોએ શાહુનો હક ગણેલો કે કેમ એ જ મહત્ત્વનો પ્રશ્ન છે. અને એમ જણાય છે કે તે વખતના ઘણા ખરા માણસોએ શાહુનો સત્કાર કરેલો. તારાબાઇનો પુત્ર નાનો હતો અને ખુદ તારાબાઇ માટે લોકોને માન નહતું. તેના આગ્રહી અને રીસાળ સ્વભાવને લીધે ડરીને જે તે હામાં હા ભણતા એટલું જ. શાહુને છોડવીને ગાદીએ બેસારવો એ તો ઘણાં વર્ષનો મહારાષ્ટ્રીયોનો મુખ્ય અંતિમ ઉદ્દેશ હતો, અને એજ રીતે શંભાજીનું વેર લઈ શકાય તેમ હતું. એટલે શાહુ માટે લોકોને પૂજ્ય ભાવના હતી. તેમણે તેનો હક કબુલ રાખ્યો હતો, એટલુંજ નહીં, પણ તેના આવવાથી આપણું મોટું સંકટ મટયું અને હવે મહાન્ શિવાજીના દિવસો પાછા આવ્યા એમ સૌએ માન્યું. તે વખતના લેખોમાં આવોજ ભાવ વ્યક્ત છે.

સ્ત્રીઓએ બહારના વ્યવહારમાં પડવું નહીં, અને તેમાં પણ રાજ્યકારભારમાં તો બિલકુલ ભાગ લેવો નહીં, એવી પૌર્વાત્યોની

સામાન્ય સમજ છે. આ દેશમાં સ્ત્રીઓએ રાજ્યકારભાર કર્યાનું એકજ ઉદાહરણ અહલ્યાબાઇનું છે. પણ કેવળ એ સ્ત્રી હોવાના કારણે તેને રાજ્યકારભારમાં એટલી અડચણો પડેલી, કે તેની જગાએ જો કોઇ પુરુષ હોત તો એટલીજ કુશળતા છતાં તે વિશેષ પરાક્રમ કરી શક્યો હોત. તારાબાઇ તો હઠીલી અને દુરાગ્રહી હતી. રામચંદ્રપંત જેવા પ્રામાણિક શુભેચ્છકનું પણ તેણે સાચું નહીં માન્યું અને તેની સાથે તેને બન્યું નહીં. બીજા મરાઠાઓ પણ તેના હાથ નીચે રહેવાને રાજી નહોતા, અને તેથીજ ધનાજી તથા ખંડો બલ્લાળ શાહુને જઇને મળેલા. શાહુ રાજ્ય કરવાને આવે છે એટલું સાંભળતાં જ ઘણાને શાંતિ થયેલી, અને તારાબાઈ હવે ટંટો ન વધારતાં આનંદ-પૂર્વક શાહુને રાજ્ય સોંપી દે એવોજ લોકમત હતો. છતાં તારાબાઈ-એ વિરુદ્ધ વલણ લીધું, એટલે ખુલ્લી રીતે શાહુનો પક્ષ સ્વીકારવા તેની હાજરીમાં કોઇ તૈયાર થયા નહીં. પરન્તુ સૌની ધારણા હતી કે હજી પણ તે શાહુને રાજ્ય સોંપશે, અને આ ટંટો વધશે નહીં.' અને એવા ભરોસાથી સૌ વાટ જોઇ રહ્યા હતા. અર્થાત્ શાસ્ત્રીય અને સાક્ષાત્ બંને રીતે તે વખતના લોકો શાહુનોજ હક ગણતા હતા.

રાજ્યના હકનો વિચાર વતનદારી વગેરેના સામાન્ય કાયદાને ધોરણે કરવો ન જોઇએ; તેમાં તો યોગ્યતા મુખ્ય જોવી જોઇએ. અને જે વિશેષ યોગ્ય તેને જ લોકો પસંદ કરે. ઘેર બેસીને વતન ભોગવાય, પણ તેમ રાજ્ય ભોગવાતું નથી; તેતો સામર્થ્યથી ચલાવવાનું. સ્ત્રીઓને આપણે ત્યાં તેને માટે લાયક ગણવામાં આવી નથી. પુરુષો-એજ રાજ્ય ચલાવવું એવો વહીવટ છે. છતાં તે ભૂલીને રાજ્ય એટલે જાણે ખાનગી મીલકત હોય એમ ગણીને તારાબાઇનો હક કેટલાક લેખકોએ સ્વીકારી ભ્રમ ઉત્પન્ન કર્યો છે.

**(૧૨) શાહુનો રાજ્યાભિષેક:**—સન ૧૭૦૭ ના એપ્રિલ માસમાં અજીમશાહ દિલ્હી જવાના ઇરાદાથી માળવામાં પેઠો અને ત્યાંથી તેણે ઝુલ્ફિકારખાનની સલાહથી શાહુને છુટો કર્યો. એ છુટકો

ક્યા ગામ આગળ થયો તે બરાબર સમજાતું નથી. ખાફીખાન જણાવે છે કે ભોપાળની આસપાસ દોરા નામે ગામ આગળ થયો. પણ તો પછી શાહુ ભરતપુર, જોધપુર, જયપુર, ઉદેપુર વગેરે ઠેકાણે થઇને દક્ષિણમાં આવ્યો એમ ચિટનિસ જણાવે છે તે ખરૂં લાગતું નથી. એ સ્થળો તો આગ્રા પાસે આવ્યાં અને ગ્વાલિયરમાં આઝમશાહની છાવણી હતી ત્યાંથી તો તેના ભાઇઓ સાથે લડાઇ ચાલુ થઇ હતી. એ લડાઇમાં શાહુ ન હોતો જ. એટલે ગ્વાલિયર આવતાં પહેલાં તેનો છુટકો થયેલો હોવો જોઇએ, અને ત્યાંથી પાછા આવતાં ભરતપુર વગેરે સ્થળો આવે જ નહીં. એ રાજ્યોના સરદારો બાદશાહની છાવણીમાં હતા અને તેમણે શાહુને અભિનંદન આપેલાં. એટલે તેનો અર્થ ચિટનિસે એ રીતે લીધો જણાય છે. વાસ્તવિક રીતે શાહુ ભોપાળની આસપાસમાં જ છુટો થયો હશે.

છુટો થઇને એ નર્મદા ઉતરી સાતપુડાના ઘાટમાંથી બરાનપુર આવ્યો. એ ઠેકાણે જોત્યાજી કેરૂરકર જે સનંદો લેવા પાછળ રહેલો હતો તે તેને આવી મળ્યો. મોરોપંત સબનીસ, કૃષ્ણાજી જોશી અને ગદાધર ભટ્ટ એ વખતે સાથે હતા. ત્યાંથી સૌ નંદુરબારના ડુંગરી મુલકમાં સુજનસિંગ નામે એક જમીનદાર રહેતો હતો તેની પાસે ગયા. એ જમીનદાર ધૂળીઆથી ૭–૮ ગાઉ ઉપરના એક કિલ્લામાં રહેતો હતો. ત્યાંથી તારાબાઈ વિશેની બધી હકીકત મળી, અને સમજાયું કે લડયા સિવાય રાજ્ય હસ્તગત થવાનું નથી. એટલે લશ્કર ક્યાંથી મેળવવું અને સરદારોને કેમ મેળવી લેવા તેનો શાહુને વિચાર થઇ પડયો. સુજનસિંગે તેને કેટલીક મદદ આપી અને પછી આજુબાજુ વિશ્વાસુ માણસો મોકલી સરદારોના મન પોતાની તરફ ખેંચવાનો તેણે પ્રયત્ન શરૂ કર્યો. બાપુજી સોનાજી દીઘે નામનો એક હોંશિયાર માણસ શંકરાજી નારાયણ પાસેથી પરસોજી ભોસલેએ માગી લીધો હતો. એ બાપુજી ભોસલેની રજા લઈને પ્રથમ શાહુને આવીને મળ્યો અને તેની માર્ફત શાહુએ એ ભોસલેને

પોતાના પક્ષમાં લીધો. આ રીતે પરસોજી અને બાપુજી બંને મળવાથી શરૂઆત સારી થઇ. એ મદદ માટે શાહુએ બાપુજીને માવળ પ્રાંતનાં બે ગામ ઇનામ આપ્યાં તે અદ્યાપિ તેના વંશજોમાં ચાલે છે. તે પછી તાપી નદી ઉપરના કૌકરમંડા નામના કિલ્લાનો અધિકારી અંબુ પાંડે નામે હતો અને જે સુરતથી બારાનપુર સુધી ધાંધલ મચાવતો, તેને જઇને શાહુ મળ્યો. તેણે પણ શાહુને સારી મદદ કરી. એ વખતે ખાનદેશમાં પિંગળે પેશ્વા તરફનો ચીમનાજી દામોદર નામનો સરદાર રહેતો હતો. તેને બોલાવી શાહુએ પોતાના પક્ષમાં મેળવી લીધો. ત્યાર બાદ શાહુ ઔરંગાબાદ આવ્યો અને ત્યાં તેણે ઔરંગજેબની કબરની પૂજા કરી મુસલમાન ભાઇઓની સહાનુભૂતિ મેળવી. બાદ ગોદાવરી ઉતરી તે દક્ષિણમાં આવ્યો. દક્ષિણના લોકોએ પણ તેને આનંદથી વધાવી લીધો. પરસોજી ભોસલેનું જોઇને હેબતરાવ નિંબાળકર તથા નેમાજી સિંધિઆ એ બાગલાણના સરદારો પણ શાહુને આવી મળ્યા. અને એ રીતે શાહુ પાસે માણસોનો સારો જમાવ થયો. શાહુએ તેમને સૌને ઇલકાબ, નીમણુકો વગેરે આપીને સંતોષ્યા, અને તારાબાઇને પત્ર લખી જણાવ્યું કે, “હું બાદશાહ પાસેથી નીકળીને દેશમાં આવી પહોંચ્યો છું અને જલદી ત્યાં આવું છું.”

તારાબાઇને આ પત્ર વાંચી અત્યંત દુઃખ થયું. તેનો ઇરાદો શાહુને રાજ્ય સોંપવાનો ન હોતો. તેણે એવી અફવા ચલાવી કે એ કાંઇ ખરો શાહુ નથી, કોઇ પાખંડી આવેલો છે. કારભારી મંડળને તેણે એકઠું કર્યું. રામચંદ્રપંત, પરશુરામ ત્ર્યંબક, શંકરાજી નારાયણ, નીલકંઠ માહેશ્વર, નિમાજી રઘુનાથ, ધનાજી જાદવ તથા ખંડો બલ્લાળ વગેરેને બોલાવી તેણે કહ્યું કે, “શંભાજીએ નિરપરાધી સરદારોને મારી નાખ્યા અને રાજ્ય તથા ખજાનો ગુમાવ્યાં; પણ રાજારામે તો અતિ પરિશ્રમ કરીને રાજ્ય છોડવ્યું તથા સંપત્તિ વધારી. માટે આવનાર શાહુ ખરો હોય કે ખોટો હોય તો પણ

તેની સાથે લડવું અને તેને પકડવો." આમ કહીને તેણે દૂધભાતના થાળ મંગાવ્યા અને તેના પર હાથ મૂકાવીને શંકરાજી નારાયણ, રામચંદ્રપંત તથા પરશુરામપંત પાસે પોતાના પક્ષમાં વફાદાર રહેવા માટે સોગન લેવરાવ્યા. વળી તેણે સુબેદારો તથા કિલ્લેદારોને પણ હુકમો મોકલ્યા કે, "કિલ્લા સોંપવા નહીં, કોઇએ જઇને મળવું નહીં, અને ખર્ચ માટે નાણું પણ આપવું નહીં." કાનોજી આંગરે-ને બોલાવી તેની પાસે પણ સોગન લેવડાવ્યાં અને ધનાજીએ તથા પરશુરામે સામે લડવા જવું તથા બીજા દરેકે પોતપોતાને ઠેકાણે રહી વ્યવસ્થા જાળવવી એમ તેણે ઠરાવ્યું. એ હુકમ પ્રમાણે એ બંને સરદારો લડાઇ માટે બહાર આવ્યા. તેની જોડે ખંડો બલ્લાળ ચિટનિસ પણ હતો.

એ બધી હીલચાલ તરતજ શાહુને સમજાઇ ગઈ. મરાઠી રાજ્યમાં અંતઃકલહની આ શરૂઆત જાણી તેને અત્યંત ખેદ થયો. પણ હવે પાછા હઠવાનો વખત નહોતો. તે ઔરંગાબાદથી પારદ આવ્યો. રસ્તામાં ભોસલે કુટુંબની અનેક શાખાઓની તેને ઘણી ઉપયોગી પિછાન થઇ. પારદમાં એક નાની સરખી લડાઈ થઇ. એ ગામમાં એક નાનો ગઢ હતો. તેનો આશ્રય પકડીને એ ગામનો પટેલ મોગલોનો પક્ષ લઇને સામે થયો. માણસો મોકલ્યા તેનાપર તેણે ગોળી ચલાવી. એટલે શાહુએ તેના પર હલ્લો કરી એ ગામને ઉડાડી મૂક્યું. એ પટેલના ભાઈ, બાપ વગેરે પણ મરાયા અને આખા ગામનું સત્યાનાશ નીકળી ગયું. પટેલની સ્ત્રીએ શાહુને શરણે આવી છોકરાંને પાલખીમાં નાખ્યાં અને અરજ કરી કે, "આને બચાવો. અન્યાયી હતા ને માર્યા ગયા, આ બચ્ચાં તમારે શરણે છે." શાહુએ એ છોકરાંને તેથી સાંભળી લીધાં. અને આ રીતે ફત્તેહ મળી તેથી તેમાંના એક છોકરાનું નામ ફત્તેસિંગ પાડી તેને પોતાનો ગણવા ભોંસલે ઉપનામ આપ્યું, અને પછીથી અક્કલકોટની જાગીર આપી, જે અદ્યાપિ ચાલે છે. પટેલના ભાઇના વંશજોને પણ નિર્વાહ-

ને માટે શાહુએ એ ફત્તેસિંગની ભલામણથી પાછળથી એ પારદ ગામ ઇનામ આપ્યું. ગ્રાન્ટ ડફ જણાવે છે કે, પારદનો આ પટેલ તારાબાઇનો પક્ષ લઇને લડયો. પણ તે ખરૂં નથી. શાહુના વખતના એક પત્રથી એ હકીકત ખોટી ઠરે છે. વળી આ ફત્તેસિંગને પણ રાજપુત્ર ગણી શાહુએ અકલકોટની જાગીર આપી તથા તેને ફત્તેસિંગ ભોસલે તરીકે ઓળખાવ્યો, એ પણ તે વખતના તેના પત્ર પરથી સ્પષ્ટ થાય છે. રાજપુત્ર શબ્દ એ વખતે તેને માટે જ વાપરવામાં આવતો.

પારદથી શાહુ ભીમા નદી સુધી આવ્યો ત્યાં તેને ધનાજી તથા પરશુરામનો ભેટો થયો. ધનાજીનો વિચાર શાહુની સામે થવાનો નહોતો. તેને ખાત્રી હતી કે શાહુ જ રાજ્યનો ખરો અધિકારી છે, એટલે તારાબાઇનો આ પ્રપંચ તેને પસંદ નહોતો. પરશુરામનું વલણ ખાસ તારાબાઇના પક્ષમાં હતું. સબબ ધનાજીએ પ્રથમ ખંડો બલ્લાળને ગુપ્ત રીતે શાહુ પાસે માહિતી મેળવવાના ઇરાદાથી મોકલ્યો. ખંડોબાએ બધી વાત જાણીને ધનાજીને જણાવી. તેને ખાત્રી થઇ કે આ શાહુ પાખંડી નથી પણ ખરો જ છે. અને શાહુએ મોકલાવેલા સંદેશાથી ધનાજીનું ચિત્ત તેના તરફ ખેંચાયું. છેવટે લડાઈ ચાલી તેમાં પરશુરામ તથા તારાબાઇના પક્ષના બીજા સરદારો કાનોજી આંગરે વગેરે બહુ લડયા, પણ અન્તે હારીને નાઠા. ધનાજી લડાઇ ન કરતાં ઊભો જ રહ્યો અને શાહુનો હાથી નજીક આવતાં તેણે તથા તેના વિચારના બીજા સરદારો ખંડેરાવ દાભાડે વગેરેએ ઘોડા પરથી ઉતરીને શાહુને મુજરો કર્યો. આ લડાઇ સન ૧૭૦૭ ના મે માસમાં થઇ. શાહુએ પછી ત્યાં મુકામ નાખ્યો અને ધનાજી તથા તેની જોડેના સરદારો ત્રણ ગાઉને અંતરે ભીમા નદીને કાંઠે ઉતર્યા. બીજે દિવસે ખંડો બલ્લાળની મારફત એ બધાની શાહુએ મુલાકાત લીધી અને સૌને બહુ માન આપ્યું. ધનાજીને સેનાપતિનો, ખંડો બલ્લાળને ચિટનિસનો અને નારોબા રંગરાવ-

ને મંત્રીનો પોશાક આપ્યો. આ બાજુ પરશુરામ નાસીને સતારાના કિલ્લામાં ભરાયો, અને તેણે બધી હકીકત તારાબાઇને જણાવી. નીલકંઠ બલ્લાળ આ વખતે વિશાળગઢ હતો. પણ પછી તે શાહુને આવી મળ્યો. ત્યાર પછી શાહુએ શેહિડખોરાના દેશમુખ અનાજીરાવ જેધેને પત્ર લખી બોલાવ્યો અને તેને પોતાના પક્ષમાં મેળવી લીધો. બાદ ચાકણ, પુના, જેજુરી, વીરવાલા, દહિગામ વગેરેમાં થઇને શાહુ ચંદનવંદન આવ્યો. જેજુરીમાં તેણે ખંડોબાનાં દર્શન કરી ઘણું દાન કર્યું અને સન ૧૭૦૭ નું ચોમાસું ચંદનવંદન નજીક ગાળ્યું. એ કિલ્લાના હવાલદાર તથા સુબેદાર તેને મળી ગયા. આ રીતે શાહુનો જમાવ ધીરે ધીરે વધતો ચાલ્યો. કારાગૃહવાસ ભોગવી આવેલા એ શિવાજીના પૌત્ર સામે શસ્ત્ર ઉંચકવાની કોઇની છાતી જ ચાલી નહીં. મરાઠી રાજ્ય માટે અને શિવાજીના વંશ માટે એટલું તે વખતે લોકોને અભિમાન હતું. ફિરંગોજી નરસોળે ઔરંગઝેબના પક્ષમાં ભળેલો હતો, છતાં દુરાચારી શંભાજી ઉપર પણ તેણે ગોળી મારેલી નહોતી. રાજા નીતિ છોડે તોપણ તેની સામે થવું એ આપણા લોકોનો સ્વભાવ જ નથી. માટેજ તારાબાઇના પક્ષમાં ન ભળનારાને રાજદ્રોહી ગણી શકાય નહીં. શાહુએ સમક્ષ આવીને મદદ માગી, એટલે તેને ના કોણ કહી શકે ? શાહુ પણ રાજા અને તારાબાઇ પણ રાજા. એમનો ટંટો એઓ માંહોમાંહે પતાવી લેશે એવી લોકોની ભાવના હતી. જેમ જેમ શાહુ સતારા તરફ આવતો ગયો, તેમ તેમ લોકોની વિશેષ ખાત્રી થતી ગઇ અને તેનો પક્ષ જોરમાં આવતો ગયો. પરશુરામની હાર થયા છતાં તારાબાઈએ હિંમત છોડી નહીં. તેણે હજી પણ લડાઇ ચાલુ રાખી. શંકરાજી નારાયણ માવળ પ્રાંતમાં હતો. તેને શાહુએ મળવા બોલાવ્યો પણ તે આવ્યો નહીં. તારાબાઇ પાસે સોગન લીધેલા હોવાથી તેને ઘણી ગડભાંગ થઇ અને શાહુનો પક્ષ જોર ઉપર આવતો જાય છે એ જાણતાં તેની ફીકર વધી પડી. છેવટ આ કલહમાં સામેલ થવા

કરતાં મરણ સારૂં એમ માનીને તેણે દેહત્યાગ કર્યો.

સતારા ઉપર પરશુરામ તથા શેખમિરા હતા તેને મળવા આવવા શાહુએ જણાવ્યું. શેખમિરાનું કુટુંબ વાઇમાં હતું ત્યાંથી તેને શાહુએ પકડી મંગાવ્યું. એટલે શેખમિરાએ પરશુરામને જણાવ્યું કે કિલ્લો સ્વાધીન કરી દો. પણ તેણે માન્યું નહીં. એટલે પરશુરામને કેદ કરીને કિલ્લો શાહુને સોંપી દેવાની ગોઠવણ શેખમિરાએ ગુપ્ત રીતે કરી. અને એ રીતે સન ૧૭૦૭ ના સપ્ટેમ્બરમાં સતારા હસ્તગત થયો. આ પ્રમાણે રાજધાની શાહુના હાથમાં આવી અને તે પછી તરતજ પરળી, વર્ધનગઢ, મહિમાનગઢ વગેરે કિલ્લા પણ તાબામાં આવ્યા. પરશુરામને કડક શિક્ષા કરવાનો શાહુનો વિચાર હતો; પણ ધનાજીની ભલામણથી તે માંડી વાળ્યો. માત્ર તેને સતારામાં જ કેદ રાખીને તેના ખર્ચનો સારો બંદોબસ્ત કર્યો.

આ રીતે શાહુની સત્તા બરાબર જામી એટલે સન ૧૭૦૮ના જાન્યુઆરીમાં સતારા આવી ઉત્તમ મુહૂર્ત જોઈ વ્રતબંધપૂર્વક તેણે યથાવિધિ રાજ્યાભિષેક મોટા સમારંભથી કરાવ્યો. જે આઠ પ્રધાનો તેના પક્ષમાં આવેલા હતા, તેને રીતસરના પોશાકો આપી કામગીરી સોંપી, અને પૂર્વમર્યાદા પ્રમાણે પત્રો લખવાની શરૂઆત કરી પોતાના નામના સિક્કા પડાવ્યા. બહિરોપંત પિંગળેને પેશવા બનાવ્યો. કેમકે મોરોપંત પિંગળે તારાબાઇ તરફ હતો અને પછીથી તે તરત જ મરણ પામ્યો. પ્રતિનિધિ ગદાધર પ્રલ્હાદને બનાવ્યો. એ રસ્તામાં શાહુને બહુ ઉપયોગી નીવડયો હતો. હનમંતેને અમાત્યપદ આપ્યું, કેમકે રામચંદ્રપંત અમાત્ય આ બાજુ આવ્યો નહોતો. આ રીતે ઉતાવળથી અષ્ટ પ્રધાનની યોજના કરીને શાહુએ રાજ્યકારભાર શરૂ કર્યો. તેની જ સાથે પરળીમાં રામદાસ સ્વામીના વડિલ ભાઇના પૌત્ર ગંગાધર સ્વામીને બેસાડીને એ સંસ્થાનની નીમણુક વગેરે પણ મહાન્ શિવાજીના વખતની પેઠે જ ચાલુ રાખ્યાં. આ નીમણુક

એકદમ કરી એ ઉપરથી એનું પણ મહત્ત્વ અષ્ટ પ્રધાન જેટલું જ તે વખતે હશે એમ સમજાય છે. આ રીતે સન ૧૭૦૮ નું વર્ષ શાહુએ પોતાની સ્થિરતા કરવામાં કાઢયું અને તે પછી તેણે તારાબાઇના પક્ષને હરાવવાનું કામ હાથમાં લીધું.

શાહુ રાજા થતાં મરાઠી રાજ્યનું સ્વરૂપ બદલાયું અને તેના કર્તવ્યની દિશા પણ બદલાતી ચાલી. અર્થાત્ આટલેથી જ મરાઠા ઇતિહાસનો પ્રથમાર્ધ સમાપ્ત થાય છે.



